સચિત્ર માસિક

# શ્રીભક્ત.

પુસ્તક ૯. ❀ માઘ પૂર્ણિમા, સંવત ૧૯૬૯. ❀ અંક ૮ મો.



આ પુસ્તક વાંચ્યા સિવાય તમને ચાલે એમ નથી. આજે વાંચો કે કાલે વાંચો પણ તમે વાંચ્યા વગર રહેવાનાજ નથી.

# ભદ્રબાલા.

પ્રથમ ભાગ.

રચનારઃ—જ. લ. પંડિત. મુંબઈ.

"પ્રત્યેક પ્રકરણ જીજ્ઞાસાના તંતુને અધિકું અધિક લબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મન તથા આત્માને આનંદમાં તલ્લીન કરેછે."



આ પ્રકરણો જરૂર વાંચો.





"મારી મનકામના અવશ્ય સિદ્ધ થશે."

(ભદ્રબાલા પૃષ્ઠ ૨૧૨.)

# શ્રી ભક્ત.

## ( સચિત્ર માસિક ).

વિષયાનુક્રમ.






આ માસિક શ્રીસત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે શ્રીયુત જગંમપતરામ લક્ષ્મીરામ પંડિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. ઠે. પાંચકુવા નવા દરવાજા-અમદાવાદ.

# सूत संहिता.

( ગતાંકથી ચાલુ. )

અધ્યાય ૫ મો.

## શ્રી શક્તિ પૂજા વિધિ. *



સૂતપુરાણી અને શ્રોતાજનો.

* આર્ય ધર્માભિમાની વૈદિક ઉપાસના કરનાર પ્રત્યેક દ્વિજના ઘરમા પંચાયતન દેવની સેવા પૂજા રાખવામા આવે છે. માઘ માસમાં શ્રી શક્તિની ઉપાસના અધિક ફલપ્રદ હોવાથી આ અધ્યાય અધિક ઉપયોગી થયા વગર રહેશે નહિ.

( અધિપતિ )

શંકર ભોગ તથા અપવર્ગરૂપ ફળને પોતાની શક્તિ વડેજ આપી શકે છે. અન્ય રીતે આપી શકતા નથી માટે તેવા ફળની પ્રાપ્તિને અર્થે શક્તિની પૂજા આવશ્યક છે. મુનિયો પૂછે છે કે 'હમને સામાન્ય રીતે ખબર છે કે એક એવી પરાશક્તિ છે કે જેના પૂજનથી, શિવની પૂજા ફલ આપનારી થઇ શકે છે. પણ તે શક્તિનું સ્વરૂપ તેના વિભાગ અને તેમની પૂજાનો વિધિ એ રીતનું વિશેષ જ્ઞાન હમને નથી. દાહ, પાક, પ્રકાશ વગેરે શક્તિયો અગ્નિમાં પણ છે પણ આ જગતને નિર્માણ કરવાની શક્તિ જે શિવનીજ તેથી તે વિશેષ હોવાથી પરાશક્તિ છે. શિવપૂજાનું જ્ઞાન થયું, માટે આ શક્તિપૂજા પ્રાસંગીકી તેના અંગની છે એમ ગણવાનું નથી, પણ શિવપૂજાનું ફલજ શક્તિપૂજાને આધીન છે, તેથી માત્ર ખાલી જીજ્ઞાસાથી નહીં, પણ અત્યંત શ્રદ્ધાથી શક્તિનું પૂજન સમજીને કરવાનું છે. દંડ ચક્ર આદિને આપણે એક તો દંડ ચક્ર આદિ પોતપોતાના સ્વરૂપે ઓળખીએ છીએ અને વળી ઘટ આદિ કાર્યની અપેક્ષાથી, તે તે કાર્યના પ્રતિયોગિ એટલે કારણરૂપે ઓળખીએ છીએ; તેવીજ રીતે પરશિવને તેમના નિષ્કલ સ્વરૂપે ઓળખીએ છીએ, છતાં પણ તેમને ૧ દ્રષ્ટિ, ૨ સ્થિતિ, ૩ સંહા, ૪ તિરોભાવ, અને ૫ અનુગ્રહકરણ, એ કૃત્ય પંચક રૂપી શક્યધારા તેજ સદાશિવનું નિરૂપણ કરતાં તેમનેજ પરાશક્તિ કહીને તે સ્વરૂપ આપણે ઓળખવાનાં છે. જેમ અગ્નિની ઉષ્ણતા, સૂર્યનો તડકો, ચંદ્રની ચાંદની છે, તેવીજ રીતે આ પરમશિવની પરાશક્તિ છે. વાસ્તવે તેમનાથી અભિન્ન સ્વરૂપવાળી છે. અધિકારના ભેદની અપેક્ષાથી તેમની પૂજા બાહ્ય અને આંતર એમ બે પ્રકારની છે. મૂળ એટલે વેદ તથા સ્મૃતિ તથા પુરાણ આદિને આધારે થતી તે વૈદિકી પૂજા છે. તેને જે સ્વગૃહ્યાદિમાં કહેલા સંસ્કારો પામેલા છે તેમણે કરવાની છે. વેદની અપેક્ષા જેમાં નથી રાખી તેવા શિવ કામિકાદિ આગમોમાં કહેલી પૂજાને તાંત્રિકી કહે છે. જેમને તે તંત્રોમાં કહેલા કુંડ, મંડપ, આદિ પુરાસર દીક્ષાના સંસ્કારો પ્રાપ્ત હોય તેમણે તે તાંત્રિકી પૂજા કરવાની છે. વળી શિવ વિષ્ણુ વિનાયક આદિ સર્વ દેવોની પૂજાના અધિકારીના ભેદને અનુસરીને વૈદિકી તથા તાંત્રિકી એવા બે ભેદ પાડેલા છે. જે વગર સમજથી પોતાના દેવતાને છોડે છે તે પોતાના દેવતાથી પતિત થાય છે અને અન્ય દેવતા તેને પ્રાપ્ત થતા નથી તેથી માત્ર તે પાપીજ બની રહે છે બાહ્ય પૂજામાં ખાસ બહારની સામગ્રીની અપેક્ષા રહે છે. આ શક્તિની પૂજા માતૃકા મંત્રના ઉચ્ચારણ પૂર્વક કરવી. તેમાં-આસન-આવાહન-અર્ધ્ય-પાદ્ય, આચમન, સ્નાન—વસ્ત્ર—ઉપવસ્ત્ર ભૂષણ-ગંધ—પુષ્પ—ધૂપ—દીપ—અમૃતવડે તર્પણ-માલ્ય—અનુલેપન-નમસ્કાર અને વિસર્જન એટલું કરવું. સર્વ મંત્રો માતૃકામંત્રમાંથી નીકળેલા છે. માતૃકામાં ન સમાયેલો હોય તેવો એક પણ અક્ષર નથી, અને અક્ષર વિના બીજું કોઇ પણ જેમાં હોય તેવો કોઈ મંત્ર નથી, માટે માતૃકાવડે કરેલા પૂજનથી સર્વ મંત્રોવડે થએલાં પૂજન વળે છે. અધિકારિના ભેદથી માતૃકા ત્રણ પ્રકારની છે પ્રથમનો એટલે આરંભક અધિકારી સ્થૂલ માત્રાથી, મધ્યમ અધિકારી સૂક્ષ્મ માત્રાથી અને ઉત્તમ અધિકારી સૂક્ષ્મતર માત્રાથી એ પૂજા કરે છે. પ્રાણિયોનાં કર્મ નિયમિત કાળે પાકે છે, પાકેલાં કર્મોનાં ફલનો ઉપભોગ થઇ રહેતાં તે કર્મો ક્ષયને પામે છે. બાકીનાં કર્મો પાકેલાં નથી હોતાં તેથી તેમનાં ફલના ઉપભોગનો અભાવ છે. તેમને ભોગવવા અર્થે આ સૃષ્ટિનો ઉપયોગ નથી રહેતો તેથી પ્રાકૃત સૃષ્ટિનો તેવે સમયે પ્રલય થાય છે. તે વખતે તે સમસ્ત પ્રપંચ માયામાં અસ્ત પામી જાય છે અને તેમાં રહેલાં બાકીનાં કર્મ પરિપક્વ થતા સુધી તે માયા પોતે સ્વ પ્રતિષ્ઠિત નિષ્કલ પરશિવમાં લીન થઇને પડી રહે છે. આ ચર તથા અચર સર્વ જગત્‌ના પ્રલય સમયે માયામાં ગુપ્ત રહેલું હોય છે. જગત્‌ની આધારભૂત પૃથ્વિ જળમાં, જળ—તેજમાં તેજ, વાયુમાં વાયુ, આકાશમાં, આકાશ અવ્યક્તમાં ને અવ્યક્ત પુરૂષમાં એમ ઉત્તરોત્તર લીન થઇ રહે છે. મુક્તિની દશામાં માયાનો જેવો સંપૂર્ણ નાશ થાય છે તેવો નાશ આ પ્રલય સમયે નથી થતો. એ નાશ

તો આત્યંતિક છે; પણ આતો માત્ર નિદ્રાની માફકજ માયાની મર્યાદામાં થતી પ્રતિભાસિકજ અભાવ થાય છે. માયાની મર્યાદામાં એ રીતની અત્યંત નિર્વિકલ્પના તે સમયે હોવાથી સ્વ પ્રતિબિંબ પરમાત્માના પ્રકાશવડે આભાસવાળી તે માયા છતાં જાણે આભાસના અભાવવાળી હોય તેવી બની રહે છે. છતાં તેના આભાસનો કેવળજ અભાવ પણ નથી; કારણ કે મિથ્યા વસ્તુનું સ્વરૂપ એકલો પ્રતિભાસ માત્ર જ છે તે પ્રતિભાસ દેખાતો બંધ થતાં તેના આધારભૂત જે સત્યવસ્તુનો ભાસ તે સ્વરૂપેજ તે મિથ્યા વસ્તુ થઈ રહે છે. અ-ભાવ કે શૂન્ય સ્વરૂપ ધારણ નથી કરતી. જો માયા તથા તેનાં કાર્યરૂપ પ્રપંચ અભાવ-રૂપ થતાં હોય તો ભાવિ સૃષ્ટિનો પ્રસંગજ હોય નહીં, માટે પ્રાણિયોના પાકવા માટે બાકી રહેલાં કર્મો તે માયામાં વિલાઇને રહેલાં હોય છે ને તે ક્રમ પ્રમાણે પાકે છે, ત્યારે તેમનાં ફલ આપવા માટે સૃષ્ટિની જરૂર પડે છે. તે સમયે સૃષ્ટિને રચવાની ઇચ્છા વૃત્તિ રૂપે તે માયાની અવસ્થા થાય છે. તે અવસ્થાને પ્રધાન કામ્યરૂપ—સિસૃક્ષા આદિ શબ્દોવડે વેદ વર્ણવેલી છે. પાકેલાં કર્મોની ભોગ્યતાને પામ્યા વિનાજ ફલીભાવને પામવું તથા તેમ થવા માટે થતો જે વ્યાપાર તેને સિસૃક્ષા કહે છે. પાકેલા કર્માકાર પરિણામને પામેલી તે માયાની ઉપાધિની અપેક્ષાથી પરમેશ્વર ઇક્ષણકર્તા કહેવાય છે. પાકેલા કર્માકારને પામવા રૂપ પરિણામને પામેલી, માયાવાળું તે પ્રધાન તેને બિંદુ કહે છે. એ બિંદુ જ્યારે આવી રીતે વિભાગને પામેલું નથી હોતું ત્યારે અવ્યક્ત કહેવાય છે. કહ્યું છે કે તેમાંથી ત્રિગુણાત્મક અવ્યક્ત ઉત્પન્ન થયું એટલે અવ્યક્તની ઉત્પત્તિ છે ને તે અનાદિથી એમ કહેવું છે. અધ્યાત્મ એટલે આપણા શરીરમાં આધાર આદિ ચક્રોમાં જગતના અંકુર સ્વરૂપ તે અવ્યક્ત અભિવ્યક્ત થાય છે ત્યારે તેને કુંડલિની આદિ શબ્દોથી ઓળખીએ છીએ. શક્તિ વિશ્વ જનનના વ્યાપારમાં ઉદ્યમ કરી રહેલી છે ને સુષુમ્નાની અંદરજ પ્રવેશી રહે છે. કાલ ક્રમથી તે વિદ્યમાન બિંદુનો અચિદ્ અંશ બીજરૂપે રેખરૂપ થાય છે. ચિદ્ અચિદ્ અંશ મિશ્ર હોઇને નાદ રૂપે સૂક્ષ્મ થાય છે, ને તેજ પુરુષ રૂપ જે ચિદ્ અંશ તે પરબિંદુ એટલે ઇશ્વર થાય છે. એ રીતે તે બિંદુના વિભાગ થાય છે. તે વિભાગ થવાના સમયે શબ્દ બ્રહ્મ એવા અપર નામ વાળા રવની ઉત્પત્તિ કરી છે અને રવનું સ્વરૂપજ્ઞાન છે ને તેજ જગતનું ઉપાદાન છે એ રવની બિંદુ સાથેની એકતા છે માટે તે રવ સર્વગત છે; છતાં તે રવ પ્રાણિયોના મૂલાધાર પ્રદેશમાં અનુસ્યૂત હોઇને ત્યાં અભિવ્યક્ત થાય છે. ત્યાં મૂલાધારેજ ઉત્પન્ન થતા પવનથી તે અભિવ્યક્તિને પામે છે. જાણેલા અર્થને કહેવાની પુરુષની ઇચ્છા થતાં પ્રબલ ઉત્પન્ન થાય છે. તે વડે મૂલાધારમાં રહેલા પવનને સંસ્કાર મળે છે અને તેવા પવન વડે સર્વત્ર વ્યાપેલો શબ્દ બ્રહ્મ તે મૂલાધારમાં અભિવ્યક્ત થાય છે. તેવા શબ્દ બ્રહ્મને કારણ બિંદુ કહે છે. રવ પ્રતિબિંબ હોવાથી તે નિસ્પંદ છે. તેનેજ પરાવાણી કહે છે. તે વાયુનાભિ સુધી જતાં તે શબ્દ બ્રહ્મને મન સાથે જોડે છે. ત્યારે તે મનન રૂપે અભિવ્યક્ત થાય છે. તેવી સ્થિતિને પામેલો તે શબ્દ બ્રહ્મ સામાન્ય સ્પંદ પ્રકાશ રૂપ કાર્યબિંદુ તત્વ આદિ દેવ ઇશ્વર જેના છે તે સ્વરૂપે થાય છે. તેને પશ્યંતી વાણી કહે છે. એ શબ્દ બ્રહ્મ તેજ વાયુ વડે હૃદય પર્યંત પહોંચતાં ત્યાં અભિવ્યક્ત થાય છે ત્યારે ત્યાં નિશ્ચયરૂપ બુદ્ધિ સાથે જોડાય છે. વિશેષ સ્પંદરૂપ નાદ બિંદુ આદિ દેવતા હિરણ્યગર્ભ જેના છે તે રૂપ બને છે તેને મધ્યમા વાણી કહે છે. એ શબ્દ બ્રહ્મને તેજ વાયુ મુખ સુધી લાવીને કંઠાદિ સ્થાનોમાં અભિઘાત કરે છે, ત્યારે તે " અ "થી " ક્ષ " સુધીની વર્ણમાલા રૂપ—અક્ષરના ભેદ ગ્રહણ કરી શકે તેવું બીજરૂપ જેના અધિદેવ વિરાટ છે તે રૂપ બને છે. તેને વૈખરી વાણી કહે છે. વૈખરી સ્થૂલ માત્રા છે, મધ્યમા સૂક્ષ્મ માત્રા છે, કારણ અને કાર્ય રૂપ જે પરા તથા પશ્યંતી તે સૂક્ષ્મતર માત્રા છે, એમ રીતે સર્વ મંત્રો પણ સ્થૂલ, સૂક્ષ્મ તથા સૂક્ષ્મતર હોય છે. આ વિષયમાં કહેવાનું તો ઘણુંજ બાકી છે, પણ ગ્રાહકના હિતને સંબંધ કરવું

ઉપયોગ પુરતું જ ખુલ્લુ કરીને કહ્યું છે. ઉપદેશ વિના શાસ્ત્રો સમજવાં એ કઠિણ કામ છે, ઉપદેશ મેળવીએ ત્યારેજ અતિશય ફળ મળે છે. માટે ગુરૂમુખથી ઉપદેશ વડેજ આ વિષય સમજવાનો છે. કરોડો શાસ્ત્રો વડે પણ ગુરૂના ઉપદેશ વિના આ વિષય સમજાય તેવો નથી એ રીતે જ્યારે પૂજાના સ્વરૂપનું જ્ઞાન થાય છે અને ચિત્ત એકાગ્ર થાય છે, ત્યારે બાહ્ય પૂજાને છોડીને આભ્યંતર પૂજાનો અધિકાર મળે છે. તેમાં મન વડે કલ્પેલી મૂર્તિના આધાર રૂપે સત ચિદ્ આનંદ એક રસ શિવનું આવાહન આદિ કરાય છે તેને સાધારા પૂજા કહે છે. જ્યારે તેવી રીતે મૂર્તિના આધાર રૂપે કલ્પના પણ નથી થતી પણ સાક્ષાત પરમ શિવ તત્વનુંજ અનુસંધાન થાય છે ત્યારે તેને નિરાધાર પૂજા કહે છે. તે પૂજા સર્વમાં ઉત્કૃષ્ટ છે.

મૂળાધારથી આરંભીને નીકળેલા કમલના તંતુની માફક સર્વ ચક્રોમાં વિસ્તારને પામેલી લીપિ સમૂહરૂપે મુખ કર ચરણ આદિવાળી હાથમાં જ્ઞેયમુદ્રા, રૂદ્રાક્ષની માળા, અમૃતનો કળશ તથા પુસ્તકને ધારણ કરેલા છે, તેવી મૂર્તિને કલ્પવી,અને મનમાં કલ્પેલી તે મૂર્તિનું સંવિદ્ સ્વરૂપે આવાહનાદિવડે શ્રીગુરૂ ભગવાને ઉપદેશેલી રીતે પૂજન કરવું. તે સાધારા પૂજા છે. તે સંવિદ્‌માંજ મનનો લય કરવો. તેજ નિરાધારા પૂજા છે. સંવિદ્ તેજ પરાશક્તિ છે. કોઇ અન્ય વસ્તુ નથી, પુજ્ય અને તેનો આધાર એ રીતે જે ઉપાધિની અપેક્ષાથી ભેદ વ્યવહાર થાય છે તે બંનેનો સંવિદ્ સ્વરૂપમાં આત્યંતિક અભેદ થઇ રહે છે, માટે નિત્ય સંવિદ્ પૂજન કરવું. સાધારા પૂજામાં પુજ્ય પૂજાસ્થાન—પૂજક પૂજાપો આદિપ્રપંચરૂપ સંસાર વિદ્યમાન હોયછે. માટે તે સંસાર એટલે સંવિદ્‌થી અન્યરૂપે ભાસનારૂં જે સઘળુંજ તેની નિવૃત્તિ થવાના હેતુથી અમરસ્વરૂપ સાક્ષી અને પ્રપંચરૂપ ઉલ્લાસથી રહિત જે સંવિદ્ માત્ર પરાશક્તિ છે તેની પૂજા કરવાની છે. સાક્ષ્યરૂપ જે સાક્ષીનો વિષય જેનાથી રહિત છતાં તેને સાક્ષી કહી છે, કારણકે તેનું સ્વરૂપ અપરોક્ષરૂપ છે ને તેમાં પ્રપંચનો અભાવ છે, છતાં પ્રપંચને પ્રકાશમાં લાવનારી તે છે તેથી લક્ષણાથીજ તેને સાક્ષી કહી છે જેમાં સમસ્ત ઉપાધીયો ડુબી ગએલી છે. એવી નિર્વિકલ્પ સંવિત્‌માં આ રીતે ચિત્તનું અનુસંધાન કરવાનું છે તે. અ—ઉ—મ્—બિંદુ, નાદ, શક્તિ અને શાંત એ. પ્રણવના અંશો વડે ક્રમે, જાગ્રત. સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, તુરીયાતીત, શક્તિ તથા શાંત સ્વરૂપે સંવિદ્ પોતે પ્રતિત થાય છે. એવું પ્રણવ પોતાના વાચક અર્થવડે પ્રતિપાદન કરે છે તે નિષ્પ્રપંચ સંવિદ્‌માં શમી જાય છે. હ્રીંને હુલ્લેખામંત્ર કહે છે તેના પણ સાતઅંગો હ—રે—ઈ—બિંદુ, નાદ, શક્તિ તથા શાંત એ રીતનાં છે. તેપણ સંવિદ્‌નું એ રીતેજ પ્રતિપાદન કરે છે. તેથી પ્રણવ તથા હ્રીં એ મંત્રો સંવિદ્ વાચક છે. પ્રથમ આરંભક અવસ્થામાં વિષયો વિક્ષેપ કરી મૂકે છે તે સમયે આ પ્રમાણે અનુસંધાન કરવાથી ચિત્તમાંથી તે વિષયોથી થતા વિક્ષેપો દૂર થાય છે ને તેમ થાય છે ત્યારેજ નિર્વિકલ્પ સંવિદ્‌માં ચિત્ત ઉતરે છે, માટે પ્રથમ આકળાયા વિના આદર પૂર્વક મહાબુદ્ધિવાન અધિકારીએ તે મંત્રોવડે પરાશક્તિને પૂજવી. યોગીએ તેમકરીને પછી આલંબન માત્રનો ત્યાગ કરવો. જાગ્રત આદિ સાત પ્રકારનો ઉપર કહેલો ક્રમ પણ છોડી દેવો અને એકલી પરમાયાનીજ પ્રતીતિ સંવિદ્‌માં કરતાં સ્થિર થઇ રહેવું. એ રીતે સ્વપૂર્ણ સંવિદ્‌નું અનુસંધાન થતાં સંવિદ્‌નો સાક્ષાત્કાર થાય છે. અને તે સમયે પોતે જાતેજ સંવિદ્ સ્વરૂપે પોતાનો આત્મા બને છે અને તેમ થવામાં ધ્યાતા ધ્યેય અને ધ્યાન એવા ત્રિભાગવાળું અનુસંધાન છુટી જાય છે. બીજી કક્ષામાં સંવિદ્ સાથે પ્રતીતિયોનું પણ અનુસંધાન થાય છે. ત્રીજી કક્ષામાં તો પ્રતીતિયો સ્વરૂપે હોય છે છતાં તેમનું અનુસંધાન નથી થતું પણ એકલી ધ્યેયરૂપ સંવિદ્‌નુંજ સંધાન રહે છે એ રીતે પ્રતીતિયોનો પણ અવભાસ બંધ થતા પર આનંદ એકરસ સ્વપ્રકાશ સંવિદ્ રૂપે પોતે પોતાને પ્રત્યક્ષ ભાસતો નિરાંતે સ્થિર રહે છે. સંવિદ્ શક્તિની પરા પૂજા એ છે. તેથી સકલ સંસારના કારણરૂપ અવિદ્યા દૂર થાય છે. પ્રારબ્ધ કર્મના સંસ્કારો ભોગવતાસુધી જીવનમુક્તિ અને તે નિવૃત્ત થતાં પર કૈવલ્ય એવા પુરૂષાર્થો પ્રાપ્ત થાય છે, વેદોમાં આ પૂજાવિધિને મુખ્ય કહી છે માટે તમે પણ તે પ્રમાણે કરજો એ રીતે શક્તિ પૂજાવિધિ એ નામનો અધ્યાય ૫, સંપૂર્ણ થયો.

# सद्गत धी. ऑ. झवेरीलाल उमयाशंकर याज्ञिकनुं संक्षिप्त जीवनवृत्तांत.

स्वार्थो यस्य परार्थ एव स पुमानेकः सतामग्रणिः



"અન્ય સર્વનું કલ્યા- | કરવું એજ જેના ાર્થ સમાયલો છે તેવા ૃથજ માત્ર સજ્જનો- ાં અગ્રગણ્ય ગણાયછે."

" નડીઆદી નાગરોએ ાંચ મોઘાં રત્નોને દેશની ેવામાં અર્પણ કર્યાં છે. મા પંચરત્ન તે-રેવેન્યુ ખાતામાં તથા બીજી અનેક રીતે ઘણી લોક- સેવા કરનાર લોકપ્રિય ઝવેરીલાલ; વેદાન્તના પુરા અભ્યાસી રાજની- તિમાં કાહોશ અને સં- સ્કૃતમયી ગુજરાતીના પિતા મનઃસુખરામ; ગુજરાતીઓને જાગૃત કરી એમના જીવનને વધારે વિચારવાળું અને વધારે ઉન્નત કરનાર ' સાક્ષર શિરોમણિ'-ગોવર્ધનરા- મ; નવલકથા નાટક તથા કાવ્ય એ ત્રણે સાહિત્યનાં અંગોમાં કુશળતા મેળવનાર અને વ્યાવહારિક અર્થશાસ્ત્ર તથા રાજનીતિનું ઉંડું જ્ઞાન ધરાવ- નાર દોલતરામ તથા ' અદ્વિતીય ભાષાન્તરકાર ' છગનલાલ " (શ્રીયુતગોવર્ધનરામ એમના ૭ વનની ટુંકી કથા અને તુલના. )

ઉપર જણાવેલાં પાંચ રત્નોમાં પ્રથમ રત્ન ઝવે- રીલાલે કેવા પ્રકારની લોકસેવા કરી લોકપ્રિ- યતા પ્રાપ્ત કરી એ જણા- વવાનો આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે.

સદ્ગત ઝવેરીલાલ- નો જન્મ સંવત્ ૧૮૯૨ ના ચૈત્ર વદી ૧૨ ને દીવસે અમદાવાદમાં તેમના માતામહ સ- ન્મુખરામ સદાશંકરને ઘેર થયો હતો. તેમના પિતા ઉમયાશંકર નડી- યાદના રહિશ હોઇને રેવેન્યુ ખાતામાં નોકર હતા. એમના માતા- મહ અમદાવાદમાં જજ્જ સાહેબની કોરટમાં વકી- લાત કરતા હતા. ઝવેરીલાલનાં માતુશ્રી લાભકુંવર શ્રદ્ધાળુ અને સરળ પ્રકૃતિનાં હતાં. સંતસાધુપર તેમને આસ્થા હતી અને ઇશ્વર ભક્તિમાં તેમના સમયનો સદુપયોગ બહુ અંશે થતો. આ સંસ્કાર તેમના પુત્રમાં રૂપાંતરે જોવામાં આવતા.

" ઝવેરીલાલે નાનપણમાં જે અભ્યાસ કર્યો, તે પોતાના માતામહને ઘેર અમદાવાદમાં રહીને

કર્યો હતો. તે વખતે ગુજરાતીમાં ભૂમિતિ ઇત્યાદિ બાબતોમાં હાલના કરતાં વિશેષ જ્ઞાન અપાતું હતું. ને ઇંગ્રેજીનો અભ્યાસ ત્યાર પછી શરૂ થતો હતો. ઝવેરીલાલે તે પ્રમાણે ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરી ઇંગ્રેજી અભ્યાસ રા. ભોગીલાલભાઇ પ્રાણવલ્લભદાસના હાથ નીચે સરકારી સ્કુલમાં શરૂ કર્યો. અને તેમાં પેહેલા વર્ગ સુધી આવતાં અને ઉંચે નંબરે પરિક્ષામાં પાસ થવાથી તેમને વિશેષ અભ્યાસ કરવાને મુંબઇ જવાસારૂ સરકાર તરફથી ઉદાર આશ્રય ( ખેડા ટ્રીઝેરીમાંથી ) મળેલો જાણવામાં છે.

મુંબાઇ ગયા તે વખતે ઝવેરીલાલની ઉમર ૧૭ વર્ષની હતી. મુંબાઇ જવાનું તે વખતમાં વિકટ હતુ. ઠેઠસુરત સુધી પગરસ્તે જવાતું ને ત્યાંથી આગબોટમાં બેશી મુંબાઇ ઉતરતા.

તે વખતે યુનીવર્સિટી સ્થપાઇ નહોતી. મુંબાઇમાં સરકાર તરફથી Elphinstone Institution નામે સંસ્થા હતી. તેમાં બે વિભાગ હતા. એકમાં મેટ્રીક્યુલેશન સુધી અભ્યાસ કરાવતા ને બીજા એટલે ઉપલા ભાગમાં જે હાલ કૉલેજોમાં વિષયો શીખવાય છે તે શીખવાતા. એ સંસ્થાઉપર સરકારે નીમેલી બોર્ડ ઑફ એજ્યુકેશનનો અધિકાર રેહેતો. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનમાં ઝવેરીલાલ દાખલ થયા તે વખતે Dr. Harkness L. L. D. કરીને વિદ્વાન ગ્રંહસ્થ પ્રીન્સીપાલની જગાએ હતા. સારા વિદ્વાન હોઇને તેમના હાથ નીચે ભણનાર વિદ્યાર્થિ વર્ગ ઉપર બહુ મમતા રાખતા. ઝવેરીલાલને તેમના ગુરૂ રા. ભોગીલાલભાઇએ ડૉ. હાર્કનેસ ઉપર ચીઠ્ઠી આપી હતી. તે શીવાય બીજુ સાધન તેમની પીછાન કરવાને નહોતુ. તથાપિ રા. ભોગીલાલભાઇ તેઓ સાહેબના આગલા શિષ્ય હોવા તેમની ચીઠીને લીધે ઝવેરીલાલને બહુ સ્નેહભાવથી મળ્યા. તમે કયાંથી આવો છો, . રેહેવા વિગેરેનો શો બંદોબસ્ત કર્યો છે, તમારા સગા સ્નેહી કોઇ અહીં છે કે નહીં વિગેરે સ્નેહ પૂર્વક પૃચ્છા કરી અને કરેલા અભ્યાસ ઉપર નજર રાખી નીચલા વિભાગના પેહેલા વર્ગમાં દાખલ કર્યા.

તે વખતે ( એટલે સન ૧૮૫૪ના સુમારમાં ) એજ વર્ગમાં તેમના સહાધ્યાયીઓમાં રા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર, રા. રા. બાલા મંગેશ વાઘલે, ચ. સોમનારાયણ નરનારાયણ વિગેરે હતા.

કૉલેજ ડીવીઝનમાં ઝવેરીલાલનો અભ્યાસ સારો ચાલ્યો. મોટે ભાગે તેમને સ્કૉલરશીપો મળ્યાં કરતી. કૉલેજમાં સુમારે ત્રણથી ચાર વર્ષ અભ્યાસ કરવો પડતો. અને છેલા વર્ષમાં નાર્મલ-સ્કૉલરશીપ વિદ્યાર્થિઓને મળતી. ઝવેરીલાલે નાર્મલ સ્કૉલર થયા પછી કૉલેજ છોડી. અભ્યાસનુ ધોરણ હાલના બી. એ અને એમ. એનાં ધોરણથી કોઇ રીતે ઉતરતું નહોતું. Logic, Physics, Mental and moral philosophy; English literature, Political Economy, A fixed period of Europeon History વિગેરે વિષયો ભણાવવામાં આવતા અને ભણાવનાર પેહેલાએક ભારે નામાંકિત વિદ્વાન હતા. ઇંગ્રેજી સાહિત્ય શીખવવાનું Prof. Hughling ને માથે હતું. Physics and Chemistryમાં Prof. Gerrand Ph D. હતા. ઇતિહાસમાં Prof. Sydney Owen હતા. Dr. Harkness પોતે Mental and moral Philosophy-શીખવતા. અને

ગણિતમાં Prof. Dadabhai Nawrosji શિક્ષણ આપતા. ઝવેરલાલભાઇ કૉલેજ વિભાગમાં અભ્યાસ કરતા હતા તે સુમારમાં ઑક્સફર્ડમાં ઉંચા પ્રકારની વિદ્વતાને લીધે ખ્યાતિ પામેલા યુવાન ઇંગ્રેજ ઇ. આઇ. હાવર્ડ સાહેબ વિલાયતથી મુંબઇ બારીસ્ટર થઇ આવ્યા. તેમને સરકારે Elphinstone Institutionમાં પરિક્ષક નીમ્યા. એમણે પરિક્ષા લઇ એકંદર દેશી વિદ્યાર્થિઓને કેલવણી આપવા બાબત એવો સબળ રીપોર્ટ કર્યો કે સરકારે તેમને ડીરેક્ટર ઑફ પબ્લીક ઇન્સટ્રક્શનની જગો કાઢી નીમ્યા ને Elphinstone Institution તેમના હસ્તકમાં સોંપ્યું. તેમનીજ ભલામણથી કૉલેજ વિભાગમાં બે દક્ષિણા ફેલોસીપો કાઢવામાં આવી. તેમાં એક રા. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર ( સરકારે જેમની પીછાન કરી હાલ Knighthoodનો ક્રીતાબ એનાયત કર્યો છે. ) એમને આપી ને બીજી ઝવેરીલાલને આપી.

ત્યારપછી યુનીવર્સિટી સ્થાપન થતાં ને મેટ્રીક્યુલેશનની પરિક્ષા ઉઘડતાં ઝવેરીલાલે તે પરીક્ષા આપી. એ પરિક્ષામાં એમની જોડે મરહુમ નાનાભાઇ હરિદાસ તથા મરહુમ રા. બા. વાસુદેવ જગન્નાથ કીર્તિકર પણ હતા. એફ. એ. ની પરિક્ષા નીકળતાં તેમાં પણ ઝવેરીલાલ ગયા, પણ એકાદ વિષયમાં તેઓ નાપાસ થયા અને ત્યારથી વ્યાપાર તરફ તેમનો જીવ દોરાયો.

વ્યાપારમાં તેમને શરૂવાતમાં સારો લાભ મળ્યો. કાપડનો ધંધો કર્યો તેમાં બે પૈસા મળ્યા ને ત્યારપછી રૂના ધંધામાં પડ્યા. તેમાં બહુ નાણું મળ્યું. સન ૧૮૬૪ના સુમારમાં અમેરીકાની લડાઇને લીધે રૂના ભાવ ગગને ચઢી ગયા ને મુંબાઇમાં રૂના બજારમાં નાણાંની રેલછેલ થઇ રહી; પણ આ નાણું જેમને મળ્યું તેમને લાંબુ પોહોચ્યું નહીં. અઢળક નાણું દેખી બજારમાં લોક હર્ષ ઘેલા થઇ ગયા નવી નવી બેંકો ઉપરાછાપરી ઉભી થવા લાગી. તેમાં "બેકબે" નો ખાડો પુરવાની યોજના કરી એક કંપની ઉભી થઇ. સદરહુ બેંકો સટ્ટાખોર લોકોના હાથમાં હોઇ પાણીના પરપોટા પેઠે થોડીજ મુદતમાં શમી ગઇ. તેમાં અને "બેક બેના ખાડામાં લોકનું નાણું એકદમ અલોપ થઇ ગયું." ઝવેરીલાલને પણ મોટો ધક્કો લાગ્યો. અને મેળવેલી સમૃદ્ધિ તેમના હાથમાથી સમુળગી જતી રહી.

આવે સંકટને સમયે એક ઉદાર દિલના ઇંગ્રેજી અધિકારીએ ( ઘણું કરીને મે. ટી. સીપ. હોપ સાહેબે ) ઝવેરીલાલભાઇને Deputy Collector ની જગા મેળવી આપવા કહ્યું એમ સાંભળવામાં છે, પણ તેમણે સ્વતંત્ર ધંધો રોજગાર પસંદ કરી ઉપકાર સાથે નોકરીમાં દાખલ થવા ના પાડી.

આ સંકટના પ્રસંગથી તેમની મનોવૃત્તિ લોકોપયોગિ કાર્યમાં પરોવાવા લાગી, તેમ વિદ્યાનો વ્યાસંગ પણ પાછો શરૂ થયો.

કૉલેજમાંથી નીકળતાંજ ઇંગ્રેજી ગુજરાતી ડીક્શનરી ( કોષ ) તેમણે બે મિત્રની સહાયતાથી તૈયાર કરી; ને તેને મે. હાવર્ડ સાહેબે ઉદાર આશ્રય આપ્યો. ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી જ્ઞાન મેળવવા અનેક કોષ ત્યાર પછી : થયા છે, પણ હજી પણ જુના વખતના માણસો ઉ.

પણ કોઇ માટે બહુ સારો અભિપ્રાય આપે છે. ઉપર પ્રમાણે ધન સંકોચનો સમય આવ્યો તો પણ-બીજા ઉદ્યોગ સાથે તેમણે કવિશ્રી કાલિદાસનું શાકુંતલ ગુજરાતીમાં ઉતારી પ્રકટ કર્યું. એ ભાષાન્તર તૈયાર થતુ હતું તેઅરસામાં એમના એક મિત્ર મરહુમ દલપતરામભાઇ ખખ્ખરે ઉપલા નાટકનું ભાષાંતર બાહાર પાડ્યું. તથાપિ લોકમાં સ્વ. જ્વેરીલાલના ભાષાન્તર સંબંધે અદ્યાપી એકંદર ઉંચો મત છે.

શાકુંતલ નાટક સંન ૧૮૬૭ માં પ્રસિદ્ધ થયું પછી બે ત્રણ વર્ષની અંદર ઝવેરીલાલ ભાઈએ મનુસ્મૃતિનું ભાષાન્તર કર્યું. આ ગ્રંથની બીજી આવૃત્તિ એમના છવતાં છપાઇ હતી. એ ગ્રંથનું નવું ભાષાન્તર ગુજરાતી પ્રેસમાંથી છપાયું છે. સ્વ. ઝવેરીલાલના ગ્રંથના સંબંધમાં એટલુંજ કેહેવું બસ છે કે એ ગ્રંથ પર લોકની ચાહના સારીહતી અને તે સારી ઇમારત તથા શુદ્ધ સરળ ગુજરાતી ભાષાનો બહુસારો નમુનો ગણાતો.

તેમણે વિદ્યા વ્યાસંગ ચાલુ રાખી યથાશક્તિ વ્યાપાર કરતાં છતાં પણ પોતાના વખતનો સારો ભાગ લોકહિત કાર્યમાં ગાળવા માંડ્યો. ૧૮૬૫ નો પેહેલો સરવે આકટ મુંબાઇ સરકારની કૌન્સીલમાં પસાર થતાં દરેક જીલ્લામાં જમીનની સરવે ને દર નક્કી કરવાનું કામ ચાલ્યું. તેમાં મે. Prescot સાહેબે ખેડાજીલ્લાનો સેટલમેંટ રીપોર્ટ તૈયાર કર્યો. એ રીપોર્ટ બહાર પડતાં જ્વેરીલાલે તે સંબંધમાં ટાઇમ્સ ઑફ ઇંડીયામાં સરકારની મેહેસુલના કેટલાક નિયમો ઉપર જાહેર ચર્ચા ચલાવી. એમના લેખ ઉપલા વર્તમાનપત્રમાં એડીટોરીઅલમાં આવતા. ઇંગ્રેજી કલમ એવી સાફ્રુત હતી કે ઉપલા ન્યુસપેપરમાં તેમના લેખને 'લીડર' તરીકે ખુશીથી સ્વીકારવામાં આવતા. આ લેખોની અસર સરકારી અધિકારી વર્ગ ઉપર સારી થઇ ને તેમના લખાણનો હેતુ (મુખ્યત્વે કરીને જુના કુવા ઉપર લેવાતા દરને સંબંધે) થોડે ઘણે અંશે પાર પડ્યો. આ સંબંધમાં એમ જાણવામાં છે કે તે વખતના ગવર્નર મા. સર બારટલ ફ્રીયરે (જ્યારે તેમને પુસ્તકના આકારમાં ઉપલા લેખની એક નકલ ઝવેરીલાલ ભાઇએ એનાયત કરી ત્યારે) એની ઉપયોગિતા સ્વીકારી વિવેક ભર્યો ઉત્તર લખ્યો હતો. એ ચોપાનું Notes on Kaira-A district in Fertile Gujarat એ નામ આપી છપાવ્યું હતું. મેહેસુલની બાબતપર આમ વખતો વખત તેઓ લખાણ કરતા. સન ૧૮૮૪-૮૫ માં Taxation on subsoil water નો પ્રશ્ન મહેસુલ ખાતાના કામ કરવાની રીતને લીધે ઉભો થયો. આ વખતે પણ પોતાથી બનતો શ્રમ કરીને એ બાબતમાં સરવે ખાતાવાળા જે ધોરણે કામ કરતા તે બરોબરજ છે એમ બતાવવા મુંબઇ ગેઝેટ નામના પેપરમાં વખતો વખત લખાણ કર્યાં હતાં. અને લોકની બાજુ સાચવવા પ્રયત્ન કર્યો હતો.

આમ ન્યુસપેપરમાં લખાણ કરતા એટલુંજ નહીં પણ મુંબઇમાં East India Associations ની શાખા હતી તેના સેક્રેટરીનું કામ પણ કેટલાંક વર્ષ પોતે કર્યું ને એક વખત એ સભા આગળ Indian Beaurocracy or secrecy of officialism in India એ નામનો લેખ વાંચ્યો. તે societyના જર્નલમાં અદ્યાપિ મોજુદ છે. એ શીવાય લોકહિતના અનેક પશ્નો વખતે society તરફથી યોગ્ય સ્થળે અરજીઓ કરવી પડતી તેમાં પણ તેઓ ભાગ લેતા. એટલુંજ નહીં પણ કંઇ કારણને અંગે મુંબઇમાં ૧૮૮૪ના સુમા-

રમાં Presidancy Association સ્થપાઈ ત્યારથી તે મંડળીના આગેવાન મેંબર તરીકે પોતે કામ કાજ કરતા,

સ્વ. જવેરીલાલ આમ લોકહિતની બાજુ જોતા તે સાથે વિદ્વાન મંડળનો સંબંધ તેમનો ચાલુ હતો. સન. ૧૮૭૦થી ૧૮૭૭ સુધીમાં તેમણે બે નિબંધ Bombay Branch of the Royal Asiatic society આગળ વાંચ્યા. તેમાંનો એક Hot Springs of Lasundra હતો.

સન ૧૮૭૭-૭૮ પછી એમની લોકહિત કાર્યમાં પ્રવૃતિ વિશેષ દેખાવા લાગી. મુંબઈમાં મ્યુનીસીપાલીટીમાં મેમ્બર થયા અને થોડાજ વખતમાં તેમાં સ્વતંત્ર ને લોકહિત જાળવનાર વ્યક્તિ રૂપે તેઓ જાહેરમાં આવ્યા. એમની મ્યુનીસીપાલીટીના સંબંધમાં ઉપયોગિતા સર્વાંશે મેંબરોમાં સ્વીકારાતાં સ. ૧૮૮૯માં તેમને એક મતે મુંબાઈ મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ટ નીમવામાં આવ્યા.

સ્વ. ઝવેરીલાલની કામ કરવાની રીત એવી હતી કે પ્રજાના હિતને અંગે કલમ કસતાં સરકારની બાજુપર કોઈરીતે ખોટો આક્ષેપ મુકવાથી અલગ રેહેતા. જ્યારે આ દેશનું કલ્યાણ કરનાર મહાન વાઇસરાય લાર્ડરીપન સાહેબે Local self Government નો લાભ લોકને વિશેષ આપવા ઇચ્છા કરી. તે વખતે મુંબાઈમાં ગુજરાતી ગૃહસ્થો તરફથી એક કમીટી સ્થપાઈ, ને આ બાબતમાં સરકારને ઉપયોગિ થઇ શકે એવા ઉદ્દેશથી મી ઝવેરીલાલને president નીમી એક લેખ તેમને હાથે લખાવરાવ્યો. તે લેખ Notes on Local self Government એ નામથી પ્રસિદ્ધ કર્યો. એ લેખની કદર તે વખતનાં દૈનિક અંગ્રેજી ને ગુજરાતી વર્તમાન પત્રો એ બહુ ઉંચી કરી. મુંબાઇ સમાચારપત્રે તો તેનુ શબ્દશઃ ભાષાન્તર પોતાના પેપરમાં છાપી-પછી એકંદર ચોપાનીયા રૂપે એને પ્રસિદ્ધ કર્યું એમ જાણવામાં છે-લેખ વિસ્તૃત પુષ્કલ માહિતીથી ભરપુર છે.

આ સમયમાં પૂના સાર્વજનિકસભાના જર્નલમાં પણ વખતો વખત, પોતે લેખ લખતા. એ જર્નલમાં છેવટનો લેખ મુંબઇઇલાકામાં "સુનરની મીલોના ઇતિહાસ રૂપ હતો." દેશી રાજ્યમાં તેમનો સંબંધ હોવાથી અરીણુની બાબત, તેમજ ઇતર બાબત સરકારની દેશી રાજ્ય પ્રત્યની નીતિના સંબંધમાં પણ લેખો તેમનીજ કલમથી ઘણુ કરીને લખાયલા છે.

૧૮૮૫ પછી મુંબાઇમાં લોક પ્રિય ગવર્નર લાર્ડ રેનો અમલ શીરૂ થયો લાર્ડ રે બહુ વિદ્વાન દીર્ઘ દૃષ્ટિવાળા અને આપણા ઉંચી કેલવણી પામેલ દેશીઓ પ્રત્યે બહુ ઉંચી લાગણી ધરાવનાર હાકેમ હતા. મુંબઈમાં ત્રણ ચાર વર્ષના અનુભવ પછી ઝવેરીલાલભાઇ વિશે એમને સદ્ભાવ વૃત્તિ થઇ. તેને પરિણામે જ્યારે મુંબઇનો વિસ્તાર કેમ વધારવો એ બાબતની સન ૧૮૮૮ માં એક કમીટી નીમી ત્યારે તેમાં રા. ઝવેરીલાલની પોતે નીમણુક કરી. એટલુંજ નહીં પણ સન ૧૮૮૯ માં તેમની લૅાર્ડરે સાહેબે મુંબઇના શેરીફ દાખલ પસંદગી કરી તેમની લોકહિતાર્થ કાર્યપ્રવૃત્તિની કદર કરી. છેવટે મુંબઈથી વિદાય થતા અવલ તે ભુલંદ ખ્યાલના હાકેમે રા. ઝવેરીલાલને સરકાર તરફથી ધારાસભાના મેંબર નીમ્યા.

ધારાસભામાં (લેજીસ્લેટીવ કૌન્સીલમાં ) પણ લોકનું હિત ચાહનાર મેંબરને ઉપયોગી થઇ પડવાના અનેક પ્રસંગ આવે છે. ઝવેરીલાલભાઇ કાઉન્સીલમાં હતા તે વખતે Bombay

Police Act, Bombay Vaccination Act, Bombay Municipal Servants, Act, વિગેરે કાયદાનાં બીલો આવેલાં. તે વખતે તેઓ હર હમેશ પોતાનો અભિપ્રાય સ્વતંત્રપણે જાહેર કરતા. એટલુંજ નહીં પણ જ્યારે કૌન્સીલમાં finencial Statement પ્રકાશનું રજુ થતું ત્યારે તે ઉપર પોતાની માહીતી અને અનુભવને અંગે અનેક ઉપયુક્ત સુચના કરતા સભાસદ તરીકે એમના કૌન્સીલના કાર્યથી જન સમાજને સારો સંતોષ થયો હતો. સન ૧૮૯૨ પછી ધારાસભાના બંધારણમાં સરકારે ફેરફાર કર્યો ને ચુંટણીનો હક રૈયતને આપ્યો ત્યારે મુંબઈની યુનીવર્સિટી તરફથી રા. ઝવેરીલાલની એકમતથી ચુંટણી એમના જીવતા સુધી થઈ હતી.

સ્વ. ઝવેરીલાલના ઉદ્યોગનો ખ્યાલ આપવો જગાના સંકોચને લીધે મુશ્કેલ છે, તથાપિ એટલું તો ખરૂં કે એમનું અવસાન સન ૧૮૯૭ માં થયું, તે પેહેલાંના તેમના જીવનનાં સુમારે વીસ વર્ષ બહુ પ્રવૃત્તિવાળાં ગયાં. આ સમયમાં તેમણે મુંબઈના મ્યુનીસીપાલીટીના કાર્યભારમાં ઉલટ ભર્યો ભાગ લીધો. અને મુંબઈના નિવાસીઓની સેવા કરી અને તેને અંગે એક આગેવાન સભાસદ દાખલ તેમની ગણના થઈ. આજ સમયમાં subsoil water taxation ની બાબતમાં બાહોશીથી જાહેર વર્તમાન પત્રોમાં ચર્ચા ચલાવી—"ગુજરાતના બર્ક" એવી ખ્યાતિ મેળવી—આજ સમયમાં લોકલ સેલ્ફ ગવર્મેન્ટ ઉપર પોતાનો લોકપ્રસિદ્ધ લેખ તેમણે છપાવ્યો. આજ સમયમાં વખતોવખત પુના સાર્વજનિક સભાના જર્નલમાં પોતે અનેક લેખ લખ્યા. આજ સમયમાં રોયલ એશીઆટિક્સ સોસાઈટીની મુંબઈની શાખા આગળ એક Mount Aboo and the Jain temples of Delwara નામનો રસિક નિબંધ સન ૧૮૯૦ માં વાંચ્યો, તેમ બીજો Pandit Bhagwanlal Indraji's memoire કરીને લેખ બહુ વિદ્વતા ભરેલો સન ૧૮૯૨–૯૩ ના સુમારમાં વાંચ્યો. આજ સમયમાં પોતાની જ્ઞાતિના ભાવનગરના વિખ્યાત દિવાન ગૌરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ. એમનું ઈંગ્રેજીમાં જીવનચરિત્ર ઉત્તમ ઇબારતથી સન ૧૮૮૯ માં લખ્યું. અને આજ સમયમાં પોતાની જ્ઞાતિના બીજા નામાંકિત પુરૂષ સુરતના શ્રીકૃષ્ણ અર્જુનજી નાથજી-ઇસ્ટ ઇંડીયા કંપનીના પ્રથમ સરાફ હતા એ વાત દાખલા દલીલથી એક ઉત્તમ લેખ-દ્વારા સાબીત કરી આપી. (આ લેખ મી. ડગ્લાસ કૃત "બુક ઑફ બાબ્બે" નામના પ્રસિદ્ધ ગ્રંથમાં ગ્રંથકારે દાખલ કર્યો છે.) અને આ સર્વે કાર્યે પોતાના ચાલુ ખાનગી ઉદ્યોગ તરફ યોગ્ય લક્ષ આપવા ઉપરાંત અને એક આગેવાન નાગરિક દાખલ લોકહિતના અનેક પ્રસંગે મનમાનતી મદદ કરવા ઉપરાંત વખત કાઢીને ઝવેરીલાલભાઈ કરતા દાખલા તરીકે મુંબઈમાં અનેક જાહેર સભાઓ વખતોવખત થતી તેમાં રા. ઝવેરીલાલની હાજરી આવશ્યક ગણાતી. પ્રેસીડેન્સીએસોસીયેશનમાં તેમની સલાહ તથા મદદની અપેક્ષા રેહેતી. રાયલ એશીયાટિક સોસાયટીના ઑનરરી સેક્રેટરી દાખલ તેમની યોજના જીવનપર્યંત કાયમ હતી. જોઇન્ટ સ્કુલ્સ કમીટીના મેંબર દાખલ કેટલુંક કામ બજાવવું પડતું. આ શિવાય વખતોવખત એવા પ્રસંગો આવતા કે તેમાં એમના જેવા પાસે લોક મદદની આશા રાખતા. દાખલા તરીકે ફાઇન્ડ કમીશનના રીપોર્ટ પરથી કેટલાક મામલતદારો ઉપર દાઝ્યા ઉપર ડામ એવો પ્રસંગ આવી પડ્યો. તેમને સર્વેને નોકરીમાંથી દુર કરવાનો કેટલાકે આગ્રહ કર્યો ને તેમના ઉપર સાચ

આપવાનું કબુલ કર્યો બદલ ફોજદારી પગલાં લેવાનો કોઇએ આગ્રહ કર્યો. આ બાબતમાં ઝવેરીલાલભાઇએ સારી મદદ કરી. મુંબાઇમાં લખાણ કરતાં તેનું વજન ઓછું પડે ને ઉલટે નીકાલ ના. વાઇસરાય સાહેબની કોન્સીલમાં થતાં ત્યાં યથાસ્થિત હકિકત જાણવામાં આવે તે બુદ્ધિથી કેટલાક મહિના સુધી ઝવેરીલાલભાઇએ કલકત્તાના હીંદુ પેટ્રીયટ નામના આગેવાન પત્રમાં સુમારે પંદરેક "લીડરો" લખ્યા ને તે પત્રવાળાએ ઉત્સાહ પૂર્વક સ્વીકાર્યા. એટલુંજ નહીં પણ મી. ડીગબી મારફત વિલાયતમાં ઠેકાણે ઠેકાણે મીટીંગો કરી ને આ બાબતમાં વિવેક બુદ્ધિ વાપરવા મુંબઈ સરકારને મદદ થાય તેવા ધોરણથી કામ ચલાવ્યું. આને પરિણામે કેટલાકને માત્ર ખોયેલો હક મેળવવા પૈસા આપવા ફરજ પડેલી. એવા ફસાઇ ગયેલા માણસોને નોકરીમાં રહેવા વારો આવ્યો ને કેટલાકને પેન્શન મળ્યું; ને સર્વેને ફોજદારી કાયદાના ભયમાંથી સરકારે કાયદો પસાર કરી મુક્ત કર્યા. રા. ઝવેરીલાલનું આ પ્રમાણેનું જીવિત સૌ કોઇને તેમને માટે માન બુદ્ધિ ઉત્પન્ન કરવા બસ હતું. જ્યારે ૧૮૯૬ ની શરૂઆતમાં ઓન. સર ફીરોજશાહ મેહેતાની વૉઇસરાયની કાઉન્સીલમાં બીજીવારની ચુટણીથી થયેલી તે નીમણુંક પુરી થઇ ત્યારે તે નામાંકિત ગૃહસ્થે પોતેજ રા. ઝવેરીલાલને મુંબઇની કૌન્સીલના પ્રતિનિધિ દાખલ કલકત્તે જવા વાત કરી, પરંતુ રા. ઝવેરીલાલની પ્રકૃતિ નરમ હોવાથી તેમણે ના પાડી ને તેથી તેમના મિત્ર ઓ. મી. સયાણીને પસંદ કરવામાં આવ્યા. રા. ઝવેરીલાલે ઉપર પ્રમાણે ના પાડવાથી કેટલાક તેમના કૌન્સીલમાંના સાથીયો નીરાશ થયા હતા. તે એટલાજ કારણથી કે લાયકને લાયક માન તેમને હાથે મળે એવી તેમની તીવ્ર ઇચ્છા હતી.

આ રીતે આ નામાંકિત દેશસેવકે પોતાને પ્રભુએ આપેલી મન શક્તિનો લાભ ઉમરે પોહોચ્યા પછી જીવિત પર્યંત પોતાના દેશબંધુઓના હિતને અર્થે પ્રેમથી આપ્યો હતો. અને જે નગરીમાં પોતાની પ્રતિષ્ઠા બંધાઇ તેજ નગરીમાં સ. ૧૮૯૭ ના મે માસની ૮ મી તારીખે તેમનો અમર આત્મા પોતાના ઇષ્ટના શાન્તિ સ્થાન પ્રતિ ગયો હતો.

જેમણે આ ગૃહસ્થને જોયા હશે અથવા થોડો ઘણો સમાગમ થયો હશે તેઓને એમની જાહેર હિંમત સાથે સરળતા, વિવેક બુદ્ધિ, ને પ્રેમાળ સ્વભાવ બહુ કાળ સુધી યાદ રહેશે, તેમ જેમને એમનો વિશેષ સમાગમ થયો હશે તેઓને એમની ખાનગી વર્તણુંક સંબંધે આદરભાવ થયાવિના રહેજ નહીં હોય. ઇંગ્રેજી વિદ્યા ઉપર પૂર્ણ પ્રીતિ છતાં નીતિ ને ધર્મ વિષયમાં આપણે પાશ્ચાત્ય પ્રજાઓ પાસેથી બહુ શીખવા જેવું નથી, એમ એમની સમજણ હતી. પોતે બ્રાહ્મણ હોઇને નૈષ્ઠિક હતા. અને હિંદુ ધર્મનું તેમને અભિમાન હતું. યુવાવસ્થામાં ઇંગ્રેજી વિદ્યાના તેજોબલથી અંજાઇ જવાનું થયું હતું પણ પાછળથી ધર્મ પુસ્તકોના સંસ્કારને લઇને હિંદુ ધર્મ પર આસ્થા દૃઢ થઈ હતી. આપણી રીતભાતમાં શાસ્ત્રનું જ્ઞાન નબળા વખતોને લઇને તથા ઇતર પ્રસંગોને લઇને કમી થઇ જવાથી રૂઢીને નામે કેટલાક દોષો દાખલ થઇ ગયા એમ તેઓ કબુલ કરતા, અને તે દૂર થાય તેવો અભ્યાસ કરવા તત્પર રેહેતા. પોતાના ઘરમાં દીકરીઓ કે દીકરા દીકરીની દીકરીયોનું લગ્ન કોઇ વાર ૧૨ વર્ષ અંદર પોતે કર્યું નહોતું. અને Age of consent Bill જ્યારે Penal code ની કલમ ફેરવવા વૉઇસરાયની કૌન્સીલમાં દાખલ થયું ત્યારે ઉંચી પંક્તિના બ્રાહ્મણ દાખલ શાસ્ત્રના

દાખલા દલીલ સાથે પોતાનો અભિપ્રાય જાહેર રીતે તે કાયદાના લાભમાં પોતે આપ્યો હતો.તથાપિ પોતાના ધર્મ પર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી. થોડુક ઇંગ્રેજી ભણી વિલાયત જઇ આવી કિંવા અહીં જ રહીને પોતાના ધર્મનું ભાન ભુલી જનાર પર તેમને ભાવ નહોતો. રા. ઝવેરીલાલની રેહેણી કરણી પણ બહુ સરળ હતી. તેમણે કોઇવાર પોતાનો દેશી પેહેરવેશ ફેરવ્યો નહોતો. તેમ ખાધા પિધાની બાબતમાં જ્ઞાતિ નિયમ બહુ ચુસ્ત પણે પાળતા, તેમ છતાં ખુબીની વાત એ હતી કે રા. ઝવેરીલાલને મરહુમ ન્યાય મૂર્તિ રાનાડે સાથે સગા ભાઇ જેવો નિકટ સંબંધ હતો.

ઇંગ્રેજી રાજ્યના સંબંધી સ્વ. ઝવેરીલાલની બહુ સારી સમજણ હતી. કોઇપણ મનુષ્ય-સંસ્થા ખામી વિનાની હોતી નથી તેમ આ રાજ્યના વહિવટમાં આ દેશના લોકને કેટલીક ખામીઓ દષ્ટિએ વાજબી રીતે આવે તે સ્વાભાવિક છે, પરંતુ આ રાજ્યની એકંદર નીતિ ઘણી ઉંચી પ્રતિની છે એમ તેમનું માનવું હતું. ઇંગ્રેજી પ્રજાનો ઇતિહાસ જોતાં આપણે યોગ્યતા મેળવીને કાયદેસર માગણી કરીયે તો તે માર્ગ એકંદર ઇંગ્રેજી પ્રજાને ગેરવાજબી નહીં લાગે એવો તેમનો અભિપ્રાય રેહેતો. તેથી લેજીસ્લેટીવ કોન્સીલમાં કે ઇતર સ્થાને જ્યારે પોતાને કાંઇ જાહેર વિષય પર ચર્ચા કરવા પ્રસંગ આવતો ત્યારે નીખાલસ દિલે તે પોતાનો અભિપ્રાય જાહેર કરતા ને તે કોઇ વખત રૂચીકર પડતો કે ક્વચિત નહોતો પણ પડતો. તેઓ સભ્યતાના નિયમો જાળવીને કામ કરતા તેથી તેમને ઇંગ્રે-જી અધિકારી જોડે અણબનાવનો પ્રસંગ ક્વચિતજ આવતો અને કેટલીક વખત એમના અભિપ્રાયનું સારૂ વજન પડતું. આનું મુખ્ય કારણ એ હતું કે તે કોઈ બાબત પર લખતા કીંવા બોલતા તે પેહેલાં તે વિષય સંબંધમાં પૂર્ણ માહીતી મેળવીને બોલતા કે લખાણ કરતા. પણ કોઇ કોઇ પ્રસંગો બાદ કરતાં રાજ્ય તરફ તેમની રાજ્યભક્તિ ઘણી સારી હતી.

**જે બલવાન રાજ્યમાં લોકની પ્રીતિ મેળવવાની બુદ્ધિ રાજ્યાધિકારીયો સદા રાખે છે, જે રાજ્યમાં વાઘને બકરી એક સરખો ન્યાયમંદિરમાં ન્યાય મેળવી શકે છે. જે રાજ્યમાં ઉદ્યોગી મનુષ્યને તેના ઉદ્યોગનું ફળ ભોગવવા સદા છુટ રહી છે. જે રાજ્યમાં રૈયતમાં કેળવણીનો પ્રચાર કરી મનુષ્ય જીવનની ઉચ્ચતાનું યથાર્થ ભાન થવા પ્રયત્ન જારી છે, એવા રાજ્યની કદર આપણે દિલમાં કરવી ઘટે છે.**

એમની આવી સમજણને લીધે મતભેદના અનેક પ્રસંગો આવતા છતાં એમના સંબંધમાં ઇંગ્રેજ અધિકારી વર્ગમાં તેમજ ઇતર વર્ગમાં તેમના પ્રત્યે સારો ભાવના છેવટ સુધી રહી હતી.

સ્વ. ઝવેરીલાલ ૬૧ વર્ષની વયે ગુજરી ગયા. ઉત્તરાવસ્થામાં તેમને મધુપ્રમેહ લાગુ થયો હતો. પણ એમનો ઉદ્યોગી સ્વભાવ છેવટ સુધી કાયમ હતો. ઉત્સાહી, વિદ્યાવિલાસી, ને કલમબાજ આ ગુજરાતના નાગર બ્રાહ્મણ નાગરિક લોકસેવામાં જીવિત ગાળી પોતાનું ઐહિક કર્તવ્ય રૂડી રીતે છેવટ સુધી બજાવ્યું હતું.

# सत्य धर्म प्रकाश.

( કર્તા. મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક બી. એ.
એજન્ટ, ધી. ઇન્ડીઅન સ્પીસી બેન્ક, વડોદરા. )

સત્ય ધર્મ પ્રકાશ નામક સદ્‌ગ્રન્થનો સ્વીકાર કરતાં અમને સ્વાભાવિક આનંદ થાય છે. આ પ્રવૃત્તિના યુગમાં શાસ્ત્રના મહાસાગરનું મન્થન કરી પોતાના નીત્ય-નૈમિત્તીક ધર્મ ક્રિયાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવાની જેમ ઉમરે આવેલા સજ્જનોને ફુરસદ નથી, તેમ શાળાઓ તથા પાઠશાળાઓમાં શીખતા વિદ્યાર્થીઓને તે જ્ઞાન પ્રાપ્ત કરવા શાસ્ત્રોનું અવલોકન કરવાનો અવકાશ નથી.

વસ્તુ સ્થિતિ આવી હોવા છતાં ગયા દાયકા કરતાં હાલમાં ધર્મ જાગ્રતિ વિશેષ હોઇ ગુર્જર પ્રજા પોતાના ધર્મશાસ્ત્રોમાં શું છે એ જાણવાની અધિક જીજ્ઞાસા વાળી થાય તો આ સદ્‌ગ્રન્થ તેને ઉપયોગી લાગ્યા વગર રહેશે નહિ.

શ્રીયુત્ મૂળશંકરભાઇનો આ ગ્રન્થ પ્રવૃત્તિના આ યુગમાં સહજ શ્રમ લઇ-થોડા કલાકનો અવકાશ મેળવીને પણ જોવામાં આવે તો ખાત્રી થયા વગર રહેશે નહિ કે વ્યવહાર તથા પરમાર્થના કાર્યોમાં આપણા ધર્મશાસ્ત્રોનું જ્ઞાન અને તેનું પાલન ઘણુંજ આવશ્યક છે. ભાષા સરળ છતાં સંસ્કારી છે અને ગ્રન્થનો પ્રત્યેક કુટુંબમાં સત્કાર થાય તો શુભ સંસ્કારની અવશ્ય અભિવૃદ્ધિ થશે એમ અમારૂં માનવું છે.

સુંદર સોનેરી અક્ષરથી સુશોભિત પાકા પુંઠાવાળો-અમદાવાદના જાણીતા સત્ય વિજય પ્રિન્ટીંગ પ્રેસમાં કિમતિ ગ્લેઝડ દળદાર કાગળ પર છાપેલો આ ઉપયોગી ગ્રન્થ જોતાંજ તેના પ્રતિ વૃત્તિ ખેંચાય છે. સર્વને સુખની ઇચ્છા છે અને સુખ ધર્માચરણ વગર કદીજ પ્રાપ્ત થાય એમ નથી. જ્યાં સુધી સત્ય ધર્મનું જ્ઞાન હોય નહિ ત્યાં સુધી સત્ય ધર્માચરણ થઇ શકેજ નહિ; જેથી આ સત્ય ધર્મ પ્રકાશ નામક ગ્રંથ સુખનો હેતુ હોવાથી સર્વે આદર આપવા યોગ્ય છે.

શ્રુતિ અથવા વેદ અને સ્મૃતિ અથવા ધર્મશાસ્ત્રમાં શું શું આવેલું છે અને શાસ્ત્રોક્ત ધર્મ કોને કહેવો તેની ટુંકામાં પણ મૂળ શ્લોક અને ટીકા સાથે અચ્છી સમજણ આપી ગ્રંથનો આરંભ કર્યો છે. ગ્રંથના સાત રશ્મિઓમાં વિભાગ પાડવામાં આવ્યા છે અને પ્રત્યેક રશ્મિમાં વળી પ્રકરણો રાખેલાં છે. પ્રથમ રશ્મિમાં ત્રણ, દ્વિતીયમાં બે, તૃતીયમાં છ, ચતુર્થમાં ત્રણ, પંચમમાં બે, ષષ્ઠ માં ત્રણ અને સપ્તમમાં ત્રણ એમ બાવીસ પ્રકરણોમાં વર્ણાશ્રમ ધર્મને પ્રતિપાદન કરનાર બાવિસ વિષયોનો સમાવેશ કરેલો છે.

ગ્રંથ કર્તા મૂળશંકરભાઇ આપણા જાણીતા મર્હુમ ધી. ઑન ઝવેરીલાલભાઇના કુટુંબના હોઇ આપણી યુનિવર્સીટીના ગ્રેજ્યુએટ છે અને સદ્‌ગત રા. ઝવેરીલાલભાઇની પેઠેજ વ્યાપારી લાઇનમાં હોવા છતાં વિદ્યાના વ્યાસંગવાળા છે. રા. ઝવેરીલાલભાઇની મધુરસ્મૃતિ જેમ આપણા ગુર્જર પ્રાન્તમાં સન્માન પામી છે તેમ રા. મૂળશંકરભાઇની આ કૃતિ પણ સન્માન પામશે એવી આપણે આશા રાખીશું.

મૂલ્ય રૂ ૧-૪-૦ છે અને તે પુસ્તકના કદના તથા કામના પ્રમાણમાં જરા પણ વધારે નથી, અને તે મુંબાઇના જાણીતા મેસર્સ એન. એમ. ત્રિપાઠી બુકસેલર્સ અને પબ્લીશર્સ અથવા જાણીતા પુસ્તક વેચનારને ત્યાંથી મળી શકશે.

## દક્ષિણમાં આવેલા ભોર સંસ્થાનમાં
## પ્રસિદ્ધ થઇ ગયલા મહાન સાધુ,

# श्री दत्त महाराज.

કાર્તિક સુદી ૧ શકે ૧૮૦૪ ના શનિવારની રાત્રે સુમારે ત્રણ વાગે. શ્રી **दत्त महाराज** નામના સત્પુરૂષ ભોર શહેરમાં સમાધિસ્થ થયા. આ સત્પુરૂષ બીલકુલ આજારી ન હતા અને પોતે સમાધિસ્થ થયા ત્યાંસુધી પાસેનાં માણસો સાથે ઉત્તમ રીતે વાર્તાલાપ



કરતા હતા. સમાધિનો સમય પાસે આવતાં તેમના મુખનો વર્ણ બદલાઈ લાલ થયો અને તેમાં પ્રકાશ જણાતો હતો—તેમની પાસે દોલતમાં પહેરવાનું એકપંચીયું અને એક ઓઢવાનું વસ્ત્ર એટલાંજ વાનાં હતાં. અને આ બે વસ્ત્રની પણ તે મહાત્માને પર્વા ન હતી. ભોર પ્રાન્તમાં આ મહાત્મા ઘણાજ લોકપ્રિય હતા. સમાધિ લીધાના સમાચાર બહાર ફેલાતાં હજારો માણસોનાં ટોળાં તેમના સ્થાનની આસપાસ એકઠાં થઇ ગયાં અને મોટા ઠાઠથી આ મહાત્માને સમાધિ મંદિર તરફ લઇ જવામાં આવ્યા અને અવસાન સંસ્કાર પછી ફાળો કરવામાં આવતાં ત્યાંજ સાડા ત્રણ હજાર એકઠા થઇ ગયા. તેમના સમાધિ સ્થાનપર મંદિર બાંધવા માટેના ફંડમાં હજારો રૂપીયા ભરાવવાનો સંભવ છે.

# પ્રભુજીને પગલે.

---

૧

હો ! પ્રભુને પગલે પગલે–<br>
હાલોજી અગલે ડગલે !

૨

જે અદ્રશ્ય રહી સંભાળે:<br>
હાલો તેને પગલે પગલે !

૩

જે અળાક્ષ રહીને સેવે:<br>
હાલો તેને પગલે પગલે !

૪

જે ગુપ્ત સદાવ્રત દે છે:<br>
હાલો તેને પગલે પગલે !

૫

જે પાળે અદ્દભુત પ્રભુતા:<br>
હાલો તેને પગલે પગલે !

૨-૧-૧૩<br>
વડોદરાને વડલે. } ભક્તાનુરક્ત લલિત.

---

# તાતાર અને લામા.

( હિન્દી પરથી ઉદ્ધૃત. )

## દેશની પ્રાકૃતિક સ્થિતિ.

તાતાર દેશની જમીન બહુ ઉંચી છે. તેનો અધિકાંશ મરૂસ્થળ છે, અર્થાત્ નિર્જલ પ્રદેશ છે. ત્યાં આબાદી બહુ ઓછી છે. ઉત્તરમાં ઘણાં જંગલો તથા ઉંચા ઉંચા પહાડો આવેલા છે. સિંહો, પહાડી બકરા, ઘોડા, ઉંટ, ચિત્તા, વાઘ ઇત્યાદિ જાનવરો તેમાં બહુ વસે છે. તે દેશમાં પહાડોમાંથી નીકળનારી અનેક નદીઓ છે. શુષ્ક પ્રદેશમાં મીઠું પાકે છે. તેવા પ્રદેશમાં કુવાઓ લગભગ ૨૦૦ ફીટ ઉંડા ખોદીએ તો પાણી નીકળી શકે.

તાતાર દેશમાં ફક્ત બે ઋતુઓજ મુખ્ય છેઃ— ઠંડી અને ગરમી. ઠંડી ઋતુ ત્યાં નવ મહિના સુધી રહે છે અને ગરમી માત્ર ૩ મહિનાજ રહે છે. ઠંડી ઋતુમાં એવી ઠંડ પડે છે કે નદીઓનાં પાણી પણ જામી જાય છે અને રસ્તાઓ બરફ જેવા ઠંડા બની જાય છે. એ વખતે તાતાર લોકો પોતાનાં પશુઓને બહુધા પહાડોની ગુફાઓમાં રાખે છે. જ્યારે ઉત્તરથી પૂર્વની હવા આવવા લાગે છે ત્યારે બરફ પીગળવા લાગે છે અને રસ્તો સાફ થતો જાય છે. ગરમીના દિવસોમાં જો કે કોઇ કોઇવાર સખ્ત તાપ પડે છે, તોપણ પાછલી રાત્રે ગુલાબી ઠંડી પડે છે.

## તાતારોનાં ઘર.

તાતાર લોકો બહુધા ઝુંપડીઓમાં રહે છે. તેમની ઝુંપડીઓ બહુ સાધારણ હોય છે. સુઘડતાનો બહુધા અભાવ જ હોય છે. તેઓની ઝુંપડીઓમાં એવી દુર્ગંધ હોય છે કે બીજા દેશના લોકોને ત્યાં વધુ વખત રહેવું બહુ કઠીન લાગે છે. ઘણા તાતાર લોકો તો ઝુંપડીઓ પણ બનાવતા નથી. તેઓ આખું વર્ષ અહીં તહીં ભટક્યા કરે છે.

## આકૃતિ અને સ્વભાવ.

તાતાર લોકોનાં મ્હોં ચપટાં, ગાલો ફુલેલા, માથાની પાછળનો ભાગ ઢળતો, આંખો પીળી, વાળ કાળા અને મોટા, દાઢી નાની, રંગ કાળો અને ઘઉંલો તથા કદ નાનું હોય છે. તેઓ લાંબા જોડા અને ચામડાનાં વસ્ત્રો પહેરે છે, તાતારોની સ્ત્રીઓનો પહેરવેશ પણ બહુધા પુરૂષોના જેવોજ હોય છે. તેઓ એક લાંબું લીલું કે કાળું વસ્ત્ર પહેરે છે અને તેના ઉપર કમ્મરે એક કપડું લપેટી લે છે. તે વસ્ત્રની નીચે કચુંકી અને અંગરખું પણ પહેરે છે. તાતાર લોકોનો સ્વભાવ સરળ અને શાન્ત હોય છે. તેઓ બહુધા ડરકણ હોય છેઃ પરન્તુ જ્યારે તેઓ કોઇનું વૈર વાળવાનું નક્કી કરે છે ત્યારે અત્યંત પ્રબળ અને સાહસિક બની જાય છે. તેઓ આશ્ચર્ય જનક કિસ્સા કહાણીઓના બહુ પ્રેમી હોય છે. ગુરૂભક્તિ એ લોકોમાં બહુ હોય છે. લામાઓને તેઓ પૂજ્ય દૃષ્ટિથી જુએ છે અને તેમનાં દર્શનથી તેઓ પોતાનું કલ્યાણ થયું સમજે છે.

## કેળવણી.

તાતાર લોકો બહુધા અભણ હોય છે. જે લોકો માથું મુંડાવે છે તેઓ મઠમાં જઇને લખતાં વાંચતાં શીખે છે. જેઓ મઠમાં જતા નથી તેઓને ધનુષ્ય બાણ અને બન્દૂક વાપરવાની કેળવણી આપવામાં આવે છે. ઘોડાપર ચડવાનો અભ્યાસ તેમને બહુ નાની ઉમ.

રથી કરાવવામાં આવે છે. પહેલાં તેઓને બીજા સવારની પાછળ બેસાડવામાં આવે છે અને કેટલાક દિવસ પછી તેઓ એકલાં બેસતાં શીખે છે. અમીર ઉમરાવ લોકો પોતાનાં છોકરાંઓને મઠમાં નહિ મોકલતાં તેઓને પોતાને ઘેર જ ભણાવે છે. તે લોકો ભૂગોળનું જ્ઞાન બહુજ ઓછું ધરાવે છે. ઘણા લોકો તો તિબેટ અને તેની આસપાસના દેશો સુધીજ પૃથ્વીની પશ્ચિમ દિશા તરફની સીમા માની રહ્યા છે.

તાતાર લોકો કપડાં, ટોપીઓ, જોડા વગેરે જરૂરી ચીજો હાથે બનાવવાનું જાણે છે. તેમની બનાવેલી ચીજો સુંદર તો બનતી નથી, પરન્તુ તે બહુજ મજબુત બને છે. તેઓ પશુ ચિકિત્સામાં અતિ નિપુણ હોય છે. બહુધા સઘળા તાતાર લોકો પશુઓનાં હાડકાંનાં નામ, સ્થાન, સંખ્યા વગેરે સમજતા હોય છે. તેમની ચિકિત્સા કરવાની રીતિ કાંઇક વિલક્ષણ હોય છે, તેઓ પશુઓને જડીબુટી પણ ખવરાવે છે; પરન્તુ બહુધા પશુઓનાં જૂદાં જૂદાં અંગોમાં છેદ કે ઘા કરીનેજ તેઓ તેમને આરામ કરે છે.

## ધર્મ અને અતિથિ સત્કાર.

તાતાર લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. તેઓ બુદ્ધ દેવને નિરાકાર ઇશ્વર માને છે. તેઓ કહે છે કે એ નિરાકાર ઇશ્વરને ભારતવર્ષમાં બુદ્ધ, તિબેટમાં સામચીખિલ (સર્વ શક્તિમાન્), ચીનમાં ફો અને તાતારમાં બોહરન કહે છે. તેને એક દલાઇલામા સિવાય બીજું કોઇ દેખી શકતું નથી.

અતિથિ સત્કાર કરવાને તાતાર લોકો પોતાનો પરમ ધર્મ સમજે છે. જો કોઇ અતિથિ તેમને બારણે આવી જાય તો તેઓ આદરપૂર્વક તેને પોતાની ઝુંપડીમાં લેઇ જાય છે. ત્યાં પોતાની જમણી તરફ તેને આસનપર બેસાડીને પછી તેને તંબાકુ પાય છે, અને કુશળ વર્તમાન પૂછે છે. તેમના કુશળ પ્રશ્ન બહુધા આવી જાતના હોય છેઃ—કેમ, આપનું ગોચર સારીપેઠે ભરાયું છે ને ? આપનાં પશુઓ સુરક્ષિત છે ને ? આપની ભેંસો બચ્ચાં આપે છે ને ? ઇત્યાદિ. આ સઘળાં વાક્યો બહુ ગંભીરતા સાથે બોલવામાં આવે છે. પછી સ્ત્રી લાકડાના વાડકામાં દૂધ અને ચાહ લાવીને અતિથિની પાસે મૂકે છે. અમીર ઉમરાવને ત્યાં માંખણ, જવની રોટલી અને મલાઇ ઇત્યાદિથી અતિથિનો સત્કાર કરવામાં આવે છે. વિશેષ સત્કાર કરવો હોય તો કોઇ કોઇ મંગોલ નામનો દારૂ પણ અતિથિની સામે મૂકે છે. એ દારૂ દૂધમાંથી બને છે અને માટીનાં વાસણોમાં રખાય છે.

## ભોજન અને આજીવિકા.

તાતારોનું મુખ્ય ભોજન મકાઇ અને દૂધ છે. તેઓ દૂધ અને ચાહ સાથે પીએ છે. જવની રોટલી પણ તેઓ ખાય છે, પરન્તુ તે બહુજ થોડી. માછલી ખાવાની પણ તે લોકોને ટેવ હોય છે. માછલી પકડવાને તેઓ કોઇ કોઇવાર આખી રાત મહેનત કરે છે.

તેઓની આજીવિકાનું મુખ્ય સાધન પશુ પાલન છે. તેઓ ભેંસ, બકરાં, ગાય, ઘોડા વગેરે જાનવરોને વધારે પાળે છે. તેઓ ખેતી પણ કરે છે અને શિકાર પણ ખેલે છે. જંગલી ઘોડાઓને પકડવામાં તેઓ બહુ નિપુણ હોય છે અને મોટી બહાદુરીથી તેઓને પકડે છે. તેઓ એક લાંબા વાંસડાના ઉપરના ભાગમાં એક મજબૂત દોરી બાંધે છે અને દોરીને એક છેડે સરકી ગાંઠ વાળે છે. પછી તે વાંસને હાથમાં લેઇને પોતાના ઘોડા પર સવાર થઇ તેઓ જંગલમાં જાય છે, જંગલી ઘોડાના ગળામાં તે વાંસવાળી દોરી નાખી દે છે અને

પછી તેને ઘેર ઘસડી લાવે છે. એ વખતે તેઓ પોતાના ઘોડાની લગામને દાંતે પકડે છે અને પછી બન્ને હાથે વાંસને ખેંચે છે. કોઇ કોઇ વાર દોરી અથવા વાંસ તૂટી જવાથી શિકાર ભાગી જાય છે, પરન્તુ કોઇ વાર એવું તો નથીજ બનતું કે સવાર પોતાના ઘોડા પરથી પડી જાય અથવા તો જંગલી ઘોડો તેને ઘસડીને લેઇ જાય.

## લગ્ન.

તાતારોનાં છોકરા-છોકરીઓના વિવાહ તેમનાં માતા પિતાની ઇચ્છા પરજ આધાર રાખે છે. વિવાહ વખતે છોકરી વાળાને કાંઇ આપવું પડતું નથી. ઉલટું વરની તરફથી તેને વૈવાહિક દાન મળે છે. ખરી રીતે તેઓ સ્ત્રીને વેચાતીજ લે છે. લોકો મોટા ગર્વ સાથે એવું કહે છે કે મેં મારી છોકરીને અમુક ઘરાણાને બદલે વેચી છે. વૈવાહિક દાનમાં બહુધા ઘોડા, બળદ, ભેંસ, માખણ, કપડાં વગેરે આપવામાં આવે છે. લેણ દેણની વાત પૂરી થઇ ગયા પછી લગ્નના કરાર થાય છે; પછી કન્યા વરપક્ષની બની જાય છે એટલે તે તેને ત્યાં ચાલી જાય છે.

કાનૂન, ધર્મ અને દેશની પ્રથાને અનુસરીને એક કરતાં વધારે લગ્ન કરવાથી તે દેશમાં નિંદા થતી નથી; પરન્તુ પહેલી સ્ત્રીનુંજ વધારે સન્માન થાય છે અને ઘરની સ્વામિની પણ તેજ કહેવાય છે.

તાતારોમાં છૂટા છેડા પણ બહુ થયાં કરે છે. તેને માટે સ્ત્રીનો કાંઇ વાંક દર્શાવવાની જરૂર પડતી નથી. પુરૂષ જો ચાહે તો પોતાની સ્ત્રીને તેના પિતાને ત્યાં મૂકી આવી શકે છે. કોઇ કોઇ વાર છોકરીનાં માતા પિતા તેને કોઇ બીજાને પણ વેચી દે છે.

## ગૃહ પ્રબન્ધ.

તાતાર દેશમાં પડદાનો રીવાજ નથી. ત્યાંની સ્ત્રીઓ સ્વતન્ત્રતા પૂર્વક જ્યાં ચાહે ત્યાં જઇ શકે છે. તેઓ ચીન દેશની સ્ત્રીઓના સરખી સુકુમાર અને નિર્બળ હોતી નથી, પરન્તુ બહુ મજબૂત, પરિશ્રમી અને સાહસી હોય છે. પશુઓને બાંધવાં, દૂધ દોહવું, ભોજન બનાવવું, બહુ દૂરથી પાણી ભરી આવવું, ભેંસનાં ચામડાંનાં કપડાં બનાવવાં ઇત્યાદિ ઘરનાં આવશ્યક કામો સ્ત્રીઓજ કરે છે. તેમને તે કામોમાં પુરૂષો તરફથી કાંઇજ સહાયતા મળતી નથી, માત્ર નાનાં નાનાં બાળકોજ તેમને યથાશક્તિ સહાયતા આપે છે.

પુરૂષો પશુઓને ચારવા લેઇ જાય છે, ખેતીનું કામ કરે છે અને ઘોડા પર સવાર થઇને મેદાનમાં ચક્કર લગાવે છે. ઘોડાની સવારીનો તેઓને એટલો શોખ હોય છે કે તેઓ જાનવરોને ચરાવવાનું કામ પણ ઘોડાપર બેઠાં બેઠાં કરે છે. ખોવાએલાં પશુઓની પાછળ ખરાબમાં ખરાબ પહાડી રસ્તાઓમાં પણ તેઓ ઘોડાને દોડાવ્યેજ જાય છે. પરન્તુ ઘરમાં તો તેઓ ચુપચાપ આળસુ બેસી રહીને ચાહજ પીધાં કરે છે.

## ચિકિત્સા અને ભુત-પ્રેતની બાધા.

તાતાર દેશમાં લામા લોકો ધર્માચાર્યનું પણ કામ કરે છે, ચિકિત્સા પણ કરે છે અને ઔષધી પણ વેચે છે. કોઇ રોગથી પીડિત થતા તાતાર લોકો તેમને જ શરણે જાય છે. તેમની દવાઓ બહુધા વનસ્પતિઓમાંથી બને છે, પરન્તુ જો કોઇ વખતે કોઇ દવા તૈયાર ન હોય, તો એ લોકો દવાઓનાં નામ કાગળ પર લખી આપે છે. તે કાગળ રોગીઓને ખવરાવી દેવામાં આવે છે. એ લોકો માને છે કે તેથી બહુ લાભ થાય છે.

તાતાર લોકો કહે છે કે બીમારીમાં યુટગોઅર નામનું પ્રેત માણસને સતાવે છે. જ્યાં સુધી એ પ્રેતનું નિવારણ કરવામાં આવે નહિ, ત્યાં સુધી રોગ જતો નથી. પ્રેત નિવારણ પણ લામાજ કરે છે. રોગીની આર્થિક અવસ્થાને અનુસરીને પ્રેત નિવારણની દક્ષિણા આપવી પડે છે. સુંદર વસ્ત્રો, સારા જોડા, થોડાક ઘોડા વગેરે દક્ષિણામાં અપાય છે. પ્રેત નિવારણ અરધી રાત્રે કરવામાં આવે છે. સૂકી જડી બુટીઓની એક પ્રેત મૂર્તિ બનાવવામાં આવે છે. રોગીને તેની સામે બેસાડવામાં આવે છે. રોગીની સન્મુખ એક તાંબાના પાત્રમાં બાજરાની બનાવેલી મૂર્તિઓ રાખવામાં આવે છે' ત્યાર પછી વાજાં વગાડીને પ્રેત સંબંધી ગાયન ગાવામાં આવે છે. પછી લામા મૂઠ ચોટનો આરંભ કરે છે અને ચારે તરફ ફરતો રહીને અનેક પ્રકારની લીલાઓ, લટકા, ચટકા, કરે છે. એ સઘળું થઇ રહ્યા પછી પ્રેતની મૂર્તિમાં આગ લગાડવામાં આવે છે. પછી તેને મકાનથી બહુ દૂર ફેંકી દેવામાં આવે છે. ત્યાર બાદ રોગીને પડોશના બીજા કોઇ ઝુંપડામાં લેઇ જવામાં આવે છે. ત્યાં તે એક મહીના સુધી રહે છે અને પછી પોતાને ઘેર જાય છે.

## મૃતક સંસ્કાર.

તે લોકોમાં મૃતક સંસ્કારની પ્રથા પણ વિલક્ષણ છે, તેઓ સમજે છે કે પંચદુર્ગ નામની પુણ્ય ભૂમિમાં મૃતકનાં હાડકાં દાટી દેવાથી તે ઉત્તમ જન્મ પામે છે. આ ધારણાને વશ રહીને તાતાર લોકો બહુ કષ્ટ સહન કરે છે અને બહુ ધન પણ ખર્ચે છે. પંચદુર્ગ નામક સ્થાન યાનસીપ્રદેશમાં છે. ત્યાં જવાને માટે તાતારોને દૂર સુધી શુષ્ક પ્રદેશ ઓળંગવો પડે છે. તે સ્થળે પહોંચ્યા પછી અને જમીન વેચાતી લીધા પછી તેઓ પોતાનાં સગાંઓનાં હાડકાં ત્યાં સમાધિસ્થ કરે છે.

સાધારણ લોકોનાં મુડદાં બાળવાને માટે ત્યાં કાંઇ વિશેષ નિયમ નથી. કોઇ પહાડના શિખર પર અથવા કોઇ ગુફામાં તેઓ મુડદાને બાળી દે છે. પરન્તુ ધનવાન લોકોનો મુડદાં બાળતી વખતે ભારે આડંબર કરે છે. એક શુંડાકાર ભઠ્ઠીમાં મુડદાને રાખવામાં આવે છે, તે ભઠ્ઠીની ઉપર ધુમાડો નીકળવાને માટે એક બાકું રાખવામાં આવ્યું હોય છે. નીચે એક નાનું બારણું રાખવામાં આવ્યું હોય છે. જ્યાં સુધી મુડદું બળતું હોય છે ત્યાં સુધી લામા તેની ચારે તરફ ફરતાં ફરતાં પ્રાર્થના કર્યાં કરે છે. પછી ભઠ્ઠીને તોડી નાંખવામાં આવે છે અને તેમાંથી હાડકાં એકઠાં કરવામાં આવે છે, પછી મુખ્ય લામા એ હાડકાંનો બારીક લોટ કરી નાંખીને તેની અંદર ઘઉંનો આટો મેળવી જૂદી જૂદી જાતની ટીકડીઓ બનાવે છે, અને તેને એક ઉંચી જગ્યાએ રાખવામાં આવે છે. એ ટીકડીઓ રાખવા માટે ત્યાં પહેલેથીજ એક બુર્જ તૈયાર રાખવામાં આવ્યો હોય છે.

રાજાઓનાં મુડદાંને બાળવામાં આવતાં નથી, પરન્તુ તેમને ઇંટોના બનાવેલા એકમકાનમાં રાખવામાં આવે છે. તે મકાનમાં પથ્થરનાંબનાવેલાં મનુષ્યો, સિંહ અને હાથીની મૂર્તિઓ સ્થાપિત કરવામાં આવે છે. ઘરની વચમાં એક મોટી ગુફા બનાવીને તેમાં લાશને રાખવામાં આવે છે. સોનું, ચાંદી, મૂલ્યવાન પત્થરો, સુંદર વસ્ત્રો ઇત્યાદિ એ સમાધિઓમાં લાશની સાથેજ રાખવામાં આવે છે. તે ઉપરાંત કાંઇ સુંદર છોકરા–છોકરીઓને પણ ત્યાં રાખવામાં આવે છે. તેમને જબરદસ્તીથી પારો ખવડાવવામાં આવે છે. જેથી શ્વાસાવરોધ થવાને લીધે તેમના પ્રાણ નીકળી જાય છે. એમ કહેવામાં આવે છે કે એ રીતે મરેલા છોકરા છોકરીઓની લાશો ખરાબ થઇ

જતી નથી. તેઓને દાસ દાસીઓની પેઠે પોતાની સ્વામીની ચારે તરફ બેસાડવામાં આવે છે. તેમના હાથમાં પંખા, વાંસળી વગેરે ચીજો રાખવામાં આવે છે. ધનની રક્ષાને માટે ત્યાં ધનુષ્ય રાખવામાં આવે છે. તેની પર ઝેરીલાં બાણ એવી યુક્તિથી ચડાવવામાં આવ્યાં હોય છે કે ગુફાનું દ્વાર ઉઘાડતાંજ ધડાધડ બાણ છૂટવા લાગી જાય છે.

## સંગીત પ્રેમ.

તાતાર લોકો સંગીતના પ્રેમી હોય છે. તેઓ ઘંટ, શંખ, મૃદંગ, સારંગી, વાંસળી ઇત્યાદિ બજાવીને ગાય છે. ગાવાનો ત્યાં એક ધંધોજ બની રહ્યો છે. ગાયક જાતના લોકો ગીત ગાતા ગાતા સઘળી જગ્યાએ ફર્યાં કરે છે. ક્યાંય ક્યાંય તો તેઓ બહુ દિવસો સુધી રોકાય છે. વિદાય તરીકે તેમને દારૂ, મલાઈ વગેરે આપવામાં આવે છે.

## લામાઓનો જાતિ વિભાગ.

આગળ કહેવાઈ ગયું છે કે લામા લોક તાતારોના ધર્મ ગુરૂ પુરોહિત અને વૈદ્યનું કામ કરે છે. તે ઉપરાંત તેઓ મૂર્તિઓ અને ચિત્રો બનાવવાનો ધંધો પણ કરે છે. સાધારણ રીતે તેઓની ત્રણ શ્રેણીઓ હોય છેઃ મુખ્ય લામા, પરિવ્રાજક લામા, અને ગૃહસ્થલામા. મુખ્ય લામા એ કહેવાય છે કે જે મોટાં મોટાં મઠોમાં રહે છે. તેઓનું કામ ધર્મ સંબંધી પુસ્તકોનો અભ્યાસ કરવો અને બીજાઓને અભ્યાસ કરાવવો એ પ્રમાણે હોય છે. તેઓના હજારો શિષ્યો હોય છે. પરિવ્રાજક લામાઓ એ કહેવાય છે કે જેઓ ઘરમાં પણ રહેતા નથી અને મઠમાં પણ રહેતા નથી. તેઓ ચારે દિશાએ ફરતાજ રહે છે; ક્યાંય પણ સ્થિર રહેતા નથી. તેઓ ચીન, મંચૂરિયા, દક્ષિણ માંગોલિઆ, તિબેટ, ભારતવર્ષ, તુર્કસ્તાન વગેરે દેશોમાં ભ્રમણ કર્યાં કરે છે. ગૃહસ્થ લામાઓનો નિવાસ બહુધા મોટા મોટા મઠોની પાસે હોય છે. તેઓ ગાય, ઘોડા, ભેંસ, વગેરે પશુઓનું પાલન કરે છે. તેઓ વૈદ્ય અને જ્યોતિષીનું કામ પણ કરે છે. તેઓને યોગ્યતાનુસાર રાજાઓ તરફથી પણ સહાયતા મળે છે.

## ઘર અને મંદિર.

લામાઓનાં મકાનો બહુધા પત્થરનાં અને સાધારણ તરેહનાં સાફ હોય છે. ગરીબ લોકો માટીનાં મકાનો બનાવે છે, પરન્તુ તે પણ ચૂનાથી ધોળેલાં અને સાફ હોય છે.

મંદિર બનાવવાની જરૂર ઊભી થતાં લામા લોક દ્રવ્ય એકઠું કરવાને કેટલાક લોકોને મોકલે છે. તેઓ ગામે ગામ ફરીને મહારાજ બુદ્ધના નામથી સહાયતા માગે છે. એવા કામમાં સહાયતા દેવાનું પ્રત્યેક તાતાર પોતાનું કર્તવ્ય સમજે છે. અમીર લોકો સોનું, રૂપું વગેરે આપે છે, ત્યારે ગરીબ લોકો બળદ, ઘોડા, ઉંટ વગેરે આપે છે. જેઓ બહુજ ગરીબ હોય છે તેઓ માખણ, ચામડું અથવા ઘોડા કે ઉંટના વાળનાં દોરડાં આપીને પણ પોતાનું કર્તવ્ય બજાવે છે. પરન્તુ એવા કામમાં સહાયતા ન દે એવો કોઇ પણ માણસ હોતો નથી. એ રીતે બહુજ સહેલાઇથી મોટાં મોટાં મંદિરો બને છે. એ મંદિરોમાં પત્થર અથવા લાકડાના તખ્તપર પદ્માસન સ્થિત બુદ્ધની મૂર્તિઓ પધરાવવામાં આવે છે, તેની સામે મુખ્યલામાને બેસવાની વેદી રાખવામાં આવે છે. તેની જમણી તથા ડાબી બાજુએ લોકોને બેસવાનું સ્થાન બનાવવામાં આવે છે. વચમાં આવવા જવાનો રસ્તો રાખવામાં આવ્યો હોય છે. મંદિરની અંદર બૌદ્ધ ધર્મ સંબંધી ચિત્રો પણ લગાડવામાં આવે છે.

## પૂજન અને અદ્‌ભુત ક્રિયા.

પૂજનનો સમય થયા પહેલાં થોડી વારે મુખ્ય લામા પોતાના આસનપર આવીને બેસે છે. ત્યાર પછી બીજા લામાઓ પણ પોત પોતાના સ્થાને બેસી જાય છે. પછી દ્વારપાલ લામા ખુબ જોરથી શંખ બજાવે છે. તેનો અવાજ સાંભળીને સઘળા લોકો એકઠા થઇ જાય છે, પછી મુખ્ય લામા ઘંટડી બજાવીને કાંઇક પ્રાર્થના કરે છે. એવાર ઘંટડી વાગી ચૂકયા પછી વાજાની સાથે સ્તોત્ર ગાવાનો આરંભ કરવામાં આવે છે. એ સ્તોત્ર છંદોબદ્ધ હોય છે અને બહુ મધુર સ્વરથી ગાવામાં આવે છે. પ્રાર્થનાને સમયે મંદિરમાં સુગંધિત ધૂપ કરવામાં આવે છે.

તાતાર દેશમાં રાયચૂરિન નામે એક સ્થાન છે. ત્યાંના મઠમાં લામા લોકો એક બહુજ ભયાનક ધાર્મિક ક્રિયા કરે છે. એક લામા પોતાનું પેટ ફાડીને માંહેથી આંતરડાં બહાર કાઢી નાંખે છે; પછી થોડીજ વારમાં તેને જેમનાં તેમ પાછાં પેટમાં મૂકી દે છે. આ ક્રિયા કરવાની શક્તિ કોઇ વીરલા લામાઓમાંજ હોય છે. આ ક્રિયા કરવાનો જ્યારે સમય થાય છે, ત્યારે યાત્રાળુ લોકો મઠમાં એકઠા થાય છે. પછી મુખ્ય લામા એક ઉંચી વેદી ઉપર આવીને બેસે છે, બીજા લામાઓ તેની ચારે તરફ બેસે છે. પછી પ્રાર્થનાનો આરંભ થાય છે અને ક્રિયા કરનારો લામા પોતાનાં અંગોને હલાવવા લાગી જાય છે. જેમ જેમ તે શરીર હલાવે છે, તેમ તેમ લામાઓ જોરથી પ્રાર્થના કરે છે. છેવટે મુખ્ય લામા પોતાનું પેટ ફાડીને આંતરડાં બહાર કાઢી નાંખે છે. એમ કરતાંની સાથેજ સઘળા લોકો તેને પ્રણામ કરે છે અને પોતપોતાના ભવિષ્યના સંબંધમાં તેને અનેક પ્રશ્નો પૂછે છે. એ સમયની એની વાણીને દેવ વાણી સમજવામાં આવે છે. પ્રશ્નોના ઉત્તર અપાય પછી ફરી પ્રાર્થના કરવામાં આવે છે અને મુખ્યલામા આંતરડાંને પાછાં પેટમાં ભરી દે છે અને પેટપર હાથ ફેરવે છે. એમ કરવાથી તેનું પેટ પાછું હતું તેવુંજ બની જાય છે, પરન્તુ તેમાં શિથિલતા બહુ આવી જાય છે. ત્યાર પછી સઘળા લોકો ચાલ્યા જાય છે. માત્ર કેટલાક લોકો વેદીની પૂજા કરવાને માટે રહે છે. પેટ ફાડવા ઉપરાંત બીજાં પણ કેટલાંક સાહસનાં કામો કરવામાં આવે છે. લોઢાના ટુકડા આગમાં તપાવવામાં આવે છે. જ્યારે તે લાલ બની જાય છે ત્યારે કોઈ લામા તેને હાથથી ઉઠાવી લેછે અને કોઇ તેને પોતાના શરીરને લગાડીને ડામ દેછે. એમ કરવાથી શરીરપર ઘા પડે છે, પરન્તુ એક જ મિનિટમાં તે ઘા કોણ જાણે કયાંએ અદૃશ્ય થઇ જાય છે!

---

साक्षर सुधारक.

## मणिशंकर जटाशंकर कीकाणी.

લેખક.

( જયસુખરાય વિ. પુરુષોત્તમરાય જોશીપુરા એમ, એ. )

જે સમયમાં અખિલ ગુર્જર દેશમાં અનિશ્ચિતાર્થ શબ્દ સુધારાના નામના ઠામઠામ પ્રતિઘોષ પડતા હતા; જે સમયમાં ગુર્જર પ્રજાનો વિચાર વંટોળિઓ પૂરેપૂરો ચડેલો હતો અને પાશ્ચાત્ય વિદ્યા સંસ્કાર પામેલા ના પાશ્ચાત્ય રીતિરૂઢિનું અનુકરણ કરવામાં પ્રેરાયલા યુવકોના મસ્તકાકાશનું વાતાવરણ કેવલ નવી અને સ્થિત્યંતર કરાવનારી ભાવનાઓથી ગાઢ ઉડ્યું હતું; જે સમયમાં સુધારાવીર કવિ નર્મદાશંકર પોતાની " નર્મદાશંકરી " રીતિ

પ્રમાણે જૂના વિચારોની ઝાટકણી ઝાટકવામાં અને પોતાનો સુધારા પંથ કેવી રીતે વિજય પામી પોતાનો જયઘોષ પુકરાવે તેના વિચારમાં પ્રવૃત્ત થઇ ગયા હતા; અર્થાત્, જે સમયમાં સમસ્ત ગુર્જર દેશની ધાર્મિક, સાંસારિક, રાજકીય, આર્થિક ઇત્યાદિ પ્રત્યેક જીવન લહરી પાશ્ચાત્ય વિદ્યા પામેલા યુવકોના વિચાર વાયુથી ક્ષુભિત થઇ ખરેખરી રીતે ચકડોળે ચડેલી હતી અને " જૂના વિચારના તથા નવા વિચારના " બુદ્ધિશાળી પુરૂષો, સાધારણ ભાષામાં કહેતાં બે પરસ્પર વિરૂદ્ધ મત ધરાવનારી શાળાઓમાં વહેંચાઇ જઇ પોતપોતાનાં શિક્ષણોનું યથાશક્તિ પોષણ કરી બને તેટલી દૃઢતાથી પાલન કરવા માટે સતત શ્રમ અને અડગ શ્રદ્ધાથી એક બીજાના પ્રતિસ્પર્ધી થઇને લોકચિત્તને આમ તેમ ઉછળાવતા ગડબડાવતા હતા અને જ્યાં ત્યાં સભાઓ અને તેવીજ વિઘાતેજક સંસ્થાઓ સ્થાપવાના સ્તુત્ય પ્રયત્ન કરવામાં મશગુલ થઇ ગયા હતા; તેવા બારીક સમયમાં કોઇ એક પુરૂષને મધ્યમ પક્ષી થઇ પોતાનું મતનાવ ઉક્ત પ્રકારના નવીન અને તેમનાથી વિરૂદ્ધ " પ્રરક્ષક " પક્ષના વિવાદરૂપી ભયંકર ખડકોની વચ્ચેથી સુગમતાથી હંકારી જવું એ અતિ દુર્ઘટ કામ છે એવું જ્યહારે આ પણા જાણવામાં આવે છે ત્યારે આપણને " કાઠિયાવાડના સર્વોપરી વિદ્વાન " પ્રતિ આદરભાવ થયા વિના રહેશેજ નહિ. કેવલ મધ્યપક્ષી સંરક્ષક બુદ્ધિથી અંધગાભીત પણ ન થયલા, તેમ ઉચ્છેદક બુદ્ધિથી આકળા ઉતાવળા નહિ થઇ જતા—એવા વિચારશીલ ધૈર્ય વૃત્તિવાળા સત્યશોધક પુરૂષો આવા સંક્રાંતિના સમયમાં, બહુભાગે કોઇપણ પક્ષ તરફથી માન ન પામતાં ઉલટા તે ઉભય એક બીજાની સ્પર્ધા કરનારાં કુળોના કટાક્ષના વિષય ભૂત થઇ પડે છે એ વાત સુધારાના ઇતિહાસનો પાઠક સારી રીતે સમજી શકે છે. તથાપિ જ્યારે આપણને માલૂમ પડે છે કે, તેવી મધ્યમ વિચાર ધરાવનારી શાળાનો કોઇ અનુયાયી " યા હોમ કરીને પડો " અને " જે છે તે સારૂંજ છે " એવી બે વિરૂદ્ધ પક્ષી શાળાઓથી સત્કાર પામે તો પછી તેવા મહાત્માની મર્યાદાશીલ વિવેક બુદ્ધિ અને સત્યજ્ઞા અને કાર્ય દક્ષતાને માટે ઇતિહાસ પ્રેમી મનુષ્યને સાનન્દાશ્ચર્ય સાથે સંતોષની લાગણી થયા વિના રહેવાનીજ નહિ. આપણી આ જીવન કથાના નાયક રા. રા. મણિશંકર જટાશંકર મજમુંદાર ન હતા કેવલ " ઉચ્છેદક સુધારક ", ન હતા શુદ્ધ " પ્રરક્ષક સુધારક." વાસ્તવિક રીતે તેઓ વિરોધ શમન કરાવનાર રૂપે ઉક્ત ઉભય શાળાઓના પ્રમુખ સમાન હતા. તેઓ પોતાનો એકેક હસ્ત તે ઉભય શાળાઓનાં સૂત્રો ઉપર મુકનાર હતા. અર્થાત્ તેઓ છેદક પણ હતા તેમ રક્ષક પણ હતા. આ વિચારને પુષ્ટિ આપવામાં કવિવર દલપતરામભાઇએ આપણા કથાવીરને ઉદ્દેશીને કરેલો એક શ્લોક પૂરતો થઇ પડશે. આ કવિ રા. રા. મણિશંકરભાઇની શક્તિને વંદન કરતાં વદે છે કેઃ—

" વેદતણા બહુ ભેદ વિચક્ષણ, લક્ષણ શુદ્ધ ચિત્તે ચતુરાઇ,
. સંશય ટાળી કરે ગતસંશય, હંસ જથા જલદૂધ જુદાઇ,
સાત્મક જ્ઞાન તથા પરમાત્મક, તે ત્રિગુણાત્મકના ગુણ ગાઇ,
ભાગી શકે ભ્રમભાવ ભયંકર, શંકર કે મણિશંકર ભાઇ.

આ શ્લોકમાં જો કે કવિએ મણિશંકરભાઇને શંકરાચાર્ય ઉપમા આપી અતિશયોક્તિ યુક્ત વર્ણન તેમની જ્ઞાન કુશળતાને માટે કરેલું છે. તથાપિ તે શ્લોક સામાન્ય રીતે આપણને મણિશંકરભાઇના યશસ્વી અને કાર્યપ્રેમી જીવનનું વાસ્તવિક અને આબેહૂબ

ચિત્ર આપવાને માટે બસ ગણી શકાય તેવો છે. મણિશંકરભાઈનું કર્મ ક્ષેત્ર એટલું બધું વિશાળ અને તેમાં કરેલી તેમની કૃપિ એટલી બધી તો વિવિધ પ્રકારની છે, કે તે કૃતિકારને સાહિત્યના પ્રદેશમાં અમુક સ્થાન આપવાનો પ્રયત્ન માત્ર હાસ્યપ્રદ તથા અસંભવિત નીવડ્યા વિના રહેવાનો નહિ. તેમના જીવનનો અભ્યાસી સહજ ગુંચવણમાં આવી પડશે કે મણિશંકરભાઈને તે શું કવિ કહેવા કે ભાષાશાસ્ત્રી કહેવા, ઇતિહાસકાર લેખવા કે પ્રાચીન વિદ્યાદિના સંશોધક લેખવા; વૈદ્યરાજ ગણવા કે જ્યોતિર્વિદ્ દૈવજ્ઞ ગણવા; સુધારાના આચાર્ય સમજવા કે સનાતન ધર્મના પાલક, પ્રરક્ષક સમજવા ! આવિ સ્થિતિ હોઈને આ જીવનના પ્રત્યેક અભ્યાસીને નિઃસંશય કહેવુંજ પડશે કે, આ "નાગરમણિ" ની તીવ્રબુદ્ધિએ ! નવજીવનના પ્રત્યેક પ્રદેશમાં પોતાનો પ્રભાવ અચ્છીરીતે દર્શાવ્યો છેજ; પરદેશીય હુમ્મલા, દેશદ્રોહ, કુટુમ્બ–કલહ ઇત્યાદિ અનેક કારણોથી આવેલી જડતાને–આપણી નષ્ટપ્રાયઃ આત્મશક્તિને, ના, આપણી સ્થાનભ્રષ્ટ નિવૃત્તિબુદ્ધિને પુનઃ મૂલસ્થિતિએ મૂકી–સજીવન કરી, દેશકાલને રૂચિકર થઈ પડે તેવાં ફલોનો મોડોત્રહેલો તેમાં ફાલ લાવવાની જે યુક્તિ ગુર્જરદેશના વીરપુત્રોએ રચી છે, તે વીરપુત્રોમાંના એક આપણા આ "ગઢના નિવાસી પણ છે. વાંચક, હવે તારી દૃષ્ટિ તેમના જીવનનું સાંગોપાંગ ચિત્ર જોઈને આનન્દ સાથે તૃપ્તિ પામશે એવું ધારી, આટલા ઉપોદ્ઘાતથી અટકી, લેખિની લીલાની મદદ વડે હું તારૂં મન લીલું કરવા મથીશ, કદાપિ તું નિરાશ થાય તો સત્વર ક્ષમા કરજે.

કુદરતના આ બગીચામાં મનુષ્ય તરૂઓ ઉગે છે, વૃદ્ધિ પામે છે અને અન્તે સર્વભક્ષી યમરાજને હાથ પડે છે. બીજમાં ગૂઢરૂપ રહેલા ગુણો જેમ તરૂમાં પછી વૃક્ષમાં અને તે પછી જો તે વૃક્ષની કલમ અન્ય જાતિના વૃક્ષની શાખાની સાથે એકમેક કરી વાવવામાં આવે તો પછી તેમાંથી થતા જૂદા વૃક્ષમાં ઉત્તરોત્તર આવે છે, તેવી રીતે મનુષ્યમાત્રના ઇતિહાસમાં તેના પૂર્વજનો ઇતિહાસ તેવોને તેવો પોતાનો વેશ ભજવે છે. જે કુળમાં અનેક યશસ્વી પુરૂષો થઈ ગયા હોય તે કુળમાં જે મનુષ્યનો જન્મ થાય તે પણ એક અહોભાગ્ય સમજવું. કારણ કે પેઢી ઉતાર ચાલતું આવેલું માનસબલ–જે પુરૂષનું પુરૂષાર્થ માત્ર છે તે કાલબળે એકઠું થવું–વૃદ્ધિ પામવું–અધિક વિકાસ પામવું જે તે કુળમાં જન્મ લેનારમાં આવે છે અને તેના પરિણામમાં તે પણ તેના પૂર્વજોના કરતાં અધિક પરાક્રમી નીવડે છે. આ નિયમ સામાન્યતઃ સિદ્ધજ છે; પરન્તુ એટલું પણ નિઃસંદેહ કે, પિતૃપક્ષ અને માતૃપક્ષ એ ઉભય પક્ષની પરસ્પર અસર થયાવિના રહેતી નથી. પિતાનું માનસબળ શ્રેષ્ઠ હશે અને માતાનું તેવું નહિ હોય તો તેના કુલમાં બાલકનું માનસબલ શ્રેષ્ઠ થશેજ એવું અમો કહેવા ધારતા નથી. પરન્તુ અમો તો એટલુંજ સિદ્ધ કરવા ચાહીએ છીએ કે, અન્ય કોઈ ઉપાધિને અભાવે કુળવાન કુટુંબમાં કુળવાન બાલકોજ જન્મે છે. રા. રા. મણિશંકરના પૂર્વજોની પ્રતિ આપણે આપણી દૃષ્ટિ ફેરવીશું તો આપણને સહજ સમજાઈ આવશે કે, તેમના પૂર્વજોમાંના ઘણાએક અતિપ્રતાપી તથા સાહસવૃત્તિવાળા થયા છે. મણિશંકરભાઈના પિતામહના પિતામહ કૃપાશંકરના જ્યેષ્ઠ કાકા ભાઈશંકરજીએ પોતાના સંગ્રામપ્રેમી સ્વભાવથી અનેક રાજ્યોને મદદ આપી હતી અને તેના બદલામાં તેમણે પોતાનું નામ નીચેના કાવ્યમાં અમર કરાવ્યું છેઃ—

( અપૂર્ણ. )

# श्री इष्ट सकल सुख प्रद छे.

પદ.

( મેમાન થયા તમે મારા સ્વીકારશો મેમાની, એ રાગ. )
પાપ કર્મથી કોણ ઉગારે, એક ઇષ્ટ અંતર્યામી,
મને સુખ સકલ કો આપે, એક ઇષ્ટ અંતર્યામી.

ભવસમુદ્ર ભરીયો ભારી,
માંહી કામ ક્રોધ રૂપવારી,
નહિં તરવાની કંઇ બારી,
કોણ ઉતારે પાર સામી.— એક ઇષ્ટ ૧

જે સ્મરણ કરશે હરિનું,
તેને નાવજ મળશે પ્રભુનું,
તે તરસે વારી ભવનું,
નહિં તો રહેશે બહુ ખામી— એક ઇષ્ટ૦ ૨

જે ધ્યાન પ્રભુનું ધરશે,
પરવા કોઇની નવ કરશે,
તેને મોનું માગ્યું મળશે,
તે રહેશે પ્રભુને પામી.-- એક ઇષ્ટ૦ ૩

જે દોષ પોતાના સુધારી,
રહેતો સદ્‌ગુણ વધારી,
તે તરશે આ ભવ વારી,
સાક્ષ થાશે ગરૂડ ગામી.— એક ઇષ્ટ૦ ૪

જે ધ્યાન પ્રભુનું ધરે છે,
તેનામાં પ્રભુ નિત્ય રહે છે,
તે આખર પ્રભુ બને છે,
થઇ રહે છે અંતર્યામી.— એક ઇષ્ટ૦ ૫

---

આ માસિક સંબંધમાં સર્વ પ્રકારનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. મનીઓર્ડરો પણ તેજ સરનામે મોકલવાં.

જમિયતરામ લક્ષ્મીરામ પંડિત.

શ્રી ભક્ત માસિકના અધિપતિ અને પ્રકાશક.

અમદાવાદ.

# નૂરજહાંન.

( નલિનકાન્ત ભોળાનાથ દીવટિયા. )

ગતાંકથી ચાલુ.

## પ્રકરણ ૯ મું.

સલીમને જ્યારે તે પત્ર મળ્યો ત્યારે હેણે તે બે ત્રણવાર ફરી ફરીને વાંચ્યો. મનોવિકારનો ઊભરો આવવાથી તે ખાલી જગ્યાઓમાં જોવા લાગ્યો અને ભવિષ્યના વિચાર કરતો હોય હેવું જણાયું. હેની આંખ્યોમાંથી બોરે બોર જેવડાં અશ્રુનાં બિન્દુ પડ્યાં, ને હેના ગાલ ઉપર ટપકવા માંડ્યાં. હેની બધી આશાઓ વ્યર્થ ગઇ. હેના ભવિષ્યના સુખના વિચારો રદ થયા ને કાળજુ બળવા માંડ્યું. તે સમજી ગયો કે હેના બાપે હેને વચમાં ન આવવા દેવા માટે આ રસ્તો કાઢ્યોછે પણ હેનો હુકમ ઉલ્લંઘી સકાય હેવો નહોતો. તે માનવો જ જોઈએ, શક્તિ હોવા છતાં તે પાંજરામાં પકડાયલા સિંહ જહેવો હતો. ઘડીકમાં તે નિરાશ થતો ને ઘડીકમાં આશાવંત થતો, હેણે કહ્યું જો મિહાર-ઉન-નિસા મ્હને ચ્હાતી જ હશે તો હેને પ્હરાણે બીજા સાથે પરણાવી સકશે જ નહિં. મ્હારે જતા પ્હેલાં ગમે તે રીતે હેને મળવું જોઈએ. હું મ્હારી જીંદગી હેના હાથમાં અર્પણ કરીશ. ને જો તે નઠારી હશે તો મ્હને દુઃખ દેશે તો પછી હું આ જીંદગીનો અંત આણીશ, ને જો ને સારી ને વચન પાળનારી હશે ને મ્હને ચ્હાવાનું વચન આપશે તો પછી પૃથ્વિને આકાશ મળી જશે તો પણ હમે છુટાં નહિં પડીએ.

હાવા હાવા વિચારો સલીમ કરતો હતો. હેને વળી હેવો વિચાર આવ્યો કે જો હું લડાઈમાં ફત્તેહમંદ થઈશ તો વખતે મ્હારા પિતા પોતાના વિચાર બદલે ને ગ્યાસબેગને વિવાહ તોડી નાંખવાનું કહે.

પાછળથી કોઇક ઓના અવાજે પૂછ્યું દીકરા! ત્હને શું દુઃખ છે કે તું રૂવે છે! ત્હારી મા આગળ તું ત્હારી બધી વાત કહીને ત્હારૂં મન ખાલી કર્ય, તો ત્હને સુખી કરવાને આકાશમાંના તારા પણ ચુંટી ફ્હાડશે."

સલીમ—દાઈ, વ્હાલી ઘરડી દાઈ, હેં જ મ્હને ન્હાનપણમાં ખોળામાં લઈ ને રમાડ્યોછે ને હાલરડાં ગાયાંછે તો ત્હારા શિવાય બીજું કોણ મ્હારૂં કહેલું છાનું રાખી સકશે ને મ્હને મદદ કરી સકશે!

તે ઘરડીદાઈ—"તું મ્હારી આંખ્યોની કીકીછે. ત્હારે શી પીડાછે! તે મ્હને કહે કારણ ત્હને હાવી સ્થિતિમાં જોઈને મ્હને દુઃખ થાયછે. હું મ્હારા દીકરાની ( ત્હારી ) કશી પણ વાત ઉઘાડી નહિં પાડું. એ વચન જોઈતું હોય તો. હવે મ્હને કહે કે ત્હારા ખુશમિજાજી સ્વભાવને દિલગીર કરનારી શી વસ્તુછે! હું ત્હારી આશાઓ પાર પાડીશ."

સલીમ—"ઘણી મ્હેરબાની, મિહાર-ઉન-નિસાએ મ્હને મોહાન્ધ કર્યોછે, ને હેનો વિવાહ બીજે થયેલોછે. મ્હારી ગેરહાજરીમાં હેનું લગ્ન થઈ જાય હેવા વિચારથી મ્હારા

પિતાએ મ્હને કામસર ગામ જવાનું લખ્યુંછે. પણ મ્હારે જતા પ્હેલાં ત્હેને એકવાર જોવીછે ને વાતો કરવીછે કે મ્હારૂં નસીબ ત્હેના મ્હોથી જ સાંભળું.

તે દાઈએ પુછ્યું, તે શી રીતે થાય ? મ્હને પ્હેલેથી જ કહ્યું હોત તો સારૂં થાત હું ત્હેનો વિવાહ થતો અટકાવત. તે તમને ચ્હાયછે ? તમારે ત્હેની સાથે વાતચિત થઈ છે! જો એમ હોય તો હું ગોઠવણ કરી સકું"

સલીમ—મ્હેં ત્હેને જોઈછે, ત્હેની સાથે વાતચિત કરીછે, ને ત્હેને પોતાને મ્હોએ સાંભળ્યુંછે કે તે પણ મ્હને ચ્હાયછે. મ્હારે ફક્ત તમારૂં એટલું જ કામછે કે હું ચીઠ્ઠી આપું તે લઈ જવી અને ત્હેનો જવાબ લાવવો.

દાઈ—" ઓહો ! તેતો સ્હેલાઈથી થઈ સકશે. લાવો ચીઠ્ઠી ને ત્હેનો જવાબ હું આંખ્યના પલકારામાં લઈ આવું."

સલીમ—તું ઘણી માયાળુછે. પછી ત્હેણે નીચે પ્રમાણે ચિઠ્ઠી લખી.

" મ્હારી પ્રિયા, મ્હારી હમ્મેશની પ્રિયા; સુખ કરતાં દુઃખમાં વધારે સાંભરતી, પ્રાણપ્રિયે-મ્હારા બાપે મ્હને ઉદેપુર જવાનું કહ્યુંછે ને પેલી બાબતમાં કાંઈ પણ કરવાને ના કહેછે. મ્હારે ત્હેમનો હુકમ પાળવો જોઈએ. જો હું ફત્તેહ પામીને પાછો આવીશ તો હું ત્હેમનું વલણ બદલાવવાની આશા રાખુંછું પણ મ્હારી ગેરહાજરી દરમ્યાન ત્હારૂં લગ્ન થઈ ગયું તો ત્હારા ઉપરના મ્હારા પ્રેમના અને આપણે પ્હેલ પ્હેલાં મળ્યાં તે દિવસની યાદગિરીમાં હું સોગન ખાઈને કહુંછું કે મ્હારા પિતાના રાજ્યનું હું ખેદાન મેદાન કરી નાખીશ. ને જડ મૂળથી ત્હેની ગાદીનો નાશ કરીશ. હવે મ્હારે કહેવાનુંછે કે હું જાઉં તે પ્હેલાં તું મ્હને એક વાર મળ, કે મ્હારાથી મ્હારે પોતાને મ્હોએ ત્હને છેલ્લી સલામ કહેવાય. મ્હને મળવાની મેહેરબાની કર્ય, ને મ્હારીવાત સાંભળ્ય કે હું આશા ભર્યો ને વિશ્વાસ રાખીને જાઉં. તું ત્હને ચ્હાનાર તરફ દયાળુ નહિં થાય ? કારણ જો કે તે નીચામાં નીચા કુળનો હોય તો પણ ત્હેના હૃદયમાં ત્હારા જેવા ગુલાબની સુગંધ ફેલાઇ રહીછે ને ત્હેને પવિત્ર કર્યુંછે, આશા ઉત્પન્ન કરીછે. મ્હારૂં હૃદય ત્હારા ઉપરના વહાલને લીધે ઉછળેછે ને જે આ બધું લખુંછું તે ત્હેનું પરિણામછે. હું જવાબની વાટય જોઉંછું, ને જે પળે ત્હને મળીશ તે પળને હું ધન્ય પણ ગણીશ. હવે છેલ્લી સલામ ! આ કાગળ ત્હારા હાથને અડકશે, અક્ષરો ત્હારી દૃષ્ટિએ પડશે-તો ત્હેના લખનાર કરતાં તે વધારે ભાગ્યશાળી ગણાશે ! ફરીથી એકવાર છેલ્લી સલામ !

શાહજાદાએ તે એક સુગંધીદાર પરબીડીયામાં બીડીને તે દાઈને આપીને કહ્યું કે જેમ બને તેમ જલદી મિહાર-ઉન-નિસાને હાથોહાથ આપી આવ, તે દાઈએ ઝટ પાછાં આવવાનું વચન આપ્યું ને પાલખી તૈયાર કરાવી મિરઝા ગયાસબેગને ત્હાં જવા ઊપડી, દસ પંદર મિનિટમાં તે ગયાસબેગના જનાનખાનામાં બેગમ અને ત્હેની છોકરી મિહાર-ઉન-નિસા જોડે વાતો કરતી બેઠી.

તે દાઈ—વાહ રે ! તમે મિહાર-ઉન-નિસાને અલીકુલીબેગ સાથે પરણાવવાનું નક્કી કર્યુંછે ને મ્હને તો એક શબ્દ પણ કહ્યો નહિં.

બેગમ ગયાસ—પણ મ્હેં નથી નક્કી કર્યું. પણ મ્હારા પતિએ નક્કી કર્યુંછે, ને તેમણે મ્હને પણ કેટલે દહાડે કહ્યું. તેથી હું ઠપકાને પાત્ર નથી. હું તો તમારી સલાહ જરૂર લત.

દાઈ—હાસ્તો; કારણ પુરૂષો સ્ત્રીઓના વિચાર વગેરે શી રીતે જાણી શકે !

બેગમ ગયાસ—ખરી વાત, પણ પરમેશ્વરે જ આપણને ત્હેમના હાથ નીચે મૂક્યાંછે, પછી સારૂં કે નઠારૂં આપણે ત્હેમની મરજી પ્રમાણે ચાલવાનું.

દાઈ—પણ તે માટે આપણે કાંઈ આપણી સત્તા ખોવી ? ખરેખર મ્હારી પ્રિયબ્હેન, તું બહુ નરમ સ્વભાવની અને ડ્હાગરીછે. વિવાહ કરવો. તે કાંઈ તારા પતિનું કામ હતું ! એતો આપણું કામછે ને ત્હેમાં પણ ત્હેં ત્હારી સત્તા ખોઈછે.

બેગમ—મ્હેં ખોઈછે, પણ હુંતો ધારતી હતી કે આપણાં છોકરાંના સારા માટે જ આ કરું છું.

તે દાઈએ કટાક્ષથી પૂછ્યું, "જ્હારે ત્હારો પતિ આ છોકરીને તજી દેવાનો હતો તે પણ ત્હેના સારાને માટે જ હશે ખરૂં કે ? જો ત્હને ત્હેને માટે વ્હાલ ન હોત તો તે ભિખારી ત્હેનિ ત્હાં જ મરી જાત ! પુરુષોનો હંમેશાં દરેક કામમાં સ્વાર્થ હોયછે ને તે ખ્હારના સારા અર્થ બતાવી દાકેછે. હજી તું કાંઈ દુનિયાદારીની રીત જાણતી નથી."

બેગમ ગયાસ—મા, ત્હમે ઘણાં ડાહ્યાંછો મ્હારી છોકરીનું સારૂં થવા માટે શું કરવું તે મ્હને કહેશો !

દાઈ—ત્હમે મ્હને પૂછ્યું તે સારૂં કર્યું થોડા વખત સુધી થોભો અને અલીકુલીબેગ ત્હમારી પુત્રીને લાયકછે કે નહિં તે જૂવો ને પછી નક્કી કરો.

બેગમ ગયાસ—ત્હમારી ઘણી મહેરબાની ત્હમે આવ્યાં તે સારૂં થયું. હું ત્હેને જોઈશ ને પછી નક્કી વિચાર કરીશ.

દાઈ—મ્હારો ઉપકાર માનવાની કાંઈ જરૂર નથી. પછી મિહાર-ઉન્-નિસા તરફ ફરીને કહ્યું, "દીકરા, ત્હેં મ્હને ત્હારૂં નવું ભરત કામ, ત્હારાં ફુલ વગેરે નથી બતાવ્યાં, તું એમ ધારે છે કે હેવી વસ્તુઓ જોવા જેટલી હું જુવાન નથી !"

મિહાર-ઉન્-નિસા—ના, મા, હું જાઉંછું ને મ્હારી વસ્તુઓ લઈ આવુંછું.

દાઈ—ના દીકરા, હું ત્હારી જોડે આવીશ અને ત્હારા નાજુક હાથથી શણગારેલી ઓરડી જોઈશ.

મિહાર-ઉન્-નિસા—ચાલો, મા ત્હમને બતાવવાથી હું ઘણી ખુશી થઈશ.

તે ઘરડી દાઈ ઊઠી. બેગમ ગયાસે પણ જોડે જવાની ઇચ્છા બતાવી પણ તે દાઈએ આનાકાની કરી ને ત્હેમને ત્હાં જ રાખ્યાં. ને મિહાર-ઉન્-નિસાએ શણગારેલી સુન્દર દેખાતી ઓરડીમાં દાખલ થઈ, ત્હેને વખાણી અને ધીમે રહીને સલીમની પત્રિકા મિહાર-ઉન્-નિસાના હાથમાં સરકાવી દીધી.

તે કન્યકાએ ચમકીને પૂછ્યું "આ શું ? હાનો શો અર્થ !"

દાઈ—ચુપ, ચુપ, દીકરા તે વાંચ્ય. ને પછી મ્હોં ફેરવીને બારણામાંના રેશમી ભરત કામના પડદા વખાણવા મંડી ગઈ.

મિહાર—ઉન્-નિસા કાગળ વાંચીને ફીક્કી પડી, ને પછી રાતી રાતી થઈ ગઈ અને આંખ્યમાંથી આંસુ પડવા માંડ્યાં. ત્હેણે તે પત્રિકાને ચુમ્બન કર્યું ને ત્હેને છાતી સરસી ચાંપીને પછી નીચે પ્રમાણે લખ્યું:—

"પ્રાણપ્રિય, મ્હને સાંઝે બગિચામાં આવીને મળજો. હું સૂર્યાસ્ત પછી ત્હાં હોઈશ. ત્હાં સુધી છેલ્લી સલામ."

પછી ત્હેણે તે બીડીને દાઈને આપી, દાઈએ પૂછ્યું. "ત્હમારે બીજું કાંઈ કહેવાનુંછે ! " મિહાર-ઉન્-નિસાએ કહ્યું, 'ના વ્હાલી મા, ના.'

તે ઘરડી દાઈ બોલી " આ કાગળ લઈ જનારનો તે ઉપકાર માનશે."

આથી મિહાર-ઉન્-નિસ્સા શરમાઈ ગઈ ને કાંઈ જવાબ દીધો નહિં.

દાઈ—અંહ! એટલે ત્હમે હેને મળવાનું રાખ્યુંછે. સારૂં કર્યું. ને પછી ઓરડીની બહાર આવી જ્યહાં ગયાસ બેગમ હતાં ત્હાં બેઠી. ને પ્હેલાંની પેઠે વાતો કરી. થોડીવાર પછી આતુરતાથી રાહ જોતા સલીમની ઓપડીમાં બ્હારોબ્હાર આવી પ્હોચી.

સલીમ—" વ્હાલી મા, હું ત્હારો શી રીતે ઉપકાર માનું?"

દાઈ—ત્હમને ખુશી ઉત્પન્ન થઈ છે તેથી મ્હારો ઉપકાર મનાઈ જ ગયોછે.

મોહ પામેલા શાહજાદાએ તે દાઈને વારંવાર તે થોડી મુદતની મુલાકાતમાં થયેલી વાતોના દરેક શબ્દો બોલાવ્યા ને પોતાની પ્રિયાનો મ્હોંરો કેવો હતો તે ઘડીએ ઘડીએ કહેવડાવ્યું ને ત્હેના ઉપર શી અસર થઈ હતી તે બોલાવડાવ્યું. એ પ્રમાણે કલાકો વહી ગયા ને જ્યહારે સલીમના મિત્રો આવ્યા ત્હારે ત્હેણે દાઈને જવા દીધી. આખો દહાડો પોતાના ખંડમાં રહ્યો હતો ત્હેને માટે ત્હેના મિત્રોએ ત્હેનેઠપકો દીધો ને ગાયન સાંભળવાને અને મદ્યપાન કરવાને બ્હાર આવવાનું કહ્યું પણ ત્હેણે ના કહી અને કહ્યું, "જનાનખાનામાં મ્હારે કાંઈ કામ છે" તે થોડીવાર સુતો ને પછી ઊઠીને, મ્હોટો ડગલો પ્હેરીને ત્હેની પ્રિયાના ઘર તરફ ચાલ્યો. તે બગિચાની દિવાલ આગળ આવી પ્હોચ્યો. ત્હારે સૂર્યાસ્ત થયો હતો, ત્હેને અડચણ નડી. તે ભીંત દશેક ફીટ ઊંચી હતી. બાગને એક બારણું હતું ત્હેને અંદરથી તાળું હતું તે આસપાસ ફર્યો ને જ્યહારે ત્હેણે એક વડના ઝાડનાં મૂળો પગથીયાની પેઠે રહેલાં જોયાં ત્હારે તે બહુ ખુશી થયો તે તે રસ્તે થઈને ચઢ્યો ને બગિચામાં ઊતરી પડ્યો.

તે ઘરડી દાઈના ગયા પછી મિહાર-ઉન્-નિસા વિચારસાગરમાં પડી ત્હેણે પોતાના પોષાકની માંહિંથી તે પત્રિકા કહાડી, ત્હેની દરેક લીંટીને ચુમ્બન કર્યાં, પણ પોતાનો વિવાહ થયેલો સાંભરી આવતાં તે કમકમી. જેમ જેમ સૂર્ય અસ્ત થવા માંડ્યો તેમ તેમ ત્હેનું અસ્વસ્થ પણું વધતું ગયું. ત્હેને એમ થયું કે પાછલું બારણું ઉઘાડી બગિચામાં સટકી જવું, પણ ત્હેને બ્હીક લાગતી હતી. સલીમની ચિઠ્ઠીનો જવાબ લખીને ત્હેને ભેખમમાં નાંખ્યો હતો. તેથી તે દિલગીર થઈ. ત્હેના અંતઃકરણે કહ્યું 'જા" તે ઊઠી, બારણું ઉઘાડ્યું ને એકવાર પાછળ નજર નાંખીને તે બગિચામાં આવી. હજી ચન્દ્રનો પ્રકાશ પૂરો પૂરો પ્રસર્યો ન્હોતો, પણ તે સલીમ જ્યહાં સંતાઈ રહ્યો હતો ત્હાં આવી પ્હોચી. ને પછી તે સલીમના હાથમાં હતી અને મનોવિકાર ઊભરાઈ આવવાથી તે કાંઈ બોલી સકી નહિં; તથા ત્હેની છાતી ધડકતી હતી, પણ સલીમના બોલવાથી તે બધી બ્હીક વીસરી ગઈ.

સલીમ—અહિં આવી ત્હેં કેટલી બધી મેહેરબાની કરી? મ્હને નવી હરકતો ને નવાબલા સામે થવા જતા પ્હેલાં ત્હને મ્હારી છાતી સરસી રાખવાનું કેવું સુખ મળ્યુંછે. મિહાર-ઉન્-નિસાએ કાંઈ જવાબ દીધો નહિં તે બન્ને જણ પાછાં થોડીવાર સુધી બોલી સક્યાં નહિં. આખરે પોતાને ધીર રહીને છોડવીને પોતાના પ્યારા તરફ જોઈ મિહાર-ઉન્-નિસાએ કહ્યું, "અરે મ્હારા વ્હાલા સલીમ, મ્હારા દુશ્મનના હાથમાં મૂકીને ત્હમે શા માટે જાઓ છો.!" ત્હેણે ઉપર જોઈ ને કહ્યું, "અરે આકાશ દેવતા, મ્હારા નગુણા હૃદય ઉપર દયા કરો! પાછું ત્હેણે સલીમને કહ્યું, "ત્હમે શેહેનશાહને મ્હારી બાબત લખવાનું વચન આપ્યું હતું પણ મ્હને લાગેછે કે ત્હમે ભુલી ગયા હશો. મ્હને આમ શા માટે પીડો છો!"

સલીમ—મ્હારી વ્હાલી મિહાર-ઉન્ન-નિસા! મ્હેં ત્હારો વિવાહ તોડવા બાબત મ્હારા પિતાને લખ્યું હતું ને ત્હેનું પરિણામ એ થયું કે મ્હને શેહેર છોડવાની આજ્ઞા થઈ છે. મ્હારી જોડે ચાલ્ય, અને આપણે એકાદ સારી જગ્યાએ જઈને રહીશું ને ત્હાં પ્રેમથી અને સુખથી જીંદગી ગાળીશું.

મિહાર-ઉન્ન-નિસા—"શાહજાદા, ત્હમે મ્હારૂં અપમાન ન કરવાનું વચન આપ્યું છે.'

સલીમ—ત્હારૂં અપમાન! ત્હેના કરતાં હું મરવું બેહેતર ધારૂં છું. હું ત્હને ચ્હાઉં છું ને ત્હારાથી જ હું દોરાઈશ. શેહેનશાહ કહેછે કે ન્યાયી રીત્યે તે વિવાહ તોડાવી ન સકે. ત્હારા પિતા આપણા પ્રેમની વિરૂદ્ધછે ને હવે શું કરવું તે સુઝતું નથી.

મિહાર-ઉન્ન-નિસા—ન્યાય! જે કૃત્ય શેહેનશાહને ન્યાયી લાગેછે તે વખતે અન્યાય પણ હોય. આ વિષયમાં બે જણાંછે જે એક બીજાને ખરા અંતઃકરણથી ચ્હાયછે ને પરમેશ્વરે પણ હેવું જ નિર્માણ કર્યું છે તો ત્હેમની આજ્ઞાઓ ભંગ કરી ત્હેમને દુઃખી કરવાં ત્હેને શેહેનશાહ ન્યાય કહેછે? અસ્તુ. મ્હને બીજાઓથી જેવું નિરંકુશ હૃદય અને સ્વતંત્રપણું ઇશ્વરે આપ્યુંછે તો પછી મ્હને કશામાં ન ગણવાનો કોનો હક છે?

સલીમ—" ખરી વાત પણ આપણી દેશી રૂઢિ હેવીછે કે સ્ત્રીઓનું કાંઈ ચાલતું જ નથી ને ત્હેમનામાં કાંઈ ન્યાય કરવાની શક્તિ નથી એમ પુરુષો ધારેછે. તે લોકો તો કહે છે કે ત્હમે ફક્ત તરંગથી જ દોરાઓ છો."

મિહાર-ઉન્ન-નિસાએ હસીને કહ્યું, તરંગ! તરંગ કરતાં હૃદય ત્હેમને દોરેછે. ને એકલી અકલ કરતાં હૃદય અને અકલથી દોરાયલો માણસ હું વધારે પસંદ કરૂંછું. શેહેનશાહને હું કહી સકું તો કેવું સારૂં."

સલીમ-હા, હું પણ હેવું જ ધારૂંછું ને ત્હારા મધુર હોઠમાંથી નીકળેલી માગણી કોણ કબુલ ન રાખે! પણ હું જઈશ ત્હારે તું એકલી. મારે મ્હારે જવાની ના કહેવી.

મિહાર-ઉન્ન-નિસા—ના ના, હેવું ના કરશો. ત્હમારી વિરૂદ્ધ હજાર જણ શેહેનશાહને ભ્હડકાવશે ને ખોટું સમજાવશે ને જો ત્હમે ફતેહ સહિત પાછા ફરશો તો વખતે તે આપણને પરણાવે.

સલીમ-હા, તું કહેછે તે ખરૂંછે. ને મ્હને ખાત્રીછે કે ત્હારી મરજી વિરૂદ્ધ મ્હારી ગેરહાજરીમાં પરણાવી નહિં સકે. ને જો તેમ કરે તો કહેજે કે હું બહુ સખત રીત્યે વેર વાળશે.

મિહાર—ઉન્ન-નિસા—હું મ્હારૂં બનતું કરીશ. મ્હને લાગેછે કે હવે મ્હારે જવું જોઇએ. વખત છે કોઇ મ્હને જુવે.

સલીમ—તું મ્હને છોડવાને એટલી બધી આતુરછે! તું જઈશ પછી મ્હને ચન્દ્ર અસ્ત પામ્યા જેવું લાગશે. ફરીથી મ્હારી સાથે બોલ્ય. તું મ્હને ભૂલી તો નહિં જાયને?

મિહાર-ઉન્ન-નિસા—ત્હમને ભૂલી જઈશ! મ્હેં ત્હમને હજારો વખત મ્હારા પ્રેમ બાબત નથી કહ્યું! પણ મ્હારા વ્હાલા, તે પ્રેમની ત્હમે હવે પરીક્ષા કરી સકશો.

શાહજાદો—" ખરી વાતછે, ને તે છતાં આ બધું મ્હને માયા જેવું લાગેછે. આ પૃથ્વિ ઉપર બનવા જહેવો બનાવ નથી લાગતો. આતો સ્વર્ગીય બનાવ જેવો લાગેછે. મિહાર-ઉન્ન-નિસા, તું મ્હને ભૂલી જઈશ!

મિહાર-ઉન્ન-નિસા—તમે આમ કેમ બોલો છો ? મ્હારા હૃદયમાં જે સ્વર્ગીય પ્રેમનું કિરણ પેઠું છે તે આ હૃદય જ્હારે ધડકતું બંધ થશે ત્હારે જ નાશ પામશે.

સલીમ—હાવી મજબુત રીતે જોડાયલાં હૃદયને કોણ છૂટાં પાડી સકશે ? અબુલ ફૈઝલની ભાષણ કરવાની વિદ્યા પણ હારા પ્રેમને અસત્ય પ્રેમ નહિં કહી સકે.

મિહાર-ઉન્ન-નિસા—અસત્ય પ્રેમ ? ના ઉલટું આ બે હૃદય જે છૂટાં પાડશે તે જુલમી કહેવાશે. મા બાપને ત્હેમનાં છોકરાંના કલ્યાણાર્થે પોતાની મરજી પ્રમાણે કરવા દેવું એ વાત ખરીછે, પણ જ્હારે મનુષ્યની જીંદગીનો નાશ હાવી રીતે કરે ત્હારે તે વાજબી ના ગણાય ને ત્હારે તો કાયદાને પણ પડતો મૂકવો જોઈએ ને રાજ્યે જોવું જોઈએ કે ન્યાય થાય છે કે અન્યાય.

સલીમ—તું ધારા શાસ્ત્રી તરીકે હુશિયાર ગણાઈ સકે ખરી, અને અબુલફૈઝલને પણ હારે બેસાડી સકે ખરી, કોણ જાણે શા કારણથી અબુલફૈઝલની મ્હારી તરફ અરૂચિછે. તે મીઠા બોલો રાજપુરૂષ, મ્હારા પિતાનો માનીતો થઈ ગયોછે. ને બહુ મગરૂર થઈ ગયોછે. મ્હારે કોઇક દહાડો ત્હેની મગરૂરી કહાડી નાંખવી પડશે.

મિહાર—ઉન્ન-નિસા—અબુલફૈઝલ સારોને વિદ્વાનછે ત્હેણે આ રાજ્યના બંધારણમાં અને તે મ્હોટું કરવામાં જેટલી મદદ કરીછે તેટલી કોઈએ નથી કરી અને ત્હેની ઝીણી ઝીણી ભૂલ્યો માટે તો આંખ્ય આડા કાન કરવા જોઈએ. તે પવિત્ર માણસછે ને તેથી ત્હમારો તરંગી સ્વભાવ ત્હેને ગમતો નહિં હોય.

સલીમ—પણ હું ત્હને મળ્યો ત્હારથી મ્હેં મ્હારા તરંગી વેડા ઓછા નથી કર્યા ? શું હું સુધરવાનો પ્રયત્ન નથી કરતો ? અલબત્ત હું મોલવીની પેઠે હજી બોલી સકતો નથી.

મિહાર—ઉન્ન-નિસા—ત્હમે અબુલફૈઝલની વિરૂદ્ધછો ત્હેનું કારણ મ્હને જડતું નથી.

સલીમ—તે બહુ ખુલ્લા દિલનોછે. તે પોતે શેહેનશાહનો માનીતોછે તેથી જીભ તાબે નથી રાખતો.

મિહાર—ઉન્ન-નિસા—મ્હને લાગેછે કે હવે આપણે છૂટાં પડીએ. હમારો જમવાનો વખત થવા આવ્યોછે તેથી તે લોકો મ્હને સોધશે. એમ કહી તે ત્હેને ભેટવા અને ચુમ્બનો કરવા લાગી.

સલીમ—ચન્દ્ર તો હમણાં જ ઊગેછે ને ત્હમે મ્હને અડધો કલાક જ મળ્યાં.

મિહાર—ઉન્ન-નિસા—અડધો જ કલાક ? મ્હેં મ્હારી આખી જીંદગી ત્હમને આપીછે.

સલીમ નિશ્વાસ સહિત—" જા ત્હારે, મ્હારી પ્રાણપ્રિયે, આપણે ફરીથી ક્યારે મળીશું તે તો પરમેશ્વર જાણે. "

મિહાર-ઉન્ન-નિસા-જલદી અને હમ્મેશાંને માટે મળીશું ને કદીએ છૂટાં નહિં પડીએ.

સલીમ-તથાસ્તુ આપણે ફરી મળીશું ત્હારે આમ છૂપી રીતે નહિં; પણ પતિ અને પત્નિ તરીકે મળીશું, અથવા તો ત્હારા બચાવને માટે લશ્કરની સરદારી ઉપર મ્હને આવતો જોઈશ. ફરીથી એકવાર ચુમ્બન કરવા દે ને પછી છેલ્લી સલામ.

પછી મિહાર-ઉન્ન-નિસા પોતાના ઘરમાં ગઈ અને સલીમ પોતે જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ગયો.

---

## प्रभात.

કાપજો કાપજો દૂર્મતિ કાપજો,
હે પ્રભુ ! આજ આખા દિવસમાં;
આપજો આપજો સુમતિ આપજો,
જેથી હું માણું આ જીવન સુખમાં.
કાપજો કાપજો દૂર્ગુણો કાપજો,
રાખજો મારૂં આ શરિર સુખમાં;
આપજો આપજો સદ્‌ગુણો આપજો,
જેથી હું પડું નહિં અન્ય દુઃખમાં.
કાપજો કાપજો દુર્બુદ્ધિ કાપજો,
આપજો નીતિ તણો માર્ગ સારો;
આપજો આપજો જ્ઞાનબળ આપજો,
જેથી સુઝે નહિં માર્ગ ખારો.
રાખજો રાખજો સંપ બહુ રાખજો,
હે પ્રભુ ! મુજ આખા જીવનમાં;
કાપજો કાપજો કુસંપને કાપજો,
જેથી થાયે નહિં કલેશ મુજમાં.
આપજો આપજો આટલું આપજો,
કરગરી માગું બહુ શુભ વિચારો;
રાખજો રાખજો નિત્ય આનંદમાં,
હે પ્રભુ ! ઝાલજો હસ્ત મારો.





# દાખલો.

અરજદાર હીરજી પ્રભાશંકરની તા. ૨૯–૪–૧૧ ની અરજી નીચે હ. પ. આ. નં. ૪૪૨૦ તા. ૩–૭–૧૧ ની નકલ આપવા હ. પ. આ. નં. ૧૧૮૮ તા. ૨૬–૧૧–૧૧ થી હુકમ થતાં તે હુકમની નકલ

હ. પ. આ. નં. ૪૪૨૦

## હુકમ.

અરજદારની માગણી મુજબ સદરહુ જમીન દરબારી મંદીર ફરતા સાથે ભેળવવાની સરતે ગાયત્રી દેવીનું મંદીર બાંધવા માટે ધર્માદા ઉપયોગ અર્થે ધર્માદા તરીકે રાવળા દરેજે આપવાનું મંજુર કરવામાં આવે છે. તે ઉપર આ ધર્માદા-કાર્ય શીવાય બીજો કોઈ ધંતો હક રહેશે નહી, તેમ તેનો બીજી કોઈ પણ રીતે બીજો કોઈ ઉપયોગ કરી શકશે નહી.

અરજદાર તે જગ્યાનો કમ્પાઉન્ડ સ્ટેટ તરફથી બંધાવી આપવા માગણી કરે છે તે પ્રમાણે થઇ શકશે નાહ: તે કામ પણ તેણે કરવું જોઈએ. તા. ૪ જુલાઈ ૧૯૧૧ સંવત ૧૯૬૭ ના અશાડ સુદ ૭.

Sd: Vajsurvala

એડમીનીસ્ટ્રેટર સે. પોરબંદર.

નકલ કરી તા. ૨૮–૧૧–૧૧ | ખરી નકલ

સહી ________ | સહી ________

સરવેયર | શહેર. મામલતદાર.

દાખલો આપવામાં આવે છે કે પોરબંદરના રહીશ જોષી હીરજી પ્રભાશંકર અત્રે શ્રી ગાયત્રી દેવીનું દેવળ બંધાવવા વાસ્તે ફાળો કરવાનો પ્રયત્ન કરે છે. આજ સુધી ફાળાની ભેળી થએલીxxxxરકમ તેમણે સ્ટેટ ટ્રેઝેરીમાં અનામત જમા કરાવેલી છે. અને હવે પછી જે જે ઉપરાત ભેળી થાય તે ઉપર મુજબ સ્ટેટ ટ્રેઝેરીમાં ફાળો એકંદર પુરો થતા સુધી તેઓ અનામત રાખવા ધારે છે. તા. ૧૩–૧૧–૧૧ Sd. Vajsurvala.

સિનીઅર એડમીનીસ્ટ્રેટર. સ્ટે. પોરબંદર.

## ધર્માત્માઓને વિજ્ઞપ્તિ.

શ્રી પોરબંદરમાં શ્રી ગાયત્રી મંદિર બાંધવા માટેના ફંડમાં જે સદ્‌ગૃહસ્થને નાણાં ભરવાનાં હોય તેમણે નીચેને સ્થળે હુંડીથી, મનીઓર્ડરથી અથવા પોતાને સગવડ હોય તે રીતે મોકલી આપવા કૃપા કરવી. નાણા વસૂલ કરવાને જોશી હીરજી પ્રભાશંકરને અમારા તરફથી સત્તા આપવામાં આવી છે; માટે બીજા કોઇને પણ એ નિમિત્તે આપવું નહિ.

શ્રી ગોવિંદજીભાઇ ડાહ્યાભાઇ લાખાણી.

મુંબઈ ખાતેઃ— | વકીલ. પોરબંદર.

ધિરજલાલ વૃન્દાવનદાસ,

મગનલાલ દલપતરામ ખખ્ખર,

ઠેકાણું:—રાવસાહેબ ખખ્ખર બિલ્ડિંગ્સ. પોર્ટ ગિરગામ—મુંબઈ.

# पत्र पेटी.

શ્રી ભક્તના અધિપતી.—અમદાવાદ.

સાહેબ.

સમાજને પાછળ હઠાવવામાં જુના વિચારના અને અજ્ઞાન સ્ત્રી પુરૂષોએ બહુ મ્હોટો ભાગ ભજવ્યો છે અને તેટલા માટે એ લોકોની અજ્ઞાનતા દૂર થાય, એ લોકોના વ્હેમ નાશ પામે, તથા એ લોકોના ઢોંગ ઉઘાડા પડે એ સમાજ સુધારવા માટે જરૂરનું ગણાય. જુના વિચારના લોકોના ઢોંગ સ્હામે તો લડત ચાલુજ છે અને ચાલૂ રહેવી જોઇએ, પણ તે સાથે સુધારાના ટોળામાં ભળી સુધારાને વગોવનારા સુધારાઢોંગીઓ પણ ઉઘાડા પડવા જોઇએ અને તે લોકો સ્હામે પણ એટલીજ મજબૂત લડત ચાલૂ કરવી જોઇએ.

હાલ જેમ કેળવણી માટે બે મત નથી તેમ સુધારા માટે પણ નથી; પણ જેમ ખરી કેળવણી માટે લોકોમાં મત ફેર છે તેમ ખરા અને લાભકારક સુધારા માટે પણ મત ફેર છે. માટે જ સુધારાને નામે ઢંકાઇ ગયલા ઢોંગને પણ ઉઘાડા પાડવાનુ લાભકારક ગણાય અને એ ઉદ્દેશથી લેભાગુ સુધારક, માત્ર ઉપર ટપકેનું કેળવણીનું વારનીશ લગાવી ભણેલાંમાં ખપનાર, બે ત્રણુ શ્લોકો મ્હોડે કરી ધર્મ પર ભાષણુ કરવા ઉતરી પડનાર, બે ત્રણુ ઇંગ્રેજી ગુજરાતી પુસ્તકો ઉથલાવી સ્ત્રી કેળવણી પર બોલવાનો અધિકાર મેળવનાર છાલકા મનના, સ્વાર્થી સુધારા ઢોંગી, સમાજ સેવા કેવી રીતે કરે છે તેનો સ્હેજ ખ્યાલ આપવા મ્હારા મિત્રનો પત્ર આપને મોકલું છું.

લી૦

અવલોકનાર.

# समाज सेविका.

સમાજ સ્હમજવા અને સુધારવા માટે સમાજમાં આગળ પડતો ભાગ લેનારાઓના તથા સમાજમાં ફરતા સ્ત્રી પુરૂષોના વિચાર તથા વર્તણુકનો અભ્યાસ ઘણો અગત્યનો છે એમ તમારૂ કહેવું છે માટે મ્હારો એક સમાજસેવિકાનો અનુભવ લખી મોકલું છું.

મ્હારા એક મિત્ર જુનાગઢ રહે છે. મિત્ર જુના વિચારના અને સરળ હૃદયના છે, રહેલાઇથી છેતરાય એવા છે. સમાજમાં જેમ ઓચિન્તાં અને વિચીત્ર રીતે વિચીત્ર લોકોનાં અરસપરસ ઓળખાણુ થાય છે તેવીજ રીતે મ્હારા મિત્ર અને એક સમાજસેવિકાનુ ઓળખાણુ થયું. સેવિકા થોડું ઘણું સંસ્કૃત વાંચી જાણુતાં હતાં, થોડા ઘણા ભક્તિ અને ભક્તના ભજનો ગાઇ શકતાં હતાં, બે ચાર પુસ્તકો સાથે રાખી તેમાંથી કોઇવાર કાંઇ કાંઇ સ્હમજાવતાં હતાં. આધુનિક સમય અને સમાજ એ એમના માનીતા વિષયો તરીકે ગણાવતાં તથા તેના પર ગમે તેમ બોલતાં મ્હારા મિત્રના સરળ હૃદય પર સારી અસર કરવાને આટલા 'હથિયારો જોઇએ તેના કરતાં વધારે હતા.' સેવિકા યાત્રા માટે નાશીક જનાર છે એમ સાંભળી અને મ્હને એ સેવિકાના મેળાપથી લાભ થાય એ ઉદ્દેશથી મ્હારા મિત્રે એક ભલામણુ પત્રિકા સેવિકાને ચીત્રી આપી અને મ્હારા પર પણુ એ બાબત

એક પત્ર લખી મોકલ્યો. એમની ટેવ પ્રમાણે પત્રમાં એ સ્ત્રીનાં પુષ્કળ વખાણ હતાં.

થોડા દીવસ પછી મ્હારા પર સેવિકાનો પત્ર આવ્યો. પત્ર બહુ સંભાળથી લખાયો હોય એમ લાગતું હતું. સંસ્કૃત શબ્દો અને મ્હોટાઇના વિશેષણો ઉપરાંત એ પત્રમાં એમ પણ જણાવ્યું હતું. કે " આપ સદગુણી છો...વિગેરે...હમે આપના મિત્ર...તરફથી સાંભળ્યુ છે મ્હારે વિષે આપને જુનાગઢથી પત્ર મળ્યોજ હશે. હું પવિત્ર નાશીકની યાત્રા માટે અને અપવિત્ર શરીર ધોઈ પવિત્ર કરવા માટે તથા મલીન વિચારો નિર્મળ કરવા માટે કાલે ઉપડી જવાની છું આપની ગાડી મ્હને લેવા સ્ટેશનપર મોકલાવશો અથવા આપ મ્હને મળી જશો તો આપને મ્હારા દર્શનનો લાભ મળશે—વિગેરે " આ પત્રનો પહેલાં તો હું અર્થ જ બહુ મુશ્કેલીથી સ્હમજી શકી. પંડીતાઈનો ડોળ દરેક શબ્દમાં દેખાઇ આવતો હતો. પવિત્ર નાશીક અપવિત્ર શરીર અને મલીન વિચારો કરતાં ગાડીને વધારે માન મળ્યું હોય એમ મ્હને લાગ્યું. મ્હારા મિત્રનો શરમાળ સ્વભાવ હું જાણતી હતી અને તેથી જ એમના તથા આ સેવિકાના પત્રને કેટલું વજન આપવું એ હું સ્હમજી. સેવિકાના પત્રથી એ બાઇના " દર્શન " કે ઓળખાણ કરવાની મ્હારી ઉત્કંઠા ઓછી થઇ. મ્હારે શરીરે સારું ન હોવાથી એમના " દર્શન " નો લાભ હું નહિ લઇ શકું માટે હું દલગીર છું એ જવાબ મેં લખી મોકલ્યો. એમના તરફથી વધુ ખબર ન મળવાથી એઓ નાશીક ઉપડી ગયાં હશે એમ મેં ધાર્યું.

એક દિવસ બપોરના હમે સર્વ વાત કરતાં બેઠાં હતાં એટલામાં હમારા દીવાનખાનાનું બારણું કોઇએ ઠોક્યું. " કોણ "! મેં અંદરથી પુછ્યું " એ તો હું પંડીતાબાઇ " જવાબ મળ્યો. એ જવાબથી જેટલી હું અગમ્બ થઇ એટલી અજાયબ હું ધરનું છાપરું એકાએક ઉડી ગયું હોત તો કદાચ નહિ થાત ! ! જેને હું નાશીક ધારતી હતી તે તો અહિંજ ઉતરી પડ્યાં ! એમને અંદર બોલાવ્યાં, બેસાડ્યાં, વાતપરથી મ્હારું અનુમાન સાચું ઠર્યું. સમાજ સુધારણાના એમના વિચારમાં મને કાંઇ નવું લાગ્યું નહિ. છુટથી વપરાતા સંસ્કૃત શબ્દો અને ભાગવત, રામાયણ અને મહાભારતપરની એમની વાસી ટીલસુરીથી મ્હને કંટાળો આવ્યો. ન્યુસપેપરો ચોપાન્યા વિગેરેમાં હજારો વાર અપાઇ ગયેલા વિચારો મ્હારે ફરીથી સાંભળવા પડ્યા. જુના વિચારની સ્ત્રીઓના જંગલી રીવાજોની જુની હજારોવાર વપરાયલી ઘસાએલી ટીપ ફરી એકવાર મ્હારી આગળ રજુ થઇ. આખરે સ્ત્રી કેળવણીના હિમાયતીએ " કહે નેપોલીયન દેથને " એ ગંભીર સ્વરે ગાઇ પોતાનું મનોરંજક ભાષણ પુરું કર્યું. ( હું પુછવાનું ભુલી ગઇ કે એમનો પોતાનો અભ્યાસ કઇ ટોચે પહોચ્યો હતો ! ! ! એમને ચાહા આપવામાં આવી, પાન સોપારી આપ્યાં, પણ એ ચેતવણીની અસર નહીં જેવી થઇ. રજા લેવાની એ બાઈને સ્હેજ પણ ઉતાવળ હોય એમ લાગતું ન્હોતું. " મ્હારે પાસેના એક મિત્રને ત્યાં જવું છે માટે મ્હારો નોકર આપને જ્યારે જવું હોય ત્યારે મૂકી આવશે. " મેં જણાવ્યું પણ હાલ કામ ન હોવાથી અને " પવિત્ર નાશીક " જવાનો વિચાર હાલ પડતો મૂકવાથી પંડીતાબાઇએ હું પાછી આવું ત્યાં સુધી રોકાવાનું મ્હને વચન આપ્યું.

હું બ્હાર જઇ થોડાક કલાકે પાછી ફરું ત્યાં લગી માનશો ? એ માનવંતા મ્હેમાન મ્હારું આખું ઘર ફરી વળ્યા અને હું આવી એટલે મ્હારા ઘરનાં, ઓરડાનાં, ફરનીચરનાં બાગનાં અને અનેક વસ્તુનાં વખાણથી મ્હને વધાવી લીધી. એકાદ ઓરડો પોતે ભાડે રાખવા મ્હને વિનંતી કરી. એમની સંગતથી મ્હને થનારા લાભનું એક આકર્ષક ચિત્ર દોર્યું. હું કેટલી ગુણીયલ છું, કેટલી વીદ્વાન છું, એ મેં એમનીજ પાસે પહેલીજવાર સાંભળ્યું. મ્હારા સર્વ

કટાક્ષવાળા અને હંકાવનારા ગુણો એમની સંગતથી પ્રકાશમાં કેમ આવશે તેની નમ્ર સુચના મળી અને એ રીતે એવી એવી વાતમાં રાત્રી થવા આવી. જમવાનો વખત થયો, પણ પોતાની સંગતના મને લાભ આપનાર સમાજ સુધારવા મથન કરનાર બ્હાર પડેલાં સમાજ સેવિકા-ની ઉંઘ ઉડી નહિ. હમારી સાથે અલ્પાન ભોજન લેવાયું અને ભોજનની અસર એમની આંખમાં થઇ પણ ખરી પણ આખરે હીલે ત્હોડે બીજા હપ્તે હમારેથી આ સમાજ સે-વિકા મોડી રાત્રે છુટાં પડયાં. એમના પ્રયત્નો વિજયી નીવડયા નહિ. બે ત્રણ દિવસ પછી વા-રંવાર એમના માયાળુ પત્રો આવતા હતા, પણ એમની વિદ્વતા તથા એમના ચાતુર્યને હમે પુરાં પહોંચી શકીએ એમ હતું નહીં એટલે જવાબ લખવાની તસ્દી લીધી નહિ.

લી
સરલા.

---

# માનની પ્રતિ માનહીન પતિના પ્રલાપ.

કરે ના ચિત્ત આ ચોર્યું, જતું ના ક્યાં બીજે રોર્યું,
ભલે ના હો તને પરવા, કદર તેની જરા કરવા;
દીપેલું દીલ આ તુજને, [1]આકરવા હક ના મુજને,
પરંતુ ક્રુર આ તારા, હૃદયની છુરી સમ ધારા,
બનાવા ભુરી હું ધારૂં, માનીનું માન ઉતારૂં,
ચહીને જે ચહાની ના, સહી અપમાન આજુ, હા !
સમયના વ્હેણની અતે, મરૂં જો પ્રેમમાં ખતે,
હરપ તારૂં ધરી ચીરા, દેરી ના શાંતિ મમ ગીરા;
નયનથી સારજે આંસું, પરંતુ હું નહિ ભુંસું:
પ્રેમીને જો કદર ના તો, કદર ધારી સમય જાતાં,
ચહાની તું હજી કે ના, નથી તેની મને પરવા;
જરૂર ફરહાદ આ જાતાં, શાખીશ શીરીન તું ચ્હાતાં.

—કેશવ

---

# ડૉક્ટર કૃષ્ણમોહન બાનરજી.

પંડિત તથા ખ્રીસ્તી ઉપદેશક રૂપે કૃષ્ણમોહન બાનરજી બંગાલામાં પ્રખ્યાત થયા છે. ઇ.સ. ૧૮૧૩માં તે જન્મ્યા હતા. તે ઇ. સ. ૧૮૨૪માં ૧૧ વર્ષની વયે હિંદુ કૉલેજમાં પ્રવેશ્યા. પ્રોફેસર ડીરોઝાના સંબંધમાં આવવાથી, તેમના વિચારોની અસર થતાં તેમણે હિંદુ જુના વિચારોનો ત્યાગ કર્યો. શાળામાં ખંત તથા ઉત્સાહથી તે અભ્યાસ કરતા. તે શાળામાં ઉમ્મેદવાને ઉત્તીર્ણ થયા પછી તેજ શાળામાં શિક્ષકપદે સ્થિત થયા. શાળાના વિદ્યાર્થી-

---

[1] આવકારવા, બાંધું આજુના.

ઓને તે ખ્રિસ્તી સિદ્ધાન્તો ઉપદેશતા. આથી તે વિદ્યાર્થીઓના ઇષ્ટ મિત્રોએ તથા માતા પિતાએ તે શાલાના વ્યવસ્થાપકોને વિનંતી કરી અને તેમને શિક્ષકપદનો ત્યાગ કરાવ્યો. તે શાળાનો ત્યાગ કરી પ્રખ્યાત ખ્રિસ્તી ઉપદેશક રેવરંડ ડૉક્ટર ડફની સાથે જોડાયા. તેમણે તે પંથ સ્વિકાર્યો. ૧૮૫૨ સુધી તેમણે તે ધર્મનો ઉપદેશ કર્યો. કોમલ અંતઃકરણનાં બાલકોના હૃદય-પર સંગ તથા શિક્ષણથી સારી કે માઠી અસર કેવી સેહેલાઇથી થાય છે તેનું આ પુરેપુરં જ્વલંત દૃષ્ટાંત છે. બાલ્યાવસ્થામાં વિચારશક્તિ, તુલનાશક્તિ, તર્કશક્તિ તથા માનસિક વિકાસ પરિપક્વ હોતો નથી. તે સમયમાં જેવા વિચારનો પ્રવેશ થાય તે દૃઢ થઇ જાય છે. તે વિચારો નિર્મૂલ થઇ શકવા અતિશય દુષ્કર થઇ પડે છે. પાશ્ચાત્ય તત્ત્વવિચારક શોપનહોર આજ કારણથી ખ્રિસ્તી શાલા પ્રયોજકોની શાલામાં તેમનું બાઇબલ હીંદુ બાલકોને શીખવવાની પદ્ધતિને ધિક્કારે છે. તે જણાવે છે કે જેને કાંઇ પણ સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ નથી એવા બાલકને ગમે તેવા વિચારના સંસ્કાર પાડી દેવા તે અન્યાય તથા બલાત્કાર વિના અન્ય કાંઇ ઉજ નહિ. બાલકોપર સંગતની પણ આવીજ અસર થાય છે. જેના સંબંધમા તે આવે છે તેનું તે સહજ અનુકરણ કરવા લાગે છે. જેમને પુત્ર પુત્રીરૂપ પ્રજાના શિક્ષણ રૂપ ભાર તથા જવાબદારી છે તેમણે તેમને સંગ તથા શિક્ષણ આપવામાં અવશ્ય ધ્યાન આપવું જરૂરનું છે.

ડૉક્ટર કૃષ્ણમોહન બાનરજી પંડિતરૂપે ઉત્તમ પ્રખ્યાતી પામ્યા છે. તેમને અગીઆર ભાષાનું ઉત્તમ જ્ઞાન હતું. સંસ્કૃત ભાષાના ઘણા ગ્રંથો તેમણે પ્રશસ્યરીતે પ્રકાશિત કર્યા છે. જીજ્ઞાસુ નામક ( Inquirer ) તેમના પત્રમાં તથા કલકત્તા રીવ્યુ ( કલકત્તા સમાલોચક ) માં પ્રકાશ પામતા તેમના લેખો તથા, નિબંધો શૈલિ તથા વિષયની ઉત્તમતા માટે તે વખ-ણના હતા. ઇ. સ. ૧૮૫૨થી ૧૮૫૮ સુધી બીશપ્સકૉલેજમાં તેમણે મહોપાધ્યાયનું કાર્ય કર્યું. કલકત્તાના ખ્રિસ્તી ધર્મગુરૂના તે પુરોહિત હતા.

ભાષા ઉપરાંત તત્ત્વવિચારના જ્ઞાનથી તે પ્રસિદ્ધીને પામ્યા. ૧૮૬૧ માં હિન્દુ તત્ત્વવિચારનો દર્શન નામક ગ્રંથ તેમણે પ્રકાશિત કર્યો. આ ગ્રંથ યુરોપીન તત્ત્વ વિચારકોએ પણ પ્રશંસાને પાત્ર ગણ્યો. ઇ. સ. ૧૮૬૫માં આર્યન વિટનેસ (આર્ય સાક્ષી) નામક ગ્રંથ તેમણે પ્રકાશિત કર્યો.

તે બ્રીટીશ ઇન્ડીઅન એસોસીએશન, કલકત્તા શેહેર સુધારક મંડળ તથા બંગીય એ-સિઆટીક મંડળીના સભાસદ હતા. ઇ. સ. ૧૮૭૬માં કલકત્તા વિશ્વવિદ્યાલયે તેમને ધર્મા-ચાર્યની પદવી આપી. ભારત સામ્રાજ્ય સાનુચર ( Companion of the Indian Empire ) ની પદવી તેમને પ્રાપ્ત થઇ. તે વિવેકથી ખર્ચ કરતા તેથી તેમણે દ્રવ્ય સારી રીતે સંપાદન કર્યું હતું. તોપણ તે લોભી કે કંજુસ ન હતા. નિર્ધન, નિરાધાર, કે અભ્યા-ગતને આશ્રય આપવામાં તે દ્રવ્યનો સદ્‌વ્યય કરતા. તેમનું ચારિત્ર્ય સરલ તથા સદાચર-ણી હતું. જે ધર્મનો તેમણે સ્વિકાર કર્યો તેના સંસ્થાપકના સિદ્ધાન્તાનુસાર વર્તન કરી તે આદર્શરૂપ થયા હતા. તે ઇ. સ. ૧૮૮૫માં સદ્‌ગતિ પામ્યા.

તેમનામાં નિર્ભયતા, દક્ષતા, પરોપકાર બુદ્ધિ, ભક્તિ, કાર્યકારણ શક્તિ આદી ગુણો આવિર્ભાવને પામ્યા હતા. તે ઉત્તમ વિવેચક, ઉપદેશક તથા વકતા હતા. સ્વાર્થ તેમનામાં ઘણોજ ઓછો હતો. તે સ્પષ્ટ વકતા હતા. સર્વોત્તમ ઉપદેશકપદે સ્થિત થવામાં તે યોગ્ય હતા.

# समायानुसार आर्य व्हेनोने वे बोल.

( ચંપા ગવરી મ્હેતા. પાલણપુર. )

કુદરતનો નિયમ છે કે તે આ જગતની દરેક વસ્તુને આગળ વધારવા સારૂં ગતિમાન કરે છે. નદીમાં પૂર આવે છે ત્યારે દરેક વસ્તુ પ્રવાહના વેગમાં આગળ વધી સમુદ્ર તરફ વેગથી વહે છે. અપવાદ તરીકે આસપાસના વાંધામાં કેટલીક વસ્તુઓ ખાડામાં ભરાઇ રહેલા પાણીમાં અમુક કાળ સ્થિરતાને પામી વમળમાં આમતેમ હાલ્યા કરે છે, પરંતુ પાણીનો બીજો ખળકો આવે છે કે તુરત તે ધસડાઇને બાહાર આવી વ્હેણમાં પડે છે. આવી રીતે જમાનાની રેલમાં આપણે પણ ગોથાં ખાઇયે છીયે. કુદરત દરેક વસ્તુને ઉચ્ચ ગતિમાં લાવવા પ્રયત્ન કરેછે પણ જે આગ્રહથી આડાં અવળાં ફાંફાં મારી એકજ જગાયે સ્થિર રહેવા પ્રયત્ન કરે છે, તેને રેલનો ખળકો મન ઉપરાંત આગળ વધારે છે. આપણું જીવન આ સ્થૂલ જીવન નથી પણ અમુક અનિર્વચનીય પદાર્થના પ્રકાશનો ભાગ છે. આ પ્રકાશની સ્થૂલતા તેજ સ્થૂલ દેહ છે. આ સૂર્યનો પ્રકાશ જેમ ઉત્તમ તેમ નીચ વસ્તુ ઉપર સમાન ભાવથી પ્રકાશી દરેક વસ્તુની ઉત્તમતા પ્રકાશ કરે છે. તેમ જે પ્રકાશથી આપણું જીવન રચાયેલું છે તે પ્રકાશ પણ આપણામાં ઉત્તમતા લાવવા પ્રયત્ન કરે છે પણ અજ્ઞાનનું આવરણ તેમાં રોકાવટ કરે છે તે ફક્ત દૂર કરવાનું છે.

થોડા વરસ ઉપર એટલે સને ૧૪૯૨ માં કોલંબસે અમેરિકા શોધી કાઢયો, ત્યારે ઉજડ જંગલ તથા જંગલી લોકોથી વસેલો તે પ્રદેશ હતો. પણ હાલમાં જગતમાં સર્વમાન્ય ઉત્કૃષ્ટ શક્તિ ધરાવતો અને લક્ષ્મીની રેલછેલમાં રમતો તે દેશ ગણાય છે. પ્રથમ ખેપીયાથી એક બીજાને સંદેશા પહોચાડવામાં આવતા હતા. હાલમાં તાર, ટેલીફોન, માર્કોની સીસ્ટમ ને ટેલીપથીથી સંદેશા ચાલે છે. કુદરતને શાંત સરખી રીને બેશી રહેવું ગમતું નથી. હમેશાં નવીન વેગથી નવું જગત કુદરત બનાવતું રહે છે. હાલમાં દશ દિશામાં જો આપણે નજર ફેરવીશું તો દરેક દેશ તથા દરેક મનુષ્ય પોતાની જુની ધગડ એટલે ચીલામાંથી પોતાનું ગાડુ નવી ધરેડમાં નાખી ગતિના વેગમાં પૂર જોરથી કુદરતને અનુકૂલ થઇ દોડે છે. માટે દરેક બ્હેનોએ તથા ભાઇયોએ પોતાની જીંદગીનું ચક્ર હાલના જમાના પ્રમાણે પોતાનામાં સંતોષ ન માનતાં જમાનાને અનુસરી કુદરતી વેગમાં વહન કરવું જરૂરનું છે. આપણો દેશ સાત્વિકી વૃત્તીવાળો છે, તે વાત સાચી છે; પરંતુ જ્યારે સુંદર લલિત બાગમાં કોમળ ફલ ફુલના ક્યારાનું જંગલી જાનવર વાડ વગરના બાગમાં ભેલાણ કરે ત્યારે શું તે બાગને વાડ ન કરવી ? દરેક સમજુ માણસ આ બાબતમાં એકમત થશે.

દરેક વ્યક્તિ જડ અને ચૈતન્યથી બનેલી છે. દરેકમાં ઇશ્વર જળહળી રહેલો છે. એક આત્મતત્વ જુદા જુદા આવરણથી અવસ્થાંતર પામી ભિન્ન ભિન્ન પદાર્થમાં વિલસી રહેલું છે. આ સર્વ શક્તિમાન શક્તિનો ભેદરૂપ આવરણથી ઢંકાયેલા ઢાંકણાં દૂર કરવાં જરૂર છે. આ પ્રકાશને ખીલવવા માટે મુખ્ય નિયમ પોતે પોતાને ઓળખી પોતાનામાં શ્રદ્ધા રાખવાનું શીખવાનું છે. પ્રથમ કાંઇ પણ કામ કરતાં પોતાનામાં વિશ્વાસ હોય તો દરેક બાજુથી મદદ મળી શકે છે. જેમ જેમ આપણામાં વિશ્વાસ દ્રઢીભૂત થતો જાય છે તેમ તેમ કામ કરવાની શક્તિ ઉત્તેજીત થતી જાય છે ને હીંમત વધતી જાય છે. આત્મબળમાં મહાન શક્તિ રહે-

સી છે. જેમ જેમ આપણે સ્વાશ્રયી થતા જઈએ છીયે તેમ તેમ આપણામાં બળ આવતું જાયછે. આપણા નેત્ર તેજસ્વી થતાં જાય છે, ને તેના પ્રકાશ એવા જોશથી દશ દિશામાં પ્રકાશે છે કે તેની પ્રભા જેના ઉપર નજર નાખે તેના પર પડે છે, ને તેની છાયામાં શાંત થઈ જાય છે, તેથી આવી પ્રતિભા વાળી વ્યક્તિ દરેક જડ ચૈતન્ય વસ્તુમાંથી ઉત્તમતાનું આકર્ષણ કરી પોતે વધારે ઉત્તમ બની એક કેન્દ્ર સમાન દરેકનો વ્હેવારમાં ઉત્તમ વ્હેવાર કરે છે. ને પોતાના તન, મન ને આત્માનો વિકાસ કરવા તરફ ધ્યાન આપી આગળ વધવા પ્રયત્ન કરેછે. હમેશાં દરેક જણને ઉન્નતિ તરફ પ્રયાણ કરવાની જરૂર છે. આવી રીતે આગળ વધવા સારૂ પ્રથમ વિશ્વાસ બળ ઉત્પન્ન કરી ઉત્સાહથી શ્રદ્ધાને પરીપૂર્ણ કરી ગતિમાં મૂકવાની દરેક મનુષ્યની ફરજ છે. ઉત્સાહ એ ઉત્તેજક પ્રેરણાશક્તિ છે. તે ગુપ્ત રહેલી પ્રેરણાશક્તિને બાહાર લાવનાર બળવાન આકર્ષણ શક્તિ છે. ગમે તેવું અઘરૂં કામ પણ સરળ થઈ જાય છે.

દુનિયાનાં દરેક કામ જ્યારે ઉત્સાહ અને વેગ વધેછે ત્યારેજ થાય છે. ઉત્સાહથી મનુષ્યને આગળ પ્રયાણ કરવા પાંખ આવે છે, તે આગળ વધવા શક્તિ સ્ફુરાવે છે, ને કામ કરવા સારૂ કૌશલ્ય આપે છે. અભણ તથા નહિ કેળવાયેલા મનુષ્યોએ ઉત્સાહથી કેટલીક વખતે હેરત ભરેલાં કામ કરેલા છે. તેનાં દ્રષ્ટાંતો આજ જોવા જઈએ તો હજારો છે. ઉત્સાહથી જો પ્રતિભા શક્તિ ખીલવીયે તો ગમે તેવું કામ કરી શકીયે છીયે. દરેક હુન્નર, વિદ્યા, વિજ્ઞાન તથા ધર્મ ઉત્સાહી પુરૂષોથી સ્થાપિત થયેલાં છે, ને તેવા ઉત્સાહી પુરૂષોનાં નામ તારાની માફક તેજથી જગજગી રહેલાં છે. ને તેઓ આવા લક્ષણવાળા હોવાથી અગ્રેસર એટલે પહેલ કરનાર તરીકે ઓળખાયા છે. તેવાઓએ રસ્તો ખોળી કાઢેલો છે, અગર નવા રસ્તા કરેલા છે. તેઓ ઘોર અને ઘાડા બીહામણા જંગલમાં રસ્તો પાડીઆગળ ધસ્યા છે ને જ્ઞાન, મોક્ષ, સુંદરતા ને સુખની સગવડ તેમણે આવતા તથા ચાલતા જમાના માટે કરેલી છે. ઉત્સાહનો ગુણ મનમાં સ્ફુરાવી બેસી રહેવાનું નથી, પણ તેને આચારમાં મૂકવાની જરૂર છે. શહેરોમાં વસતિ કેટલીક બ્હેનો તથા ભાઈયો જ્યારે કોઈ સારા વક્તાનું ભાષણ સાંભળે છે ત્યારે અગર એવો અવનવો કાંઈ બનાવ જુએ છે ત્યારે ખીન્ન થાય છે. હૃદય દયામય કરે છે, ને કેટલીક વખતે શરીરનાં રૂંવાં ઊભાં થતાં સુધી અનુકંપા કરે છે પણ ઘર આગળ જતાં આપણે શી વિશાતમાં છીએ, આપણે શું કરી શકીયે, વિગેરે ભાવનામાં સંતોષ માની બેસી રહે છે, પણ જુના તેમ ચાલતા જમાનાના દાખલાનું અવલોકન કરીયે તો આવા ઉત્સાહી પુરૂષ તથા સ્ત્રિયો રાખમાં ભારેલા દેવતાની પેઠે દિન પર દિન શાન્ત થતાં નથી પણ એક ન્હાનો તણખો રૂના અગર ઘાસમાં જેમ પ્રકાશમાન થાય છે તેવી રીતે ઉત્સાહ રૂપી તણખાને પોતાના વિશ્વાસ બળે પૂર જોશમાં લાવી અદ્ભુત કામ કરે છે. દરેક સ્ત્રી તથા પુરૂષ એક દિવ્ય જ્ઞાન શક્તિનો તણખો છે. તે જો પોતાના તણખાને કુદરતી નિયમથી પાંચ તત્વમાંથી પુરતાં તત્વ આકર્ષવા ઉત્સાહ ધારણ કરે તો વિશ્વાસ બળે લાખો કરોડો બલકે અસંખ્ય તેવા તણખા એકત્ર કરી એક બળવાન વ્યક્તિ થાય, સદરહુ બાબતમાં નીચેનો પેરેગ્રાફ મારા વાંચવામાં આવેલો હોવાથી આ બાબત વધારે વિવેચન કરવા જરૂર નહિ રહે તેમ ધારી હું નીચે ટાંકુ છું તો તે પર ધ્યાન દરેક બ્હેન તથા ભાઈ આપશે તેવી આશા છે.

પ્રજા એક માત્ર વિરાટ પુરૂષ રૂપ છે, અને તેના જીવનના આત્મા તરીકે ઐશ્વર્ય છે. તેનું જીવન અસંખ્ય જીવોના ઐશ્વર્યથી રચાયેલું છે, તેનું સ્વરૂપ અસંખ્ય સ્વરૂપોના સંયોગથી બનેલું છે: ઘણા જીવોથી એનો આત્મા બંધાયો છે, અને તેમના લાખોના સમૂહોથી એના

લાભોબંધાયા છે; તો પણ, પ્રજાએ એક બંધારણ-તંત્ર યુક્ત ઐક્ય છે. સ્વદેશ તેનું ગૃહ છે. આત્મા અને શરીર જેવોજ પ્રજા અને દેશ વચ્ચે સંબંધ છે; તેને મોંઘા પ્રેમથી ચ્હાવો, સંભાળવો અને શણગારવો, એ પ્રત્યેક દેશ ભક્તનું કર્તવ્યજ છે. કેટકેટલી જીવન શક્તિઓ, કેટકેટલાંક સાધનો, કેટકેટલી પ્રગતિમાન સુધારણાઓ, કેટકેટલી સંપત્તીઓ, કેટકેટલાં યૌવનો કેટકેટલી ખંત અને કેટકેટલા દૃષ્ટ ભૂત ઐક્યથી પ્રજાનું જીવન બંધાય છે ! એ ઐક્ય એટલું બધું તો સ્પષ્ટ, વિશાલ, જીવનમય અને ધારણામય હોય છે કે આપણને તેમાં એક વ્યક્તિ કરતાં વધારે ઉચ્ચ ચૈતન શક્તિઓનું દર્શન થયા વિના રહેતું નથી. અખિલ સૃષ્ટિના કર્તાનું એ ઐશ્વર્ય છે કે જેનાથી પ્રજાના નામથી ઓળખાતો વિશાળ સમૂહ રચવાને આટલા બધા અંકોડાઓ સંધાય છે. સ્વદેશાભિમાનનું જો સત્ય સ્વરૂપ સમજાય તો તે ઇશ્વર પ્રતિનો પ્રેમ છે. એજ પ્રેમનું પોતાની પ્રજામાં દર્શન થાય છે, તેજ પ્રમાણે કવિત્વ શક્તિ એટલે પ્રકૃતિમાં ઇશ્વર પ્રતિનો પ્રેમ છે. સ્વદેશાભિમાન એ એક અવર્ણનીય આંતર પ્રેરણા છે, તો પણ તે ધાર્મિક લાગણી, ગૃહ પ્રેમ અને જાત પ્રેમની માફક કદી નહિ ભુંસાય તેવી છે. જે પ્રમાણમાં માણસની પ્રકૃતિ સ્વર્ગીય હોય છે, તેજ પ્રમાણમાં તે સ્પષ્ટ રીતે બાહાર ખીલી નીકળે છે. તમારા સ્વદેશ પ્રતિનો ધર્મ ઇશ્વર પ્રતિના ધર્મના જેટલોજ પવિત્ર છે, કેમકે ઇશ્વરેજ તમને તમારૂં શરીર, તમારૂં ગૃહ, તમારી ભૂમી અને તમારી પ્રજા આપ્યાં છે, તેટલાજ માટે સ્વદેશ ભક્ત પોતાના દેશની સેવા દૃઢ ભક્તિથી કરે છે, અને તે સેવામાં પોતાનું જીવન પરમાર્થ દૃષ્ટિએ સમર્પણ કરે છે.

પ્રજાનાં અંગભૂતોની લાગણીઓ ભિન્ન ભિન્ન હોય છે. તે લાગણીઓ પ્રજાકીય જીવનમાં એક લાગણી રૂપ થઇ જાય છે અને તે ઐક્ય આપણાથી સ્પષ્ટપણે સમજી શકાય નહિ તેવા માર્ગે બંધાય છે. જેવી રીતે અસંખ્ય વૃક્ષોના સમૂહથી એક અરણ્ય, અસંખ્ય શિખરોની હારોથી હિમાલય, ઘણા અંગભૂનોથી કુટુંબ અને અસંખ્ય સમર્થ ઉપાધ્યાયોથી એક જ્ઞાન સંપ્રદાયનો મઠ બને છે, તેવીજ રીતે અસંખ્ય સ્ત્રી પુરૂષોના સમૂહથી એક પ્રજા બને છે. એમાંજ ભેદ અને અભેદ રહેલાં છે, અને ઐશ્વર્યની લીલાથીજ આ બધાં બંધારણ તંત્રો રચાય છે. તમારા રાજ શાસ્ત્રીઓ, યોદ્ધાઓ, વિજ્ઞાન શાસ્ત્રીઓ, ધર્મ મંત્રિઓ, તમારી માતાઓ, પત્નિઓ, સમાજના સુકાનીઓ, લક્ષાધિપતિઓ, ભિક્ષુકો, તમારા સદ્‌ગુણી અને દુર્ગુણી માણસો, મહાત્માઓ, દુષ્ટાત્માઓ, ચાંડાલો, સર્વે એક પ્રજાકીય જીવન રચવાને એકત્ર થાય છે.

જેમ શરીરમાં મગજ શક્તિ સત્તા ભોગવે છે ને આખા સ્થૂલને જીવનમય રાખે છે, તેમ આપણે પ્રજા તથા સમાજમાં પ્રધાનપણે કામ કરવા ઉત્સાહ રાખવાથી પ્રજાના તથા સમાજના જીવનમય રહેવું જોઇયે. પુરૂષ તથા સ્ત્રિયોની ફરજ છે કે પ્રજાને વધારે જીવનમય કરવી. માતાનો કુટુંબ ઉપર પ્રેમ હોય છે અને તેમાંજ તેનું ગૃહ છે, તેવીજ રીતે એક અગ્રણીને પોતાના સમાજમાં અને દેશ ભક્તને પોતાની પ્રજા એજ પોતાનું ગૃહ હોય છે, પણ ઐશ્વર્ય અને તેના અંત્યર્યુઓ આખી માણસ જાત પર એક સરખો પ્રેમ રાખે છે અને તેમાંજ તેનું ગૃહ હોય છે. તેથીજ આખી માણસ જાતની માફક પ્રજા એટલે ગતિમાન જીવન અને તેમાં તેની વ્યક્તિઓ અને જાતોની પ્રગતિનું ઓછા વત્તા પ્રમાણમાં દર્શન થાય છે. જેવી રીતે દરેક માણસ પોતાની ખરી અથવા તો ખોટી નિષ્ઠાથી પોતાના અંગત જીવનમાં ઇશ્વરી ધારણા પરિપૂર્ણ કરે છે અથવા તો નથી કરતો, તેવીજ રીતે દરેક પ્રજા પોતાના સદાચરણો અથવા તો રાષ્ટ્રીય દુરાચરણોથીજ ઇશ્વરી

ધારણા અમલમાં મૂકી પોતાનો નિભાવ કરે છે અથવા તો અધોગતિને પામે છે.

હાલમાં આપણે આપણા સ્ત્રિસમાજ તરફ નજર કરીયે તો બીજા દેશોના પ્રમાણમાં તેમની સ્થિતી જોતાં દુઃખદલાગણી થયા વગર રહેતી નથી. હાલમાં સુધરેલો કહેવાતો સ્ત્રિસમાજ તેમજ ગામડામાં રહેતી પદ્ધતિ પ્રમાણે ચાલનાર સ્ત્રિસમાજ તરફ નજર કરીયે તો તેમનું જીવન કાંઇ અલૌકિક રચનામાં ઘડાયેલું આપણે જોઇશું. સુધરેલી ગણાતી બ્હેનો ફક્ત પશ્ચિમના પહેરવેશ તથા ફેશન વગેરે બાહ્ય અનુકરણમાંજ પોતાનો વખત ગાળી દંભ કરી, સ્ત્રિસમાજોમાં જ્યાં ત્યાં સાંભળેલું હોસમાંજ મૂકી એક બીજાની પ્રતિસ્પર્ધા તથા નિંદામાં અને વાંધા વચકાની વાતોમાં ઉપહાસ કરી પોતાનું જીવન પૂરૂ કરે છે, પરંતુ પોતાને બધી સમજ઼ો છતાં હૃદયની શુદ્ધ ઉર્મીને સ્ફુરાવી સાચી દાઝથી દરેક દુઃખીને પોતાના સમાન ગણી તેનું દુઃખ નિવારવા ફરજ ખાતર અભિલાષા રાખતી નથી. જો કે પૂનામાં સેવાસદન તથા સુરત અને અમદાવાદમાં વનિતા વિશ્રામની સ્થાપના હાલ થયેલી છે તે કાંઇ શુભ ચિન્હ છે. પણ હજુ તેની ખીલવણી કરવાનું ઘણું કામ બાકી છે. હાલમાં પોતાના સંતાનોના વિચાર શી રીતે ફેરવવા તથા તેમને કેવા નિયમ ઉપર કેળવણી આપવી તે બાબતમાં જ્યાં સુધી આપણી સ્ત્રિયોયે ભાગ લીધો નથી ત્યાં સુધી કાંઇ પણ દેશની ઉન્નતિ અગર પ્રથક, પ્રથક વ્યક્તિની ઉન્નતિની આશા રાખવી તે ફોગટ છે. પુરૂષ વર્ગ ગમે તેટલા સુધારા કરવા તથા દેશોન્નતિ માટે ફાંફાં મારે પણ જ્યાં સુધી આપણે તેમાં સ્હાય થયાં નથી ત્યાં સુધી બધી વાતો મિથ્યા છે, સકટ–ગાડું જેમ બે બળદથી ચાલે છે, તેને એક બળદ કદાપી સુલભતાથી ખેંચી શકતો નથી, તેમાં બળદમાં જેમ ડાબો જમણો હોય છે તેમ આ-પણે પણ એક છીયે જ્યાં સુધી આપણે ગળીયા થઇ હેઠા બેઠા છીયે ત્યાં સુધી ગાડુ ચાલ-વાનું નથી. દાખલા તરીકે બંગાળામાં થોડા વરસ ઉપર જ્યારે સ્વદેશી વસ્તુ વાપરવાનો નિશ્ચય થયો ત્યારે સ્ત્રિયોયે મુખ્ય ભાગ તેમાં લીધો ત્યારે કાંઇ થઇ શક્યું. હાલમાં આપણે પોતે વિલાયતી કાપડની કેટલી હીમાયત કરીયે છીયે, તેનો દરેક બ્હેન પોતાના કપડાં તથા ફેશન પર નજર કરશે તો તુરત ભુલ જણાઇ આવશે. માતાના વિચારનું પુત્ર કે પુત્રી કેટલું અનુકરણ કરે છે તે સહેજ અનુભવની વાત છે. જે દેશો ઉન્નતિમાં આવેલા છે તે દેશોમાં જ્યારે સ્ત્રિસમાજમાં ફેરફાર થયો ત્યારેજ ઠેકાણું પડેલું છે. જો આપણે આપણા પોતાના સંતાનોને કાળજી પુર્વક સુધારવા તથા સાચી કેળવણી આપવા ધ્યાન આપીયે તો મ્હોટી સભાઓ તથા ભાષણોની શી જરૂર છે. બોનાપાર્ટને તેની માયે કેળવણી આપી એક નામાંકિત પુરૂષ સીપાઇમાંથી કર્યો તે શું ઓછું છે ! શહેરમાં રહેનારી બ્હેનો જેમને વાંચવા તથા અન્ય લોકોના આચાર વિચાર જોવાની તક છે તે પોતે પોતાની દેરાણી જેઠાણી તથા અન્ય સગા સહોદર સ્નેહીયોની સાથે પ્રતિ સ્પર્ધા ન કરતાં દેશ ઉન્નતિ માટે શાની જરૂર છે તેનું અવલોકન કરવા તથા નીચ હલકા લોકોમાં શોભા અર્થે અગર ખુશામત માટે પૈસા નકામા ન ખરચતાં તેવા પૈસાનો વ્યય જો બીજીરીતે શેઠાણીયો કરે તો શું દેશ ઉન્નતિની કાંઇ કમીના રહે ? ફક્ત વિચારનું વ્હેણ બદલી આચારમાં મૂકવાની જરૂર છે. જો પોતાના એક સંતાનને સુધારી તેને જગતના વ્હેવારમાં મૂકે તો તે સંતાન મધ્ય બિંદુ તરીકે પોતાની આસપાસનું વાતાવરણ માતાના વિચારનું કરી આસપાસથી આકર્ષણ કરી સમાજને બળવાન કરી એક વેગ વાળી વ્યક્તિ રૂપે શું મહાન કામ કરવા સમર્થ ન થાય ? .

( અપૂર્ણ )

# શ્રી સુદામાપુરી ગાયત્રિ મંદીરનું ધર્માદા ફન્ડ.

સર્વે ધર્માનુરાગી મહાશયોને આથી વિદિત કરવામાં આવે છે કે કચ્છ, કાઠિઆવાડ, તથા ગુજરાતમાં **શ્રી ગાયત્રિ માતાનું** મંદિર નહિ હોવાને લીધે અનેક સદ્‌ગૃહસ્થોની ઇચ્છાનુસાર શ્રી સુદામાપુરી ( પોરબંદર ) મધ્યે શ્રી ગાયત્રિ માતાનું મંદીર બાંધવાના કાર્યનો પ્રારંભ કરવામાં આવેલો છે. તેને માટે શ્રી પોરબંદરના ઍડમીનીસ્ટ્રેટર **દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ** તરફથી શ્રી લક્ષ્મેશ્વર મહાદેવની, જોડમાં આસરે રૂ. ૩૦૦૦) ની જગા કૃપાની રાહે ધર્માદા આપવામાં આવેલી છે, અને તેના કમ્પાઉન્ડને લગતી દિવાલ મુંબઇના પ્રતિષ્ઠિત ગૃહસ્થ સદ્‌ગત શેઠ. વૃન્દાવનદાસ **પુરૂષોત્તમદાસના** સત્પુત્રો તરફથી બંધાવી આપવામાં આવી છે. આ ફન્ડના ટ્રેઝરર તરિકે કામ કરવાને **શેઠ ધીરજલાલ વૃન્દાવનદાસ તથા શેઠ. મગનલાલ દલપતરામ** ખખ્ખરે કબુલેલું છે. આ મંદિરને લગતો બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ અર્થે **એક ધર્મશાળા તથા પુસ્તકાલય** પણ સ્થાપવાની આવશ્યકતા છે. એ સર્વેનો અડસટો લગભગ રૂ. ૭૦૦૦) ધારવામાં આવેલો છે. જે કોઇ સખી ગૃહસ્થ રૂ ૩૫૦) ની ઉમદા સખાવત કરશે તેના નામનો એક ઓરડો બાંધી આપવામાં આવશે. માટે સર્વે ઉદાર ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ ધર્મ કાર્યની અંદર ઉદારદીલથી જો કોઈ મદદ કરશે તો પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય થશે એમાં કઇ સંશય નથી. આ ધર્મ કાર્ય **જોશી હીરજી પ્રભાશંકરે માથે** લીધું છે અને તન મનથી સતત પ્રયાસ કરે છે, અને તેઓનેજ નાણા વસૂલ કરવાની અમારા તરફથી સત્તા આપવામાં આવી છે, માટે બીજા કોઇને પણ એ નિમિત્તે આપવું નહિ.

લી૦ સેવકો.

ધીરજલાલ વૃન્દાવનદાસ.
જમનાદાસ માણેકચંદ ગોરા ગાંધી.
મગનલાલ દલપતરામ ખખ્ખર.
નરોત્તમ મનજી.
પ્રભુદાસ ગોકુલદાસ ડાક્તર.
ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી વકીલ.
કલ્યાણરાય છબીલદાસ વકીલ.
શા. મોતીચંદ કપુરચંદ ગાંધી.

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ!! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઑફીસમા ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળકપણ નહી નીકળે!

દીનવત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દરમાસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમ્મરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિ નીકળે? જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## ખાસ રૂદ્રાક્ષની સાચી માળાઓ. નેપાલની

મોટા તથા જીણા મરી જેટલા દાણા. ખોટી ઠરે પૈસા પાછા, કેટલોગ મફત.

## સુગંધીદાર ઉંચી અગરબતી

આખા ઘરને મઘમઘાટ કરી મુકનાર, સસ્તામાં સસ્તી, આખા હિંદુસ્તાનમાં વધારેમાં વધારે વપરાતી. કેટલોગ મફત.

## જીવનરસાયનદવાઓ. Biochemical Medicines.

બાળકો, સ્ત્રીઓ, વૃદ્ધો, સર્વના રોગ ઉપર તાત્કાલિક અસર કરનાર, ઉત્તમમાં ઉત્તમ, વૈદકશાસ્ત્રે ઉંડામાં ઉંડી શોધેલી, ઓછા ખરચવાળી વૈદ કે દાક્તરની સલાહ વિના જાતે વાપરી શકાય તેવી, માત્ર બાર દવાઓ છે. વિશેષ ખુલાસો પત્ર લખવાથી કરવામાં આવે છે.

## ગ્રામોફોન તથા રેકર્ડ.

તમામ જાતનાં ગ્રામોફોન તથા તમામ જાતની રેકર્ડની મોટી અને બેહદ સસ્તી દુકાન. માલ ખપાવનારને ઘણું સારૂં કમીશન મળે છે. પત્રથી ખુલાસો કરો.

જે. પી. પંડિત એન્ડ કંપની
ટાવર; વડોદરા.

## પૂજાની પેટી.

આ પેટીમાં પંચપાત્ર, તરભાણું, આચમની, દીવી, અગરબતી કે, આરતી, માળા, ભસ્મ, અગરબત્તિ, કેશર, વગેરે તમામ પૂજાનો સામાન આવે છે. આ પેટી ઘણી સુશોભિત, કીમ્મતમાં ઘણી સસ્તી તથા બહાર લેઇ જવા માટે ઘણીજ અનુકૂળ છે. કિંમત માત્ર રૂ. ૫ ) પોસ્ટેજ કે રેલ્વે ચાર્જ તથા પેકીંગ જાુદું.

જે. પી. પંડિત એન્ડ કંપની.
ટાવર વડોદરા.

## વિવિધ બોધજનક વિષયો.

આ પુસ્તકમાં વિવિધ બોધજનક તથા જીવનમાં અત્યંત ઉપયોગી વિષયો આપેલા છે. વિષયોની અનુક્રમણિકા મફત મોકલવામાં આવે છે, કિંમત રૂ. ૧।। પોસ્ટેજ જાુદું.

વ્યવસ્થાપક धर्मध्वज वडोदरा.

આ પુસ્તક વાંચ્યા સિવાય તમને ચાલે એમ નથી. આજે વાંચો કે કાલે વાંચો પણ તમે વાંચ્યા વગર રહેવાનાજ નથી.

# ભદ્રબાલા.

પ્રથમ ભાગ.

રચનારઃ—જ. લ. પંડિત. મુંબઈ.

"પ્રત્યેક પ્રકરણ જીજ્ઞાસાના તંતુને અધિક અધિક લંબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મન તથા આત્માને આનંદમાં તલ્લીન કરેછે."



આ પ્રકરણો જરૂર વાંચો.

૧ સુલોચના અદ્રશ્ય.
૨ મહાત્માનો આદેશ.
૪ સંકેત મુદ્રા.
૫ મહામંડલ.
૬ હનીમૂન માટે પ્રયાણ.
૧૦ સુધારાનું સ્વાતંત્ર્ય.
૧૮ માદીકરીની ટપાટપી.
૧૯ નૃત્ય શિખતી છોકરીઓ.
૨૧ સ્પર્ધાકરતી કુમારિકાઓ.
૨૨ સનવિલા અને અતિથીઓ
૨૩ દીક્ષા અને આંતર સૃષ્ટિઓ.
૨૪ દિવ્ય સંગીત
૨૫ કામનાથ મહાદેવ.



"મારી મનકામના અવસ્ય સિદ્ધ થશે."

(ભદ્રબાલા પૃષ્ ૨૧૭.)

# શ્રી ભક્ત.

## (સચિત્ર માસિક)

ફાલ્ગુન અને ચૈત્ર પૂર્ણિમા.

વિષયાનુક્રમ.




ાસિક શ્રીસત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે શ્રીયુત અમિચતરામ લક્ષ્મીરામ
ંદિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું ઠે. ઠે. પાંચકુવા નવા દરવાજા-અમદાવાદ.

પ્રાંતિજથી થોડા માઇલ દૂર સાબ્રમતિ તટપર આવેલા શ્રી ગલતેશ્વર હાદેવના પુણ્યક્ષેત્રમાં કરવામાં આવનાર મહારુદ્રયજ્ઞમાં પુણ્ય નિમિત્ત જુદાં જુદાં ગામો તરફથી નીચે પ્રમાણે આજ સુધીમાં ઘી વીગેરે આપવાનો બંદોબસ્ત થયો છે.

---

હજી તે ગામોમાંથી તેમજ અન્ય ગામોમાંથી વધારે મળવાનો સંભવ છે તે જણાવવામાં આવતાં બહાર પ્રકટ કરવામાં આવશે.

---

| ગામનું નામ | ઘી મણ શે. | | |
|---|---|---|---|
| પ્રાંતિજ | ૬ | પરીરા | ૨। |
| કમાલપુર | ૬ | આલમપુર | ૧) |
| રસુલપુર | ૧૮ | રાસણુ | ૧_૨। |
| દલપુર | ०। | નવા કોબા | ૧। ૧। |
| હાજીપુર | ०॥ | પર્વતીઆ | ०॥ ૫॥ |
| નનાનપુર | ૧ | લવારપુર | ૧॥। |
| પોગલું | ૩ | શાણોદા | ૩) |
| પલાચર | ૨ | સાંપા | ૩) |
| મેહેરાવ | ૧ | વડવાસા | ०॥ ૫ |
| ટેંબા તળાવ | ૧ | અનોડીઆ | ૨॥ ૫। |
| બાકરપુર | ૧। | લાકરોડા | ૨॥ |
| તાજપુર | ૯ | વીલીઅમપુર | ૧।-૧। |
| ગલેસરા | ૧॥ | પ્રાંતિજ | રૂ. આ. પા. |
| વદરાડ. | ૫ | સુતાર | ૨૦-૦-૦ |
| રપીઆલ | ૧।-૭॥ | ભાવસાર | ૧૧-૦૦૦ |
| કતપુર | ૧ | ઘાંચી | ૧૧-૦-૦ |
| વડવાસા | ૪। ૯॥ | સથવારા | ૧૫-૦-૦ |
| શતોકોટ | ०.१०। | બારોટ | ૫-૦-૦ |
| મજરા | ૧ | સથવારા | ૧૦-૦-૦ |
| રાસલોડ | ૧—૫ | ઇટવયા | ૮-૦-૦ |
| જવાનપુર | ૧॥ ०। | બ્રાહ્મણુ | ૨૦-૦-૦ |
| સીતવાડા | ૧॥। ૮॥ | —— | |
| ઓભા | ૧॥ ૯। | નવા ગામ | ૨૦-૦-૦ |
| ચંદ્રાળા | ૧॥ ૩॥ | મોજલપુર | ૫-૦-૦ |
| જાખોરા | ०॥ ૫॥ | વસ્તાપુર | ૧૧-૦-૦ |
| | | સાલાટપુર | ૧૭-૧૧-૦ |

## જુદા જુદા ગામોના આગેવાનોની નામાવળી.

( ઘણાં ગામોનાં નામો હજુ મળ્યાં નથી તેથી અત્રે છાપ્યાં નથી. )

| ગામનાં નામ | આગેવાનોનાં નામ. | |
|---|---|---|
| તિજ | પટેલ | માધવજી અમીચંદ |
| „ | „ | જેશંગભાઇ શંભુદાસ |
| „ | „ | છગનલાલ ઉજમદાસ |
| „ | „ | નાગરદાસ હીરાભાઇ |
| „ | „ | ઉગરાભાઈ સાંકળદાસ |
| „ | „ | સાંકળદાસ લાલદાસ |
| „ | સુતાર. | રેવાશંકર જેઠતારામ |
| „ | „ | મોતીરામ બહેચરદાસ |
| „ | „ | લલ્લુભાઇ રણછોડદાસ |
| „ | „ | મંછારામ દલસારામ |
| „ | ભાવસાર | કીશોરદાસ તારાચંદ |
| „ | „ | રણછોડભાઇ નારણદાસ |
| „ | ઘાંચી | મગનલાલ ભગવાનદાસ |
| „ | સથવારા | રાયચંદ જેલદાસ |
| „ | કડીઆ | માધવદાસ જીવાજી |
| „ | બારોટ | દામોદર હમીરભાઇ |
| „ | „ | દેવસિંગ ભાઇબા |
| „ | ઇટવૈયા | તુલસી પીતાંબર |
| „ | „ | રેવા ગોબર |
| „ | „ | કાળા નરશી |
| „ | બ્રાહ્મણ | જોશી દલસુખરામ વજેરામ. |
| „ | „ | ઠાકોર પુંજારામ વિશ્વનાથ |
| „ | „ | પંડયા અંબાશંકર માણેકલાલ |
| „ | „ | જોશી રણછોડ ત્રીભોવનદાસ |
| રસુલપુર | પટેલ | કુબેરદાસ રામદાસ |
| „ | પટેલ | મોહનલાલ કેવળદાસ |
| દલપુર | પટેલ | રેવા દેવજી |
| „ | પટેલ | પુરૂષોત્તમ પરભુદાસ |
| હાજીપુર | પટેલ | મોતીભાઇ હીરાભાઇ |
| „ | પટેલ | મોતીભાઇ જીવાભાઇ |
| „ | પટેલ | લાલજી રૂઘનાથ |
| નનાનપુર | પટેલ | દેવીદાસ રણછોડ |
| નનાનપુર | પટેલ | જેસંગ પીતાંબર |
| પોગળું | પટેલ | હરી કુબેરદાસ |

| ગામનાં નામ | આગેવાનોનાં નામ. | |
|---|---|---|
| „ | પંડયા | હરગોવન કૃપાશંકર |
| „ | પંડયા | છગનલાલ જેઠારામ |
| પલાચર | પટેલ | મોતીભાઇ ગોવિંદજી |
| „ | પટેલ | કાળીદાસ પુંજાભાઇ |
| મેહુળાલ | પટેલ | કીશોર ગણેશ |
| „ | પટેલ | જેઠતા હીરા |
| ટેબાતળાવ | પટેલ | શામળ ગણેશ |
| „ | પટેલ | જેઠતા દલા |
| વળરાડ | પટેલ | કાળીદાસ જેઠતારામ |
| „ | પટેલ | કીશોરદાસ જેઠતારામ |
| આદરપુર | પટેલ | કાળીદાસ જેઠતારામ |
| „ | પટેલ | રેવાભાઇ ગલાભાઇ |
| તાજપુર | પટેલ | મગન ઉમેદરામ |
| „ | પટેલ | જેશંગ કાલીદાસ |
| „ | ચોધરી | આલમ જેશંગ |
| „ | ચોધરી | ભગા સમા |
| રખીઆલ | પટેલ | શામળજી મનોરદાસ |
| „ | પટેલ | સેંબાજી લાલજી |
| „ | „ | નરસીદાસ ધરમદાસ |
| કતપુર | પટેલ | કાલીદાળ જેઠતાદાસ |
| „ | પટેલ | જીવીદાસ કરસનદાસ |
| „ | પટેલ | કાળીદાસ રાયચંદ |
| વડવાસા | મુખી | છગન જેસંગ |
| „ | પટેલ | મોતી ભગવાન |
| „ | પટેલ | પુંજા ગોપાળદાસ |
| „ | „ | વહાલાજી બહેચરદાસ |
| રાતોકોટ | „ | ભરવાડ ધુળા ભગવાનજી |
| મજરા | પટેલ | અમીચંદ જીવીદાસ |
| „ | પટેલ | કેવળ નરસી |
| રાસપોડ | મહારાજ | ગીરધારીદાસ બીહારીદાસ |
| નવાગામ | મહારાજ | ગીરધારીદાસ |
| મોજલપુર | | ઇશ્વરદાસ શંભુદાસ |
| વકતાપુર | મહારાજ | ગીરધારી |

| ગામનાં નામ. | આગેવાનોનાં નામ. |
|---|---|
| સલાટપુર | મહારાજ ગીરધારી |
| ગલેસરા | પટેલ જેસંગદાસ મોતીદાસ |
| ,, | દેસાઇ ભગવાન નાથાભાઇ |
| ખોલા | પટેલ હેમતા હાથી |
| ,, | પટેલ ભેખતા ઓતમ |
| ,, | મુખી ધર્મા જેઠાભાઇ |
| ચંદ્રાળા | પટેલ રેવા માધવજી |
| ,, | પટેલ જીવા દાજી |
| ,, | પટેલ શંકર બાજીદાસ |
| ,, | પટેલ છગન વણારસી |
| જામોરા | પટેલ મૂળદાસ નથુજી |
| ,, | પટેલ કીશોરદાસ હીરદાસ |
| દશેરા | પટેલ લાલજી અમઇદાસ |
| ,, | પટેલ કેશર ભગવાનજી |
| ,, | શાહ અમુલખ પાનાચંદ |
| આલમપુર | પટેલ મરઘાભાઇ હવજીદાસ |
| ,, | પટેલ જેસગ બહેચર |
| રામણુ | શાહ રામચંદ ઝવેરદાસ |
| ,, | પટેલ સોભાભાઈ જેસંગદાસ |
| ,, | પટેલ લલ્લુ શંકરદાસ |
| ,, | પટેલ નારણદાસ ચેલદાસ |
| ,, | પટેલ જીવા સખીદાસ |
| નવાકોબા | પટેલ શંકરદાસ જીવીભાઇ |
| ,, | પટેલ બહેચરદાસ જીવીભાઇ |

| ગામોનાં નામ | આગેવાનોનાં નામ. |
|---|---|
| નવાકોબા | પટેલ મોતીદાસ રામદાસ |
| ,, | પટેલ જેઠતારામ નરોતમદાસ |
| પરાતિઆ | પટેલ જેશંગદાસ નાગરદાસ |
| ,, | પટેલ રણછોડભાઇ મોતીદાસ |
| લવારપુર | પટેલ હરિભાઈ મગનદાસ |
| ,, | પટેલ હરિદાસ શવદાસ |
| ,, | પટેલ ગીરધર સખીદાસ |
| સાણોદા | પટેલ જેઠતારામ મૂળજી |
| ,, | પટેલ બહેચરદા ખુશાલ |
| ,, | શાહ ત્ર્યંબકલાલ દોલાભાઇ |
| ,, | પટેલ રેવાદાસ માધવજી |
| ,, | પટેલ નાથાભાઇ કાળીદાસ |
| ,, | શાહ રણછોડલાલ વેણીદાસ |
| સોખા | પટેલ રણછોડ વહાલદાસ |
| ,, | પટેલ બાળચંદ બહેચરદાસ |
| અનોડીઆ | રાઠોડ રણછોડજી દલુગાજી |
| ,, | સવાર બાગચંદ જેઠા |
| ,, | પટેલ ભક્તી ઝવેર |
| ,, | ભાવસાર કાળીદાસ સુરચંદ |
| સાકરોડા | પટેલ માધવજી હરચંદ |
| ,, | પટેલ માધવજી પુંજા |
| ,, | સોની લીલાચંદ મૂળચંદ |
| ,, | ભાવસાર હાથીદાસ રણછોડદાસ |

*N. B.* ઉપરના ગામોના કેટલાક આગેવાનોનાં નામ હવે પછી મળવાનાં છે, વળી આ સિવાય બીજાં ગામોનાં આગેવાનોનાં નામ પણ આવશે તેથી તે સર્વ હવે પછી છાપવામાં આવશે.

## જુદી જુદી કામ કરનારી કમીટીઓના સભાસદો, તથા અનુમતિ અર્પનારા સદ્‌ગૃહસ્થો.

પરી. ગોવર્ધન શીવલાલ
દેસાઇ. છોટાલાલ ગણપતરામ
શેઠ. પુંજા અમરતલાલ
સુખલાલપરી કેસરપરી
દેસાઇ. નાનાલાલ કુબેરભાઇ
પરીખ માણેકલાલ મફતલાલ
દેસાઇ મહાસુખરામ શીવલાલ
શા. કેશવલાલ છગનલાલ
શા. મણિલાલ દોલતરામ
શા. પોચાલાલ મુળચંદ
પરી. ગોવર્ધન ફુલચંદ
દેસાઇ. દલસુખ રણછોડ
સોની. મોહન પાનાચંદ
સોની. શીવલાલ ફુલચંદ
દેસાઇ. મોહનલાલ વીરચંદ
શા. વીરચંદ મલુકચંદ
દેસાઇ. ચુનિલાલ રણછોડદાસ
પરી. ઘેલાભાઇ કેશવલાલ
દેસાઇ. મોહનલાલ હાથીભાઇ

દેસાઇ. મણિલાલ છગનલાલ
દેસાઇ. મોહનલાલ જગજીવનદાસ
પંડ્યા. રાઘુભા વીઘારામ
શા. મુળચંદ જોઇતારામ
પરિખ સોમાલાલ મગનલાલ
પંડ્યા. ગણપતરામ દલસુખરામ
સુતાર. કાળીદાસ રણછોડ
જોશી. રણછોડ ત્રીભોવન
સુતાર. દેવાશંકર જોઇતારામ
સુકલ કુબેર પ્રેમાનંદ
કીશોરદાસ તારાચંદ
ઓચ્છવલાલ નરસીદાસ
વ્યાસ. બાપાલાલ દોલતરામ
ત્રીવેદી. લલ્લુરામ મહેલાભાઇ
પંડ્યા. છોટાલાલ ધીરજરામ
ભટ્ટ સંપતરામ દલપતરામ
પંડ્યા પીતાંબરદાસ મંછારામ
અમથારામ ગોવિંદજી
મગનલાલ ભગવાન
છગનલાલ હીરાચંદ

બીજાઓ કરતા

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણ

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ હજાર રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ મોતીલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સોનાવાળા માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઈના બીજા તીજોરી વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી બધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક કલાકમાં થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

ગોદરેજ. રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે.

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહી, કારણ, જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ કરનાર પાતળી પ્લેટ વાપરે. તીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ કહી શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

### ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પેહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ સ્ક્રુથી વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ડીસપીસથીજ તીજોરી ફોડી શકાય.

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો હતો જોકે અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ બળી જાય.

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોત પોતાની ચોપડીમાં લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાંનાં ખાંનાને લગાડવાની નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે લાયક નથી.

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓની તીજોરીઓને ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને દરેક વેળા પેહેલાં ઇનામ મેળવયાં છે.

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે મજબુત તેમજ બીજાઓથી સસ્તી હોવાના સબબથી જયારે

**ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ જાથુંક કામ કરે છે**

ત્યારે બીજાં કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં નથી.

—કારખાનું—

ગેસ કંપની પાસે, પરેલ મુંબઇ.

દુકાન—શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ બજારની સામે, મુંબઇ.

## "A FEW WORDS TO THE SYMPATHISERS OF THE WIDOWS."

---

Hardly a few are unaware, of the extraordinary efforts of the reformers, on the two questions just from the commencement of the western civilization in India. Although the project which they have preached for the welfare of the widows, and which is quite against the Hindoo Ideal, has brought about hither and thither a few remarriages of the widows, yet the most pious Ideal of marriage, which exists in the blood of the high class Hindoos since millions of years, has hardly been affected to any considerable degree by this process of **Destructive Reformation.**

It is an undeniable truth that the above preacihngs of the reformers are beneficial to those who are in favour of the question of widow-remarriage. But a special new project is highly commendable, to diminish the pains and miseries of those who are eager enough to live in widowhood, following the Aryan Ideal after the death of their husbands—to make their lives happier, and to make them more useful to the society at large.

It is heard that some of the widows received a refuge in "Sârda Sadan" at Poona, but the institution being under the control of the manager of the foreign religion, the pious Ideal of the widowhood of the refugee had been loosened But as regards the Institution of Prof Karve it will easily be clear to every observer, that it has proved useful to the widows, and has also received sympathy from the people at large

In the city of Surat, there is a well-known Institution for the widows *viz.* "**Vanita Vishram**" which is the result of the praiseworthy efforts of **Shreemati Shivgavribahen,** the sister of our well-known Prof T. K. Gajjar, and **Shreemati Bajigavri,** the daughter of Rao Bahadur Dolatrai.

"**Seva Sadan**" in Bombay is also trying to be beneficial to the widows along with the other ladies under the paternal care of **Mr. Dayaram Gidumal** the late Sessions Judge of Ahmedabad. Thus to make the lives of the widows happier, higher, and more useful, various attempts are made, in Poona, Bombay and Surat, and it is certain that the people shall not have to wait long to see its beneficial results

The same kind of efforts are undertaken by the "**Vanita Vishram**" an institution in Khadia in Ahmedabad, the capital of Gujarat The institution is ably managed by **Shreemati Sulochanaben** the grand-daughter of **Diwan Bahadur Ambalal Sakerlal** a well-known gentleman of the city and the late **Chief Justice** of **Shreemant Gaikwar Sarkar.** Unfortunately she becoming a widow in the prime of her youth, has established this institution with the help of her mother Thus having taken a vow to try for the rest of her life for the welfare of the widows, she has begun to receive the good wishes from the widows of Gujarat.

This institution keeps the widows who have to attend to various kinds of study for the whole day. In the morning after regularly performing their morning duties *Snan, Sandhya, etc.* they attend the school where they learn Sanskrit, Gujarati, English according to their own suitability. Besides **Literature, Religion** and **Morality** they are also taught some **Arts** with a view that on completing their study, they can independently obtain their livelihood by doing some useful work, or they staying in their family may be useful to its members by their knowledge of various arts.

The **Moral** and **Religious** education mitigates the mental agonies of the widow, while the knowledge of arts enables her to obtain the necessities of life. And therefore a widow trained in such institutions can easily make her own life as well as those of her fellow sisters happy. A number of ladies over and above the widows go there in their leisure hours to learn **Religion**, **Morality** and **Art**, and thus they turn out the **Gems** of *Grihasthashram.* This institution does not neglect even the girls.



The Originator and the widows at prayer in the "Vanita Vishram".

*Photo taken especially for Shree Bhakta by P. M. Bhatt, Photographer, Ahmedabad*



Students of the "Vanita Vishram" at work for the Mahila Kala Mandir of the 15th Sadhan Samarambha of the Shreyas sadhak Adhikari Mandal of Baroda under the auspicious patronage of Shree Upendra Bhagavan

Classes are opened for them where they are better attended to than in other girl schools. They specially chalk out the Ideal of **Religion** and **Morality** in tender hearts of those girls so effectively that when they reach the stage of *Grihasthashram* they can easily make their worldly lives smooth and happy.

Thus Ahmedabad "**Vanita Vishram**" continues to work honourably in the midst of the Nagers, the Khsatriyas and other advanced classes of the city. **Shreemati Sulochna** deserves all the credit of the extra-ordinary success which the institution has obtained

To continue its work successfully, this nstitution is in a great need of money. Every one will be amazed at the success of the institution without any considerable pecuniary help Shreemati **Sulochna** and her co-workers have done so much simply by the sacrifice of their own interests. If they are provided with the necessary pecuniary help, a refuge of the widows in Ahmedabad which is worth the name, would surely come into prominence by its substantial work.

Although we may pity and sympathise with the widows, yet mere sympathy without any substantial help would not bring out any practical good to the widows. When such **Vanita Vishrams** will be provided with money, the lives of many widows will be happy, and consequently a great service will be rendered to the society at large.

A young widow having no children of her own, can easily devote her **Energy** to the services of any family, caste or society. As such institutions are not provided with the necessary money, a great deal of human energy is wasted in the disputes of families, castes and creeds. But by the help of such Vishrams we can considerably increase that energy and make it flow in its proper channel.



## મારી દુનીયાની મુસાફરી.

( શ્રીયુત ગોવર્ધન ઈ. પટેલ, બી.એ. )

**My trip Round the world.**

( *Goverdhan I. Patel, B. A.* )

*" Just before landing at New York."*

स्मरण अंजली.
" जेनां कांशा भने तीक्ष्णाथी
हृदयमां जे संस्मा,
ते अरर मटशे त्यां नैगतीन
उर दृढ भावना,



" आगबोटमांथी न्युयोर्कमां उतरवानो तैयारीमां. "

All things come to him who hustles while he waits "

दुलभ असाध्य भले हशो पण
तुज मनि से अवशे,
तुज कंठमां वरमाळ तुज
सखिन तने पहेरावशे."(छो.)

# ભકતની વાણી.

૧

" જે કોઇ બોલે તેવું ચાલે—
તેનાં પગલાં વન્દિયે ! "
એ તો તુકારામ કહેઇ,
તેતો પ્રીતે પામિયે !

૨.

અહો ! ભક્તોની કંઇ વાણી;
જાણે ચેતન ઝીલિયે !
એ અમીએ દેહે ઉજાળી—
આત્મજ્યોતિ પ્રજાળિ એ !

૩.

સાચા સતોની બલિહારી !
એને શરણે જાગિયે;
પ્રભુના અંશ અહો ! અવતારી !
એની છબિ ગ્રંજિયે:

તા. ૨-૧-૧૩.
વડોદરાને વડલે. ભક્તાનુરક્ત લલિત.

---

# गझलें—मस्तान.

ચસમ પુતળી ચસમમાં દેદાર કેરી છાંયમાં,
છે ચમનમાં ગુલ મોંજમાં રૂખસાર કેરી છાંયમાં. ૧
નાંખે અડંગા મગજના ચરકેલ દ્વારે આપના,
લાખો દિવાના ઝુલ્ફના એક તાર કેરી છાંયમાં. ૨
અયે દીલે-મુસ્તાક ! દે દીલ દોલતું દીલદારને,
નડશે ન બંદાને દખલ દીલદાર કેરી છાંયમાં. ૩
ખાખ કરવાને ધર્યું મુજ દીલ દીલે—માશુકમાં,
વસ્લનો ઇકરાર રહે ઇનકાર કેરી છાંયમાં. ૪
રહેવા ચહે છે આશકો સૌ માશુકો પ્યારી કરીબ
છે રહમ પોશીદા હમેશાં યાર કેરી છાંયમાં. ૫
અફસોસ ના દાગે જીગરનો એ દવા દીલ દર્દની,
આરામ હાંસીલને સનમ તલવાર કેરી છાંયમાં. ૬
સખે-જાન' ગર કુરબાન તો મસ્તાનને પરવા કશી,
પરેશાની શું ગભરાહને દીલદાર કેરી છાંયમાં, ૭

કેમ્પડી તા. ૧૨-૧-૧૯૧૩. ડી. બી. કચારીઆ.

# લક્ષ્મી.

મારો જન્મ ખંભાતમાં સંવત ૧૯...ના અક્ષયતૃતીયાના દિવસે પ્રાતઃકાળે થયો હતો. મારા પિતા ઘણી નિર્ધન સ્થિતિમાં હતા. તેમને રેલ્વેની નોકરી હતી, અને દિનપરદિન મારા જન્મ પછી તેમની ઉત્કૃષ્ટ સ્થિતિ થઇ, તેથી મારા પિતા તથા તેમના સગાં સ્નેહીઓ લક્ષ્મી દેવીનો અવતાર થયો એમ કહેતા હતા. જો કે જન્માક્ષરમાં મારૂં નામ જુદું હતું, પરંતુ સર્વ મને ' લક્ષ્મી ' ' લક્ષ્મી ' કહી બોલાવતા. મારૂં બાલપણ મને બરાબર સ્મરણમાં નથી, પરંતુ હું સાત વર્ષની થઇ ત્યારે મારા પિતા ચર્ચગેટના સ્ટેશન માસ્તર થયા અને અમે મુંબાઇમાં રહ્યાં. ત્યારપછી મારો સર્વ ઇતિહાસ દૃષ્ટિ સમીપ ખડો થાય છે અને ઇશ્વર સંકેતાનુસાર વાંચકવૃન્દ સમીપ રજુ કરવા અને હું બનતો પ્રયાસ આદરૂં છું.

હું મુંબાઇમાં આવી ત્યાં સુધી હું કોઇપણ નિશાળે ગઇ નહોતી, પરંતુ મારા પિતા રાત્રે મને દરરોજ ભણાવતા તે હું ઝડપથી શીખતી એટલે આટલી નાની વયે પણ હું કડકડાટ વાંચતી અને સરવાળા વિગેરેના હિસાબ તો ઝપાટાબંધ મોઢેજ કરતી. મારા પિતા ઘણી ઘણી વખત કહેતા કે ' ઇશ્વરે ભૂલથીજ છોકરીની કાયા એને આપી છે, ' અને માતા તો ઘણી વખત મનમાં બબડતી કે ' હે પ્રભુ, આ છોકરો હોત તો કેવું સારૂં ! ' ત્યારપછી મને ભૂલેશ્વરની કન્યાશાળામાં મોકલવામાં આવી હતી. ત્યાં બે વર્ષમાં મારો અભ્યાસ મેં પૂર્ણ કર્યો. એક દિવસ મને જ્વર આવ્યો હતો અને અર્ધમીંચેલી આંખોએ પડી રહી હતી. ત્યારે પાસેના ઓરડામાં મારા પિતા તથા શિક્ષક વાતો કરતા હતા.

શિક્ષક—લક્ષ્મીને કેટલા દિવસ થયા તાવ આવે છે ?

પિતા—ગયા રવિવારનો આવે છે; આજે ઠીક છે. માસ્તર ! એના અભ્યાસ સંબંધી આપ શું કહો છો ?

શિક્ષક—તમારી છોકરી તો આગળ શું કરશે તેજ હું કહી શકતો નથી. વિચક્ષણ બુદ્ધિવાળી છોકરી છે. એકી વખતેજ બધું સમજી જાય છે. એક વખતે પતંગની વાત આવતાંજ પતંગ ચગાવતાં શીખવવાનું તેણીએ મને કહ્યું અને મેં ના કહેતાંજ છોકરાઓને ઉપયોગી પણ છોકરીઓને શીખવવાનું શું કારણ અને છોકરીઓને પતંગ ચગાવતાં શીખવવામાં શી હાનિ એ સંબંધી વાદવિવાદમાં તે મારી સાથે વિનયપૂર્વક એવી તો બાઝી કે મેં તો હરયાજ કર્યું અને આ છોકરીની અજબ બુદ્ધિએ નવીન વિચાર મને આપ્યા. અપૂર્વ બુદ્ધિશાળી આ છોકરી છે.

પિતા—મને પણ એમજ લાગે છે.

ન્હાનપણથીજ મારૂં શરીર ભરાવદાર હતું અને મુખમુદ્રાજ કંઇ એવી અજબ હતી કે જોનાર પર ભારે છાપ પડતી. મારી મા ગામડાની રહીશ હોવાથી અને એના આશયો મધ્યમસરના હોવાથી તે તો ઉલટી મારા આવા વર્તન અને સ્વરૂપથી મહા વિચારમાં પડી ગઇ હોય એમ જણાતી. તે જરાક મારાથી ઉલટું વર્તન કરે કે હું તેને દબાવી દેતી, અને અંતે એ બિચારી મારી મરજી મુજબજ વર્તતી. એક દિવસ હું અર્ધ ઉંઘમાં હતી. મારા પિતા પાન ખાઇ બેઠા હતા, તેને ધીમે રહીને મારી માએ કહ્યું, કે ' તમે કંઇ સંસારવ્યવહાર પરતો ધ્યાન આપતાજ નથી. આ છોકરીનું શું કરવા ધાર્યું છે ?

મારા પિતાએ હઉ પેઠે કહ્યું, 'એ છોકરીને હું ભણાવી ગણાવી પરણાવી સંસારમાં સુખી કરવા ઇચ્છું છું.'

માતા—આ તો છોકરી ને બાપ બન્ને ચડેલ, બળ્યું; મારો સ્વભાવજ ખરાબ કે વિમાસણ કર્યાં કરૂં છું.

પિતા—શાની વિમાસણ કરે છે ? છોકરી ખરાબ છે ? લૂલી છે ? લંગડી છે ? બોલવાનું ભાન નથી ? ગાંડી છે ? કે છે શું ?

માતા—તમારે મનતો કાંઇ નથી. છોકરી તો ઉકરડાની જાત ! શરીર તો જુઓ ! રાતે નથી વધતું તેટલું દિવસે વધે અને દિવસે વધતું નથી તેટલું રાતે વધે છે. એની ઉમ્મર તો જુઓ. તરવર તરવર વધે છે, અને બોલે છે. ભલભલાની સાથે વાત કરે છે અને તેને દબાવે છે. આમન્યા કોઇની રાખતી નથી. એને જરાક દાબમાં રાખો તો સારૂં. છોકરીની જાત...પારકું ઘર વેઠવાનું છે.

પિતા—છોકરીપર દાબ રાખવાનું માનું કામ કે બાપનું કામ ? એને તો તારે કેળવવી જોઇએ.

મારી મા બિચારી બડબડાટ કરી થાકીને સુઇ ગઇ. આવા આવા ઘણા પ્રસંગો બનતા એકાદ વર્ષ દરમ્યાન ગ્રાંટરોડના સ્ટેશન પર લવજોય સાહેબ ( Mr. Lovejoy ) સ્ટેશન માસ્તર નીમાયા. તે સાહેબ ઘણી વખત મારા પિતાને મળવા આવતા હતા. એક વખત તેમની સાથે તેમની પુત્રી ઓલિવિઆ ( Olivia ) પણ આવી. ઓલિવિઆ મારા પિતા સાથે અંગ્રેજીમાં વાત કરતી હતી. મારા સંબંધમાં તેણીએ કંઇ પૂછ્યું. એને બોલતી સાંભળી અંગ્રેજી ભણવાનું મને બહુ મન થયું. એટલામાંજ મારા પિતાએ પૂછ્યું, 'લક્ષ્મી, ત્હારે અંગ્રેજી શીખવું છે ?' એકદમજ હું બોલી ઉઠી, 'હા બાપાજી, મારે એ નક્કી શીખવું છે. કાલથીજ હું શરૂ કરીશ. જોઇતી ચોપડીઓ લાવી આપજો.' ઓલિવિઆએ મારા પિતાને શું કહ્યું તે મને ખબર નથી, પણ એના ગયા પછી મારા પિતાએ કહ્યું, 'આ મડમસાહેબને ત્યાં તું જશે તો તને તે અંગ્રેજી શીખવશે. તને જોઇને એ ઘણાં ખુશી થયાં છે.'

હવે મારી ખુશીનો પાર રહ્યો નહિ. આખી રાત મને એનાંજ સ્વપ્ના આવ્યાં. બીજે દિવસે મારા પિતાએ ચોપડીઓ મંગાવી આપી. આ વાતની મારી માને ખબર પડતાંજ એણે તો મોટું રૂસણું આદર્યું. એતો બબડવા લાગી કે 'આ ઘરતો છેક વંઠેલું. નાતના લોક કંઇ કંઇવાતો કરશે તેમની કંઇ ફિકર છે એમને. ગુજરાતી ભણીને તો આટઆટલું કરે છે તો અંગ્રેજી ભણીને એ શું નહિ કરે ? હાય ! હાય ! નાતજાતની દરકાર આ બાપ દીકરીને તો છેજ નહિ.' આવા આવા લવારા કર્યાબાદ એણે મને ભણવા જવા દેવાની ચોખ્ખી ના કહી. એનું માન રાખી હું તે દિવસે ભણવા ના ગઇ. એને સમજપટ સમજાવી બે ત્રણ દિવસ પછી મેં ભણવા જવાનું શરૂ કર્યું. મીસ ઓલિવિઆ લવજોય ઘણાજ હેતથી મને શીખવતાં હતાં અને મારે ને એમને ખરાં બ્હેનપણાં બંધાયાં. યુરોપીયનોની રીતભાત આપણા લોકો કરતાં વધુ સારી છે એમ મને સારી પેઠે સમજાયું. મારૂં જે ચારિત્ર્ય બંધાયું છે અને ભવિષ્યમાં સમાજની સેવા સંબંધમાં જે કાંઇ હું કરી શકી તે એમની કેળવણીનેજ પ્રતાપે. મારા અભ્યાસથી તેમજ મારી સમજશક્તિથી તે ઘણીજ ખુશ થતી હતી. 'Your daughter is a very precocious child' એમ વારંવાર તે મારા પિતાને કહેતી. આમ ત્રણ વર્ષ ચાલ્યું, ત્યારબાદ એ ઇંગ્લાંડ ગયાં અને મારો અંગ્રેજી અભ્યાસ અટક્યો.

તેમણે મને ભરતકામ તથા ગુંથણકામ પણ શીખવ્યું હતું. ફુલના હાર અને ગોટા બનાવી વિવિધ પ્રકારના આકારમાં ગોઠવવાનું પણ શીખવ્યું હતું. એમણે મને કેટલીએક ચોપડીઓનાં નામ લખાવ્યાં હતાં. તે ચોપડીઓ બધીજ એમના ગયા પછી હું વાંચી ગઈ અને અવકાશના સમયમાં ભરવા ગુંથવાનું કામ કરતી. મારી ઉમર તેર વર્ષની થઇ હતી. મારીમાતા મારા વિવાહ તથા લગ્ન કરવા મારા પિતાને ઘણું ઘણું કહેતી. મારાપિતા એમ કહેતા કે હવે રજા લેઇ આપણે ગામ જઇશું અને નક્કી કરીશું. હું અહર્નિશ રહવારમાં સ્ટેશનના બાગમાં ફરતી છોકરાઓને પાણી પાતી ફુલ ચુંટી આવતી. એક દિવસ ફુલ ચુંટી ઘરમાં આવતાંજ નીચે પ્રમાણે વાતચિત મેં સાંભળી.

માતા—આ વર્ષે તો તમારે નક્કીજ એનું વેવિશાળ કરી નાંખવું. ના કરો તો તમને મારાજ સમ.

પિતા—એટલી બધી શી ઉતાવળ છે ! હવે તો આપણી નાતના લોકો પણ કન્યાઓને મોટી કરે છે.

માતા—બીજા કરે તેમાં આપણે શું ? એકની એક છોકરી, મોટી ઉંમરની થઇ, હવે ઘેર ના રખાય. કાલે ઉઠીને કંઇ થાય તો આપણતો શરમાઇ મરવું પડે.

પિતા—ચાલો ત્યારે હું રજા મંગાવું છું. રજા આવ્યાબાદ આપણે બધું નક્કી કરીશું, પરંતુ છોકરીની સંમતિ પણ લેવી જોઇએ.

માતા—છોકરી શું સમજે કે એને પૂછીએ. એને પૂછશો તો ઉલટું બગાડશો, એતો એવું એવું બોલશે કે મારાથી ને તમારાથી એનો જવાબ દેવો ભારી પડશે.

મેં એકદમ ઓરડામાં પ્રવેશી કહ્યું, 'ઠીક મારા પૂછ્યા સિવાય મારા લગ્ન કરવાં છે ? હું કદી પરણવાની નથી. બાને બધી વાતની ધાડ આવે છે. મીસ લરજૉય તો સત્તર વર્ષનાં થયાં હતાં પણ કંઇ પરણ્યાં નહોતાં. નહિ, બસ, મ્હારે હમણાં પરણવું નથી. મારી મરજી વિરૂદ્ધ પરણાવશો તો જુદી વાત. બા, તું તો કહે છે કે તારાવિના મને જરાય ગમતું નથી ત્યારે મને પરણાવવાની ઉતાવળ કેમ કરે છે ? બાપાજી, હું તો ધારૂં છું કે તમે તો મારી મરજી વિરૂદ્ધ કદી મને પરણાવશો નહિ.' મારી માતા બોલી, 'તારે આ બાબતમાં બોલવું નહિ. સંસાર વ્યવહારની વાત તું શું સમજે ! આપણે કંઇ સાહેબ લોક છીએ કે મોટાં ઘેરાં થઇને પરણીએ !'

મારા પિતાએ ગમે તેમ થાય તો પણ મારી મરજી વિરૂદ્ધ પરણાવવાનું માંડી વાળ્યું. મારી માતા જ્યારે બહુ કરગરતી ત્યારે એટલુંજ કહેતા કે 'ઇશ્વરની મરજી હશે તેમ થશે. ત્હારે કલ્પાંત કરવું નહિ હું તો છોકરીની મરજી વિરૂદ્ધ કશું કરવાનો નથી. એ છોકરી ઘણી ભાગ્યશાળી છે અને એની બુદ્ધિમાં મને પૂર્ણ વિશ્વાસ છે.'

આ વખતના મારા વિચાર લગભગ સરસ્વતી ચંદ્રમાંની કુસુમ જેવાજ હતા. મારા પિતાની બદલી ચર્નીરોડ સ્ટેશન પર થઇ અને અમે ભૂલેશ્વરમાં રહેતા હતા. ભૂલેશ્વરમાં અમારી જ્ઞાતિના કેટલાંક ઘર હતાં. મારી માતા હંમેશાં દર્શને જતી. હું પણ સાથે જતી. આટલી મોટી છતાં હું કુમારિકા હતી તેથી કેટલાક અજબ થતાં, કેટલાક પ્રશંસા કરતાં અને કેટલાક છાનીમાની હાંસી કરતાં. અમારી જ્ઞાતિના ગોવિન્દલાલ નામના ગૃહસ્થ હાઇકોર્ટમાં રજીસ્ટ્રાર હતા. તેને ત્યાં અમે આવતાં જતાં હતાં. ગોવિંદલાલનો જ્યેષ્ઠપુત્ર માધવલાલ એલ. એમ એન્ડ એસમાં પાસ થઇ એમ. ડી. ની પરિક્ષા માટે ઇંગ્લાંડ ગયો હતો. સાં

પાસ થઇ તે પાછો ફર્યો નહિ, અને એમ કહેવાતું હતું કે તેણે ત્યાંજ લગ્ન કર્યાં હતાં. એમનો દ્વિતીય પુત્ર કનૈયાલાલ આ વર્ષે એલ. એલ. બીની પરિક્ષામાં પ્રથમ વર્ગમાં પ્રથમ આવ્યો હતો. એમની ઇચ્છા બારિસ્ટર થવાની હતી. પ્રથમ પુત્રથી વંચિત થએલા પિતાએ એને ઇંગ્લાંડ મોકલવા ચોખ્ખી ના કહી. દૂધથી દાઝેલો છાસ પણ ફુંકી ફુંકી પીએ, એ પ્રમાણે આ ધીરા શાંત નિષ્ણાત પુત્ર વિષે પણ પિતાને વિવિધ શંકા થવા લાગી. અંતે એમ ઠરાવ્યું કે કનૈયાલાલનાં લગ્ન આ વર્ષે કરવાં અને સ્ત્રી સહિત તેમણે અભ્યાસાર્થે જવું. અમારી જ્ઞાતિમાં કન્યાના પિતાને માગું કરવાનો હક છે, પરંતુ ગોવિંદલાલે મારા પિતાને બોલાવી મારી માગણી કરી. મારી મા તો હર્ષ ઘેલી થઇ ગઈ. આવું સારૂં ઘર આપણને ક્યાંથી મળે! છોકરી નસીબવાન તો ખરી ', એમ વારે ઘડીએ બોલવા લાગી. મેં અનુમતિ આપી, અને મારાં લગ્ન સંવત ૧૯...ના માહા વદ નોમ ને શનિવારે કનૈયાલાલ જોડે થયાં. આ માંગલિક સમયે રા. રા. કવિ નાનાલાલની નીચેની પંક્તિઓનું મને સ્મરણ થયું.

" લગ્ન પ્રાણવિકાસનું વ્રત છે,
સ્વર્ગ પન્થનું પગથીઉં છે;
માનવ બાલનો ધર્મ્ય માર્ગ છે,
પરણવું તે તો પ્રભુતામાં પગલાં માંડવાં.

ખરેખર! થયું પણ તેમજ. મારા મન પર જાદુઇ અસર થઇ હોય એમ લાગ્યું. હું એકાએક ડાહી, શાંત, ઠાવકી અને ગંભીર બની. મારા પ્રાણનો વિકાસ થયો હોય અને પ્રભુની ઓળખ થઇ હોય એમ મને ભાન થયું.

---

## પ્રકરણ ૨ જું.

લગ્ન પછી દશેક માસ અમે મુંબાઇ રહ્યાં. ત્યારપછી અમે ઇંગ્લાંડ ગયાં. સુભાગ્યે ઓલિવિયા પણ ત્યાં મારા ગામમાંજ રહેતાં હતાં. તેમને ત્યાં હું જતી અને તેઓ મારે ત્યાં આવતાં અને વળી મારા જેઠ માધવલાલનાં પત્ની ફ્લૉરા પણ મારે ત્યાં આવતાં અને હું તેમને ત્યાં જતી. આમ પરસ્પર મુલાકાતને લીધે અને શુદ્ધ અંતઃકરણના નિર્મળ પ્રેમને લીધે યુરોપીયન સ્ત્રીઓના જીવનનું અને પાશ્ચાત્ય સંસારનું ઝીણવટથી સંપૂર્ણ અવલોકન કરવા શક્તિવાન થઈ. આથી મારી વિવેચક શક્તિ, તુલના શક્તિ, સારાસાર પારખી સાર ગ્રહણ કરવાની શક્તિ ઉત્તેજિત થઇ. પાશ્ચાત્ય સંસારમાં સ્ત્રીપુરૂષ પરસ્પર સમાન દૃષ્ટિ રાખે છે, અને સ્ત્રી પુરૂષ પ્રતિ ઉચ્ચ માનભરી દૃષ્ટિ રાખે છે. સમાનદૃષ્ટિમાં ક્ષોભ થતાં દરેક પોત પોતાના હક સંભાળે છે અને અંતે છુટાછેડા પણ મેળવે છે. અત્રે પુરૂષ પ્રતિના ઉચ્ચ ભાવને લીધે પુરૂષના દોષો તરફ સ્ત્રીઓ અલક્ષ રાખી ગુણગાનજ કરે છે અને વૈમનસ્યભાવ અધિક થતા છતાં પણ છુટાછેડાનો વિચાર સરખો પણ ઉત્પન્ન થતો નથી, આથી ભારતવર્ષની સ્ત્રીઓ સહનશીલ તથા ક્ષમાશીલ હોય છે. યુરોપીયન સ્ત્રીઓ ગૃહવ્યવસ્થા, બાળ કેળવણી, બાળ સંરક્ષણ અને બુદ્ધિબળમાં અત્રેની સ્ત્રીઓ કરતાં ઘણીજ ચઢીઆતી હોય છે. પુરૂષ પૈસા આપી છુટતો રહે છે અને સ્ત્રીજ ગૃહવ્યવહાર ચલાવે છે,

તેથી સ્ત્રીઓ બાહોશ અને ક્રયવિક્રયમાં કુશળ હોય છે; પરંતુ મન નરમ હોવાથી ખર્ચાળ ઘણી હોય છે. હિંદુસ્તાનમાં સ્ત્રીઓ સામાન્યતઃ ગૃહકાર્યમાં મચેલી રહે છે, અને પાક શાસ્ત્રમાં કુશળ હોય છે, તે વિનીત અને મર્યાદાશીલ હોય છે, લાજાળુ હોય છે, અને લેવડ દેવડનું તથા ખરીદી વેચાણનું કામ પુરૂષ કરતો હોવાથી એ બાબતમાં બહુધા અજ્ઞાન હોય છે. ટુંકમાં મારી અવલોકન શક્તિને અને તુલના શક્તિને આ પૂર્વ અને પશ્ચિમના આબેહુબ ચિત્રો નિહાળી ઘણી પુષ્ટિ મળી. એમ કરતાં દોઢ પોણા બે વર્ષ પછી મારા પતિ બારિસ્ટરની છેલ્લી પરિક્ષામાં ઉત્તીર્ણ થયા અને અમે હિંદુસ્થાન પાછાં ફર્યાં. ગૃહવ્યવસ્થા સંપૂર્ણ મારા અધિકારમાં રાખવામાં આવી હતી. હું દોર અને દમામથી વ્યવહાર ચલાવતી અને કંઈપણ ન્યૂનતા આવવા દેતી ન્હોતી. વડીલવર્ગ પ્રતિ વિનીત ભાવે વર્તતી. સમ વયના વયના સંબંધીઓ પ્રતિ સમાનતા રાખતી અને ચાકર નોકરીઆત વર્ગ તરફ મૃદુતાથી અને ઉદારતાથી કામ લેતી. આથી ઘરનો કારભાર સર્વોત્તમ ગૃહસ્થને છાજે એવો ચાલતો. મારા શ્વસુર આથી ઘણા પ્રસન્ન થયા, અને પોતે વહુ પસંદગીમાં બહુબુદ્ધિ વાપરી છે અને પોતાની પસંદગીથી મને લાવવામાં આવી છે એમ જેના તેના આગળ કહી ગર્વ કરતા. એમણે પોતાની મિલ્કતનું વીલ જ્યેષ્ટ પુત્ર માધવલાલના નામનું કર્યું હતું તે બદલી મારા પતિના નામનું કર્યું. પરંતુ અફસોસ! આવી સારીસ્થિતિ લાંબો કાળ નભી નહિ. Man proposes God disposes. માણુસ ધારે એક તો ઇશ્વર ધારે બીજી. ઇશ્વરના ઘરનો કાયદો કંઇ અજબ છે. કોઇની એવીને એવી લાંબો સમય ચલાવતો નથી. नीचैरुपरि गच्छति च दशा चक्रनेमिक्रमेण. ખરેખર! થયું પણ તેમજ. અનીતિના પગલાં અમારા ઘરમાં સંભળાયાં. દુઃખનાં નિશાન જણાયાં. મારા મનની મસ્તી અલોપ થઇ ગઇ. મારા પતિ મદ્યપાનના સપાટામાં સપડાયા. તેની પછવાડે અન્ય દુર્ગણો હારબંધ ચાલી આવ્યા, અહર્નિશ રાત્રે મદ્યપાન કરતા, અને પછી કેસના કાગળ વાંચતા. પ્રસંગે નિશાનો ભોગ હું થતી. એક સમયે સારો પ્રસંગ જોઇ મેં એમને બે બોલ કહેવા હિંમત ધરી. મેં કહ્યું, ' વળી આપે આ દુર્ગુણ ક્યાં સેવ્યો? મદ્યપાનનિષેધક મંડળીની એક સભાના પ્રમુખ તરીકે આપ શું બોલ્યા હતા તે સંભારો. દારૂને સ્થાન આપ્યું એટલે હજારો દુર્ગુણોને સ્થાન આપ્યા બરોબર છે. એ કાયાનો કુચો કરનાર છે, છાતીનું શોષણ કરનાર છે, દુર્ગુણોનો દૂત છે અને કાળનો કાસદ છે. માટે આપ એને હવે ગૃહનિકાલ કરો.

એમણે ઉત્તર દીધો, 'તું બેવકૂફ છે. એની લહેજત તું શું સમજે!!! એની લ્હેરમાંને લ્હેરમાં મગજ એવું તો ઝપાટાબંધ કામ કરે છે કે ન પૂછો વાત! વળી શરીર પણ સારૂં રહે છે. આ મારૂં શરીર તો જો કેવું ટેંટા જેવું છે. યુરોપીયન કેવા લાલ ઘુંબ જેવા હોય છે! તેવું જ મારૂં શરીર થશે. તું જે કહે છે તે તો કન્ટ્રીલીકર (Country liquor) ને માટે છે. આતો ઉંચી જાતનો છે કે જે ઘણા યુરોપીઅનો વાપરે છે. જા, હવે ત્હારા ખાતરજ કહું છું કે છ મહિના સુધી આ પ્રયોગ હું કરીશ, અને લાભ નહિ મળે તો છોડી દઇશ. જા, બસ, તારા પ્રેમને ખાતર એનું નામ પણ નહિ દઉં. જો ત્હારે પણ અજમાયસ કરવી હોય તો થોડું થોડું તું પણ લે.

મેં દીન ભાવે કહ્યું, ' પરમેશ્વર આપની બુદ્ધિ સુધારે તો સારૂં. આપના પિતા જો જાણશે તો તેમની લાગણી કેવી થશે અને આપને એ શું કહેશે તે તો વિચાર કરો.

એના જવાબમાં કહ્યું, 'આ વાત હું અને તું જાણીએ, ગુપ્ત રાખવી એ ત્હારૂં કામ છે. ધણીધણીઆણી રાજી તો કયા કરે કોટવાળને કાજી ! ! એ બુઠ્ઠાની પણ હમણાં હમણાં તો બુદ્ધિ બગડી લાગે છે. એને પણ હવે તો ભગતડું લાગ્યું છે. તદ્દન Orthodox છે. પણ ખબરદાર, જો વાત બ્હાર પાડી તો.

હું ચૂપ રહી. છાનામાના ઇશ્વરની પ્રાર્થના કરવા લાગી. માતાપિતા આગળ કેવાં લાડ કરતી અને તેમને કેવાં સતાવતી અને મારૂં ધાર્યું કરતી એ મને વારંવાર યાદ આવતું. હું તેમનો ઉપકાર માનતી અને તેમને સુખી કરવા પ્રભુને વિનવતી. મ્હારૂં જે પ્હેલાનું મસ્તીમય જીવન હતું તે બદલાઇ ગયું. હું ઠરેલ થઇ. ધર્મ તરફ મ્હારૂં લક્ષ દોરાયું. સંસ્કૃત ભણવા જિજ્ઞાસા પ્રકટી અને તે શરૂ પણ કર્યું. Misfortunes never come singly. મદ્યનો ત્યાગ કરવાને બદલે હવે તો એમણે ચા સાથે ઇંડાં પણ લેવા માંડ્યાં, અને 'ઉડતી ખબર' એવી પણ મળી કે બપોર તપોર યુરોપીઅન હૉટલમાં ખાણું લે છે. હું ઘણી ખીજવાઇ. નહાસી જવાનો વિચાર કર્યો. કંઇ રસ્તો સુઝયો નહિ. આવી ભ્રષ્ટતા મારાથી દેખી ખમી શકાય એવું મારૂં હૃદય અને મન નથી. પતિ ભ્રષ્ટ એટલે હું પણ ભ્રષ્ટ એ વિચાર મને તો સાલવા લાગ્યો. સસરાજીને બધી વાત કરવા વિચાર કર્યો; એ પણ રૂચ્યું નહિ. ખામોશ રાખી બધું ગળી ગઇ. બધા આગળ રૉફ ચલાવતી પણ એમના આગળ મારો રૉફ ચાલતો નહિ એથી હું ગભરાઇ. એક વખત પ્રાતઃકાળે ચાના ઓરડામાં દાખલ થઇ પૂછવા લાગી, 'આ શું પડ્યું છે ?' એમણે કરડાઇમાં કહ્યું,' 'એ તમારે બૈરાંને જાણવા જેવું નથી.'

હું પણ હઠીલી થઇ, અને કહ્યું, 'કહો તો ખરા કે એ શું છે ? એટલું પણ જાણવાનો મારો અધિકાર નહિ ?

મારા પતિએ જવાબ દીધો, 'એ મરઘીનાં ઇંડાં છે; પુષ્ટિદાયક છે તેથી હું દરરોજ ચા સાથે લઉં છું ?

મેં કહ્યું, 'અરર ! આપણા લોકોને અને આપણા ધર્મને એ તે છાજે ? લોકો જાણશે તો શું કહેશે ? અરે ! બીચારાં અજ્ઞાન મુંગાં પ્રાણીનાં બચ્ચાંને આમ કરડી ખાવા એ આર્યદ્વિજનું, ભૂત માત્રપર પ્રેમ અને દયા રાખનારનું ભૂષણ છે ?

તે એકાએક બોલી ઉઠ્યા, 'ચોખામાં ઘેસ અને કીડા બાફી નાંખો છો તે કંઇ નહિ ! ટોપળાં અને પૂરણમાં હજારો નાના જીવની હત્યા કરો છો તેની ફોગટ નથી. આ રીવાજ નથી એથીજ તને દુઃખ લાગે છે.

મેં કહ્યું 'પણ તમારે આ લેવાનું કારણ શું ? તમારે એના વિના ચાલે એમ નથી ! તમારૂં શરીરતો સારૂં છે.

એમણે જવાબ દીધો, 'yes' જ્યારથી મેં ખાવાપીવામાં ફેરફાર કર્યો છે ત્યારથીજ શરીર સુધરતું જાય છે. તમે લોકો પરિણામવાદી છો. પરિણામ સારૂં આવશે કે તમેજ પ્રશંસા કરશો અને તું પણ લેવાનું શરૂ કરશે.

બસ ! પરાકાષ્ટા આવી ગઇ. હું તો ચાલી નીકળી. માંસ મીદ્રા તથા દારૂ અમે લેતા નથી, ભૂત માત્ર ઉપર પ્રેમ અને દયા અમે રાખીએ છીએ, અમારૂં હૃદય ઉદાર છે, નિશો અમે કરતા નથી, તેથીજ અમો હૃદય બળમાં તથા મનોબળમાં ચઢીએ છીએ અને તેથીજ

અમારો આર્યધર્મ ઉદાત્ત છે એવું અભિમાન રાખી ઇંગ્લાંડમાં અને હિંદમાં વારંવાર જે હું કહેતી હતી તે બધું મારૂં અભિમાન ગલિત થયું. હું અપાર શોક સાગરમાં ગરક થઇ હોઉં એમ લાગ્યું. મારા સસરા મને વારંવાર પૂછતા, પણ કંઇ નહિ, કંઇ નહિ એમ કહી હું તેમને ઉડાવતી, આખરે મારા પતિ મહાન જાળમાં સપડાયા. રોહિણી નામની એક દક્ષિણી વિધવા હતી. તેની મોહ જાળમાં જકડાયાને સપડાયા. મારો ઉપદેશ ચાલે એમ ન હતું, હું તો ખામોશ અને સહન શીળતા ધારણ કરી રહી. એમની મરજીને તાબે રહેવા લાગી, અંતરમાં બળવા લાગી અને અમારો દહાડો ફેરવવા ઇશ્વરને ગુપ્ત પ્રાર્થના કરવા લાગી. એ તેની સાથે વિકટોરીઆમાં ફરવા જતા અને મોડી રાત્રે ઘેર આવતા. મારા સસરાજીને આ વાતની ખબર પડી. એમનું શરીર લથડતું જતું હતું અને આ હકીકત વજ્રપાત સમ તેમને થઇ પડી.

એક દિવસ મને બોલાવી તેમણે કહ્યું, 'બેટા લક્ષ્મી, તું ખરેખર લક્ષ્મીનો અવતાર છે, પણ એ ગધેડો નીકળ્યો છે. અત્યાર સુધી તેં જે ગુપ્તપણે સહન કર્યું છે તે હું આજે સમજ્યો છું: ઇશ્વર તને બદલો આપો એવી મારી આશિષ છે.

હું પાછી ફરી. પછાડી એ બબડયા, 'કેવી ભલી છોકરી! એ કમજાત છોકરાને તો દેખાડી આપું.' મને પણ એમ થયું કે, 'સોનું' જાણી સંગ કર્યો પણ કર્મે નીકળ્યું કથીર' પણ આ દુઃખ સહન કરવા પ્રભુએ મને શક્તિ આપી અને નીચેની પંક્તિઓ દૃષ્ટિ સમીપ તરવા લાગી અને એનાથી આશ્વાસન લેતી હતી.

' પણ દુઃખમાં યે દિલાસા છેઃ
દુઃખમાં યે દેવનાં દર્શન છેઃ
દુઃખના યે સુજન વિકાસમાં સ્થાન છેઃ
સુજનની કથા કાન્ત ત્હારી યોજનામાં.
અહેતુક કાંઇયે નથી મારા નાથ!'

થોડા માસ વીત્યા બાદ મારા સસરાજીની પ્રકૃતિ તદ્દન બગડી. દેવલોક થતા પહેલાં તેમણે વીલ બદલ્યું. સ્વોપાર્જિત તમામ મિલ્કત મારા નામપર ચ્હડાવી. આથી મારા પતિને મારે વાસ્તે મોટો વહેમ ભરાયો. મારાપર દુશ્મન દૃષ્ટિ કરવા લાગ્યા. મેં પણ છાના માના પાછી બધી સ્થાવર અને જંગમ મિલ્કત એમના નામ પર કરાવી દીધી અને એમને તે નકલ એકાંતમાં તક જોઇ આપી. તેમણે રીસ કરી તેના કકડે કકડા કરી નાંખી ક્રોધ કરી કહ્યું, 'ચંડાળણી, એક વખત છેતરી બીજીવખત મને પ્રેમ દર્શાવવા આવી છે! હું તારા જેવીથી છેતરાઉં એમ નથી. તારી બક્ષિસ મને જોઇતી નથી. બૈરીના પૈસા લઉં એવો હું બાયલો નથી. ત્હારૂં કાળું મોઢું હું ફરીથી જોવા માંગતો નથી.' એમ કહી કાગળના કટકા મારા મ્હોડા સામા ફેંક્યા. હું ખામોસ રાખી ઘુંટડા ગળી ગઇ. દેવ રૂઠ્યો હોય છે ત્યારે કરેલું સારૂં કામ પણ કેવું ખરાબ પરિણામ આપે છે તે સમજી. હવે તો શાંત રહી સહન કરવાનો નિશ્ચય કર્યો.

( અપૂર્ણ )

# પૂછે તું શાને ?

( રા. અંબાલાલ લજ્જાશંકર આચાર્ય, પાટણ. )

કંઇક કીધાં કર્મો અણઘટતાં,
આવે આળસ હરિગુણ રટતાં,
'કેમ ઉપાધી ક્લેશ ન મટતાં' !
પૂછે તું શાને !

ન કરી તેં પરમાર્થની પરવા,
પરહિત ઇચ્છીને પદ ધરવા,
તો પછી સુખશાન્તિને વરવા
પૂછે તું શાને

સત્ય વાત તું ધરે ન ધ્યાને,
અસત્યમાં જ સદા સુખ માને,
'પમાય શાથી પરમાત્માને' !
પૂછે તું શાને !

યોગી થકી અળગો જ રહે તું,
ભોગી વિષય વિષને છે તું;
'ખરૂં પરમ સુખ આત્માનું શું ?'
પૂછે તું શાને !

કરે વૃક્ષનું મૂળથી છેદન,
ને પછી તાપ થકી તપતાં તન;
'શિતળતાનું શું શુભ સાધન ?'
પૂછે તું શાને !

બળથી ચક્ષુ બંધ કરીને,
પથ શોધે પછી હસ્ત ધરીને,
'કેમ જડે નહિ સુપથ ?' કરીને,
પૂછે તું શાને !

પીરસી પાસ ધરેલું ભોજન,
ભક્ષ કરે નહિ શાન્ત થવા તન,
'કેમ ક્ષુધાથી વ્યાકુળ હે મન !'
પૂછે તું શાને !

અધર્મબંધનમાંથી આત્મા,
મુક્ત કરી છોડ તું પરમાત્મા,
નહિ તો 'મુક્તિ મળશે શામાં !'
પૂછે તું શાને !

---

## ધી ઑનરેબલ સરદાર સર ચિનુભાઇ માધવલાલ, બેરોનેટ, સી. આઇ. ઇ.ની ટુંકી જીવનરેખા અને તેમને અર્પાયલું અપૂર્વ પદવીદાન.

॥ वृणते हि विमृश्य कारिणम् गुणलुब्धास्स्वयमेवसंपदः ॥ कविमाघ.

(વિવેકપૂર્વક કાર્ય કરનારને ગુણથી આકર્ષાયલી સંપત્તિ પોતાની મેળે વરે છે કવિ માઘ)

॥ सुलभम् प्रतिजन्म जीवितम् , हृदयम् धर्मरतम् हि दुर्लभम् ॥ जानकिं हरणम्

( જન્મોજન્મ અવતાર મેળવવો સુલભ છે, પરંતુ જન્મોજન્મ ધર્મ ઉપર આસક્તિવાળું હૃદય પામવું તે દુર્લભ છે. જાનકિહરણ )

**તેમના પૂર્વજ.** ધી ઑનરેબલ સરદાર સર ચિનુભાઇ માધવલાલ બેરોનેટ, સી, આઇ, ઇ. તે પુન્યશાળી માધવલાલ રણછોડલાલના પુત્ર થાય અને પ્રતાપી રા. બા. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. ના પૌત્ર થાય. રા. બા. રણછોડલાલનો જન્મ પરમ પુનિત માતાને પેટે અમદાવાદ નિવાસી પરાશર ગોત્રના છોટાલાલ બક્ષી નામના સાઠોદરા નાગર બ્રાહ્મણ ગૃહસ્થને ઘેર સંવત ૧૮૭૯ માં થયો હતો. તેમના જન્મ માટે એવી લોકવાયકા પ્રચલિત છે કે કોઇક તાપસની અપૂર્વ સેવાના ફલ તરીકે તેમનો જન્મ થયો હતો. તેઓ પોતાની અસાધારણ કુશલતા, બુદ્ધિવૈભવ અને ચાતુર્યના બળે માત્ર એક રૂ. ૧૫ ના કસ્ટમના કલાર્કમાંથી પોલીટીકલ એજન્ટના દફતરદાર થયા હતા અને પ્રસંગવશાત્ સરકારી નોકરીનો તેમને પરિત્યાગ કરવો પડયો છતાંયે બીજાં કાર્યમાં આત્મબળવડે વિજયીજ નિવડયા, તે તેમની કાર્યદક્ષતાનો સબળ પુરાવો છે. તેઓ મિલઉદ્યોગના પિતા કહેવાય છે. તેઓ અમદાવાદના મ્યુનીસીપલ વહીવટના ખંતીલા અને હોંશીલા સુધારક હતા. હાલ આપણે તેમનું જીવનવૃત્ત લખતા ન હોવાથી વિશેષ લખવુ ઉચિત નથી, કિંતુ એટલું કહેવું તો વાસ્તવિક છે કે દિનપ્રતિદિન કેળવણી પામતા આપણા જમાનામાં હુનર ઉદ્યોગ વધતો જતાં જ્યારે ગુજરાતનો સ્વતંત્ર " આર્થિક ઇતિહાસ " લખાશે ત્યારે પરા પૂર્વથી કલમ, કડછી અને બરછીના ઉપયોગમાં પંકાયેલા નાગરોમાંના એક નરવીરનું નામ વણિક વૃત્તિ કરનારાઓમાં પણ પ્રથમજ વિરાજશે.

આવા પ્રતાપી અને પુન્યશાળી પૂર્વજના ઓનરેબલ સરદાર સર ચીનુભાઇ પૌત્ર થાય. તેમનો જન્મ સને ૧૮૬૪ માં આ કુટુંબમાં થયો હતો.

**તેમનો જન્મ-બાલ્ય અને કેળવણી.** બાલપણથી જ તેઓ તેમના ભીષ્મ પિતા સમાન પિતામહના ઉચ્ચ સંસર્ગમાં જ ઉછર્યાં છે અને તેથી સ્વાભાવિક રીતે જ પિતામહના સદ્ગુણના ઉત્તમ અહિંસનો તેમનામાં પણ સહજે વારસામાં ઉતર્યાં છે. તેઓ જરૂર પૂરતી ગુજરાતી કેળવણી લીધા પછી ઇંગ્રેજી હાઇસ્કુલમાં અભ્યાસ કરી સને ૧૮૮૨ માં મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા છે. અને ત્યાર પછી કોલેજના અભ્યાસમાં પણ બે વર્ષ ગાળ્યાં છે. જો કે લક્ષ્મી તેમને ક્ષણે ક્ષણે

દાનીવત્ સેવે છે છતાંપિ દ્રવ્યના મદનો કિંચિત્ પણ છક રાખ્યા વિના તેઓએ આત્મોન્નતિ કરવામાં લેશ માત્ર પણ પાછી પાની કરી નથી. તેમને ત્યાં શ્રી અને સરસ્વતિનો અપૂર્વ સમાગમ છે. જ્યારે એક તરફથી તેઓ લક્ષ્મીના સુખાદિકોને ભુગે છે ત્યારે બીજી તરફથી તેઓને સરસ્વતિની વિણાના મધુરા રણકાર પણ શ્રુતિગોચર થાય છે. સંસ્કૃત વિદ્યાના તેઓ રસિક અને પ્રેમાળ ઉપાસક છે, ઇંગ્રેજીના યથાયોગ્ય પારંગત છે, અને ગુજરાતીના પરિપોષક છે. કૉલેજની કેળવણી ઉપરાંત વ્યાપાર વિષયક અને વ્યવહાર વિષયક કેળવણીમાં પણ તેઓ નિપુણ છે, અને તેમના પિતામહે રોપેલા બીજને પોષનારી ઉત્તમ ભૂમિકા તે આ નરવીર જ છે.

જેવી રીતે કોઇ વેલી નવપલ્લવિત થાય અને તેનો કુસુમોદ્ગમ કાલ આવતા પહેલાં આશ્રયભૂત તરૂ શુષ્ક થઇને પડે તે પ્રમાણે સર ચીનુભાઇના સદ્‌ગુણો-

**તેમની યુવાવસ્થા.** ને કુંપળો આવ્યા પછી તેમના વયોવૃદ્ધ પિતાનો દેહ વિલય થયો, અને કુસુમોદ્ગમ કાલ જોવાનો પ્રસંગ વિધિવશાત્ નજ આવ્યો. આ પ્રસંગ બન્યો ન બન્યો ને તેમના પિતાનું ટુંક સમયમાં અવસાન થયું. આમ એક ઉપર એક છત્રો તૂટી પડવાથી કુટુંબભાર તેમજ મીલ ઉદ્યોગનો કાર્યભાર સહસા તેમને શિરેજ આવી પડયો. પરંતુ તેમની સ્વાભાવિક સહિષ્ણુતા, ઉત્તમ દીર્ઘદ્રષ્ટીપણું અને વ્યાવહારિક કાર્યદક્ષતાના યોગે મહાન્ કાર્યોની જોખમદારીમાં પણ તેમણે પોતાની સ્વાભાવિક કુશળતા ૨૪ વર્ષની યુવાન વયે પણ બતાવી આપી. મુંબાઇ ઇલાકામાં પંકાતિ ત્રણ મીલોના તેઓ સ્વામી છે. તેમાં ૧૦૦,૦૦૦ તાકો અને ૨૦૦૦ સાળો છે, અને ૫૦૦૦ કામદારો કામ કરે છે, આ દિશામાંપિ તેમની ભાગ્યરેખા ઉજ્વલ છે અને પ્રતિદિને અધિકતર ઉજ્વલ થશે એમ સર્વ તરફથી આશા રાખવામાં આવે છે.

અમારો અત્રે તેમની તેમના પિતામહ સાથે સરખામણી કરવાનો મુખ્ય આશય નથી. તેમ છતાં કહેવું જોઇયે કે દયાશીલતા અને દાનશીલતામાં પુત્રાદિચ્છેત્પરાજયમ્ એ ન્યાયે તેમણે તેમના પિતામહનો પણ પરાજ્ય કર્યો છે. બેશક, આપણે કબુલ કરવું જોઇયે કે જે જે કાર્યો તેઓ કરે છે તે તો તેમના પિતામહને અને પિતાને તર્પણાંજલી તરીકે સમર્પે છે. અને તેમની અપૂર્ણ રહેલી આશાઓ અને શુભેચ્છાઓને તેમનીજ સ્મરણાંજલી વડે કૃતાર્થ કરે છે. છતાંપિ તેમાં આત્મભાન કરાવનો તેમનો પોતાનો નૈસર્ગિક નૈતિક અને માનસિક ઉચ્ચાદર્શ આપણને કાંઇ પણ અંતરપટ વિના નિર્વિઘ્ને દર્શન દે છે. લક્ષ્મીનો સદ્વ્યય કેવી રીતે થઇ શકે છે તે તેમણે તેમના કાર્યોથી પ્રકટ કર્યું છે. દાન અને દયાની આપણા નવિન યુગમાં ભાવના કેવી હોવી જોઇયે તેનો આપણા આગળ તેઓએ સંપૂર્ણ આદર્શ મૂકેલો છે. જેમ મિલઉદ્યોગના પિતા તરીકે રા. બ. રણછોડલાલનું નામ અજરામર છે, તેમ મુંબાઇ શહેરની ઉદાર—આપણા નવિન યુગને અનુકૂલ નવિન વિદ્યા અને વિજ્ઞાનવિદ્યાના ઉત્સાહી પોષક તરીકે ઇલાકાના ઇતિહાસમાં તેમનું નામ ચિરંજીવ રહેશે.

સર ચિનુભાઇમાં જેમ દ્રવ્યસંપત્તિ વિપુલ છે તેટલાજ પ્રમાણમાં તેઓના ચિત્તમાં

**તેમનાં ધર્મ કાર્યોનું નામ સ્મરણ.** ધર્મની ભાવના પણ ઉત્કટ છે. તેમના માનસિક વ્યાયામ તરીકે તેઓને વિદ્યાનું વ્યસન લાગ્યું છે અને હૃદયના ગુણો તરીકે જનસમાજનું હિત કરવાના પ્રેમમાં તેઓ પડ્યા છે. તેમનાં દેશહિતનાં સાર્વજનિક સ્તુત્ય કામોની નામાવલી કરીયે તો તે પણ વિશાળ થશે. રા. બ. રણછોડલાલે સ્થાપેલી જ્યુબીલી હોસ્પીટલમાં એક વોર્ડ બાંધી આપી. સુવાવડી સ્ત્રીઓને માટે સારી સગવડ કરી આપેલી છે. તે પાછળ તેમણે ૧ ૫૦,૦૦૦ ની રકમ કાઢી છે; અને નિશાળ અને યુનીવરસીટીની પાઠશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓને માટે શિષ્યવૃત્તિઓ કાઢેલી છે. અમદાવાદ હાઇસ્કુલનું મકાન બંધાવી આપવાની તેમના પિતામહની ઇચ્છાને અનુસરીને તેમણે તેમના સ્મારક તરીકે રૂ. ૭૫૦૦૦ આપી શાહપુરમાં એક આદર્શ હાઇસ્કુલ બંધાવી આપી છે. તેમજ સંસ્કૃત ભાષાના જ્ઞાન-વિસ્તાર માટે તેમણે રૂ. ૨૫૦૦૦ કાઢેલા છે. પોતાના પિતાનું નામ અમર કરવાને તેમણે સારંગપુર દરવાજા બહાર "માધવબાગ" લોકસેવામાં અર્પણ કરેલો છે. તેમાંનો કેટલોક ભાગ સન્નારીઓને માટે પૃથક્ કાઢી આપ્યો છે. આવી રીતે તેમણે શહેરની લોકસુખાકારી ખીલવવામાં કાંઇ ઓછો પરિશ્રમ લીધો નથી.

કદાચ કોઇ એમ ધારતા હશે કે સર-ચિનુભાઇ આ નવીન યુગને અનુસરતાં દાન ધર્મ કરતા હોવાથી તેઓ આપણા સનાતન વેદ ધર્મથી વિમુખ હશે. પરંતુ તેમ નથી. તેઓ પ્રાચીનપ્રનાલીક ઉપર ચાલતા વેદપ્રનાતન ધર્મના અનુરાગી છે, શતચંડી, સહસ્રચંડી, મહારુદ્ર અતિરુદ્ર વિગેરે યજ્ઞયાગાદિક ક્રિયા તરફ તેમનો સંપૂર્ણ ભાવ છે. આ રીતે તેઓએ પશ્ચિમના નવિન ધર્મના પાલન સાથે પૂર્વના ધર્મનો સદ્વ્યાર પણ આવશ્યક માન્યો છે. તેમના તરફથી કોઇને વર્ષાસનનો તો કોઇને દાન, તો કોઇને શિષ્યવૃત્તિ એમ યથાયોગ્ય વ્યવસ્થા થાય છે. કવિઓ અને લેખકોના પણ તેઓ આશ્રયદાતા છે. આવી રીતની તેમની ઉદાર ચિત્ત જનકલ્યાણ વૃત્તિ જોઇને તેમની ૪૩ વર્ષની ઉમ્મરે ના. સરકારે ૧૯૦૭ માં સી. આઇ. ઇ. નો માનવંતો ખીતાબ અર્પણ કર્યો છે. આટલી નાની વયે આવો ખિતાબ પામવાનું માન પામનારા આખા હિંદુસ્થાનમાં તે પહેલાજ છે.

કેળવણી એજ દેશહિત કરવાનું પ્રથમ પગથીયું છે એમ તેઓ દૃઢપણે માને છે. વળી વિજ્ઞાન અને હુન્નર ઉદ્યોગની કેળવણી તરફ તેમનો પક્ષપાત છે. તેટલા માટે ગયે વર્ષે સર ચિનુભાઇએ ૬૦૦,૦૦૦ નામદાર સરકારને હસ્તક આપ્યા છે અને તે રકમમાં બીજા ૨૦૦,૦૦૦ ઉમેરી ગુજરાત કોલેજની વ્યવસ્થા નામદાર સરકારને સોંપાવી છે. હુન્નર ઉદ્યોગની પાઠશાળા માટે ૧ ૪૨,૦૦૦ તેઓએ જૂદા કાઢ્યા છે. તે શાળામાં મિલઉદ્યોગ સંબંધી કેળવણી આપવામાં આવે છે.

લગભગ ૧૯૦૭થી તેઓ અમદાવાદની મીલઓનર્સ એસોસીએશનના માનવંતા અધ્યક્ષ છે. અને અમદાવાદની મ્યુનીસીપલ વહીવટ સરકારના હસ્તક ગયો ત્યારથી મ્યુનીસીપલ કમીટીના પ્રમુખ છે. તેમને ૧૯૦૯ માં સરકારે પ્રથમ વર્ગના સરદાર બનાવ્યા છે.

આ તેમની લોકહિતપ્રવૃત્તિનો સત્કાર કરીને ના. હિંદી સરકારે તત્રભવાન સમ્રાટના જન્મોત્સવને પ્રસંગે સને ૧૯૧૧માં તેમને નાઇટહુડનો માનવંતો ખીતાબ બક્ષ્યો છે. સાતમા એડવર્ડ ધી પીસમેકરના સ્મરણચિન્હ નિમિત્તે વિક્ટોરિયા જ્યુબીલી ડીસપેન્સરીમાં દાયણો અને સારવાર કરનારી સેવિકાઓને કેળવણી અને તાલીમ આપવાને એક નિશાળ ઉઘાડવા માટે ચોક્કસ

કામ આપવાની તેમણેના. સરકારને સને ૧૯૧૦ માં માગણી કરી હતી. હાલ એ યોજના પસાર થઇ છે તે પ્રમાણે સરકાર તેમાં રૂ. ૨૦,૦૦૦ મકાનના આપશે અને સર-ચિનુભાઇને રૂ. ૧૧૫૦૦૦ના અમદાવાદ મ્યુનીસીપાલીટીના બોન્ડ સરકાર હસ્તક સોંપ્યાં છે, તેના વ્યાજના રૂ. ૪૫૨૦ માંથી રૂ. ૧૫ રૂ. ૧૨ અને રૂ. ૧૦ ની સ્કોલરશીપ મેળવનારી પંદર સ્ત્રી શિક્ષિકાઓને રાખવી અને સેવિકાનું કામ શિખવાડવાની વ્યવસ્થા થશે એમ સંભળાય છે.

સર ચિનુભાઇએ જ્યારે આવી રીતે લોક સમસ્તના કલ્યાણમાં પોતાની દ્રવ્યસંપત્તિ વેરવા માંડી છે, તે સમયે તેઓ પોતાના નિકટના સંબંધીઓ–પોતાના જ્ઞાતિ બંધુઓને છેક વિસરી ગયા નથી. તેમને માટે પણ સ્કોલરશીપો સ્થાપી છે અને તે ઉપરાંત બીજી રીતે પણ યથાયોગ્ય મદદ કરવા તેઓ ચુકતા નથી. આ રીતે તેમની દાનશીલતા ઘણી વિશાળ અને સર્વવ્યાપી છે. પોતાના નિકટના સંબંધીઓથી તે દેશ સમસ્ત સુધી **વસુધૈવ કુટુમ્બકમ્** ભાવના તેમણે વિસ્તારી છે. ઉપર ગણાવ્યાં તે ઉપરાંત કોમરશીયલ કોલેજમાં રૂ. ૧૦,૦૦૦૦, જ્યોર્જથી ફીફથ હોલમાં રૂ. ૧૦૦,૦૦૦, સર જ્યોર્જ કલાર્ક લાયબ્રેરીમાં રૂ. ૫૦૦૦૦ અને તે ઉપરાંત બીજા પણ ઘણા રૂપિયા દેશહિતમાં ખર્ચ્યા છે. વળી તેમની દેશ વિદેશની સખાવતો ગણીએ તો ઉત્તરમાં હરદ્વાર, કાશી, પ્રયાગ અને દક્ષિણમાં રામેશ્વર વીગેરે યાત્રાનાં સ્થળોએ તેમણે ધર્મશાળાઓમાં તથા બીજાં વિવિધ પુણ્ય કાર્યોમાં દ્રવ્યનો ઉપયોગ કર્યો છે. આ ઉપરાંત તેમનાં ગુપ્તદાનો તો સર્વને ગુપ્તજ છે.

પરંતુ તેમની અત્યાર સુધીની જીવનરેખાને વિશેષ ઉજ્વલ બનાવનાર પ્રસંગો તો ૧૯૧૩ ના ખ્રિસ્તિ વર્ષના મંગલમય પ્રભાતથી જણાવા લાગ્યા છે. અને તેમની જીવનનૌકા હવેથી ભાગ્ય દેવી કયી રમણીય અને

**નૂતન બક્ષિસ.**

ઉચ્ચતર દિશામાં લઇ જશે તે અત્યારે તો કલ્પવું કઠિન છે. એક તરફથી તેઓ ૧૯૧૩ ની ધારા સભાની નવી ચુંટણીમાં ગુજરાતના મીલઓનર્સની સભાના પ્રતિનિધિ તરીકે ચુંટાવામાં ફતેહમંદ નિવડ્યા છે, તો બીજી તરફથી "બેરોનેટ" નો સર્વોપરી માનવંતો ખિતાબ નામદાર તખ્તનશીન શહેનશાહે તેમને નુતન વર્ષની ભેટ તરીકે બક્ષ્યો છે. આ રીતે તેમને રાજા પ્રજા ઉભય તરફથી સમાન કાળે અત્યંત અભિલાષણીય પદ પ્રાપ્ત થયું છે અને આ રીતે રાજા પ્રજા ઉભયની સેવાનું ઉત્કટ અસિધારાવ્રતનો તેમને પ્રસંગ આવ્યો છે. સમગ્ર હિંદુસ્તાનમાં હિંદુ કહેવાતા વર્ગમાં આવું ઉચ્ચ "બેરોનેટ" પદ પામનાર પહેલા હિંદુ તે સર ચિનુભાઇ છે. તેમણે આ રીતે કુટુંબ, જ્ઞાતિ અને સમગ્રહિંદુ કોમને યશના ઉન્નત શિખરે પહોંચાડ્યા છે. ઈશ્વરકૃપા આશા દેવીની ગોદમાં લપાયલી ભાગ્ય દેવી આથી પણ વધારે ચમત્કાર તેમને બતાવે એવી અમારી ઇશ્વર પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

તેઓ ગર્ભ શ્રીમંત છતાં નિરભિમાની છે, અતુલ દ્રવ્ય સંપત્તિ છતાં સાદા છે, તેમનું ગૃહ લક્ષ્મીનું નિવાસસ્થાન છતાંપે તેઓ વિદ્યારસિક છે, અને પ્રભુના

**અંતિમ આશા.**

છતાંપે તેઓ લઘુતાના પુજારી છે. ઇશ્વર તેમને દીર્ઘાયુષ્ય બક્ષો અને એવા નરરત્નોનો વિજય દુંદુભી તેમના સ્વર્ગસ્થ પિતામહને આનંદ સમાધિનિમગ્ન કરે એવી રીતે તેમની યશરેખા વધારો. અસ્તુ,

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

જ્ઞાનપિપાસુ.

# नोंध अने खबर.

## સજીવન દીલ્હી.

કાળચક્રની ગતિ કોઇએ રોકી નથી. પુરાણું દીલ્હી પ્રાચીન કાળથીજ ભારત વર્ષના સુખ દુઃખના ઝપાટા ખાતું આવ્યું છે. છેલ્લા મોગલ શહેનશાહોની જાહોજલાલીના વૈભવી જાગી પાછું નિદ્રાવશ થઇ ગયું હતું વિશાળ સ્મશાન જેવા એ શહેરમાં મિનારાઓ, મહાલયો, કબરો, કિલ્લાઓ અને ખંડીયેરો ગત સમયની સ્થિતિ આંખ આગળ તાજી કરી એને વધારે ગંભીર અને ભયંકર બનાવતા હતા.

સમ્રાટ્ મહાન શહેનશાહ જ્યોર્જ ૫ માએ શહેરને નીદ્રામાંથી જાગૃત કર્યું છે–સજીવન કર્યું છે. થોડા વખતપર જે સ્મશાન જેવું લાગતું હતું તે હવે મહાન્ શહેનશાહના મંત્રથી મનોહર ઉદ્યાન જેવું થવા માંડયું છે. જ્યાં પ્રવાસીજન કોઇ કોઇ વાર ખંડીયેરોમાં વસતા પક્ષીઓને હેરાન કરતા, જ્યાં મહાલયોમાં માત્ર પ્રવાસી જનના પગલાનાજ પડઘા પડતા, જ્યાં માત્ર પક્ષીઓની પાંખ ફફડાવવાનોજ અવાજ કાને પડતો, જ્યાં સૂર્યના કીરણ અંધકારમાં પ્રવેશ કરવા વ્યર્થ મહેનત કરતાં, જ્યાં નીદ્રાદેવીનું રાજ્ય પુરૂં ચાલતું હતું, જ્યાં મિનારાઓ મહાલયો, સમાધિગૃહો, કબરો, કિલ્લાઓ, વનસ્પતી, ઝાડ, પાન, ફળ ફુલ પશુ પંખી અને મનુષ્યો પણ ગાઢ નીદ્રાના ભોગ થઇ પડયા હતા; ત્યાં આજે હજારો લોકોનો ગણગણાટ સંભળાય છે. ત્યાં સૂર્યના કિરણ સર્વત્ર પ્રવેશ કરી જુના ખંડીયેરોના અંધકારને છેદી પ્રકાશિત કરે છે. ત્યાં મિનારાઓ, મહાલયો, સમાધિગૃહો, કબરો, કિલ્લાઓ, વનસ્પતી, ઝાડ પાન, ફળ ફુલ પશુ પંખી અને મનુષ્યોમાં કાંઇક નવુંજ ચેતન સ્ફુરે છે.' મહાલયો અને મિનારાઓ ગાઢ નીદ્રામાંથી જાગૃત થઇ એક બીજાના ચકચકીત ચહેરાઓ જોઇ સ્મિત હાસ્ય કરે છે.

## સજીવન દીલ્હી અને શિલ્પ કલા.

દીલ્હી સજીવન થયું–મહાન શહેનશાહે ચેતન મુકયું. એ સજીવન થયેલા શહેરને શણગારવા, ભારત વર્ષના પાટ નગરના જાગૃત થયેલા આત્માનો યોગ્ય સત્કાર કરવા, પાર્લામેંટમાં, કોન્સીલોમાં, ન્યુસપેપરોમાં, માસિકોમાં અને અનેક વિદ્વાન મંડળમાં જોસભેર ચર્ચા ચાલે છે. નવા–જાગૃત થયેલા દીલ્હીને પ્રાચ્ય મ ન્ય પ્રજાના આદર્શથી શોભાવવું કે સ્વદેશી કારીગરીને તક આપી સ્વદેશના આદર્શનું ચીત્ર ખડું કરવું એ વિષે મતમતાંતર છે.

ભારત વર્ષના જાગૃત થયેલા આત્માનું નવું દીલ્હી એક ચીન્હ છે. એ જાગૃતી દર્શાવવા માત્ર એકજ માર્ગ છે અને તે શિલ્પશાસ્ત્રીઓના હાથમાં છે. ભારત વર્ષના ભાગ્યોદય સુચક ઇમારતો ભારત પુત્રોનાંજ આદર્શથી ઉભી થવી જોઇએ એવી અરજી થોડા દીવસપર ડયુક ઓફ બેડફર્ડ, લોર્ડ ગ્લેનકોનર, મી. જે. કીંગ, એમ. પી, મી. વોલ્ટર ક્રેન મી. ધ્રસી હોવન તથા બીજાઓએ દીલ્હી પ્રધાન લોર્ડ ક્રુપર મોકલી હતી.

ઇંગ્લાંડનું મોરનીંગ પોસ્ટ નામનું જાણીતું પત્ર પણ દેશી કારીગીરીની તરફેણમાં મત ઉચ્ચારે છે.

## સંસ્કૃત અને ફ્રેંચ કુમારિકા.

કલકતાના સંસ્કૃત કોલેજના પંડોતોની એક સભામાં એ કોલેજના પ્રીન્સીપાલ સતીશચંદ્ર વિદ્યાભુષણે " ભારતી " નામનો ખિતાબ સુઝેનકુર્પેલ નામની સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધરાવનારી પ્રતિષ્ઠા પામેલી ફ્રેંચકુમારિકાને આપ્યો છે.

કાળકા બહાદુર અને અજ્ઞાન બ્રાહ્મણોને તથા પ્રાંશિમાત્ર પ્રાકૃતનીજ ભાષા જાણનાર યુવકોને આ બનાવમાં મનન કરવા જેવું કાંઇક મળશે. !

## " हाय व्हाला पीयुजी "

(ગરબો)

(શ્રી રામરાય.)

હે—સુખ્યા—રીતી—ગઇ—ચંદ્રીકા—ખીલતી—
વ્હાલી કો—યલડી—ગા—ન ક—રતી—
પુલ વાડીની મંહી, ચંપાકળી ચુંટતી,
મદન જ્વાળાથી બળતી હતી.

મુલવી પ્રે—મ પા—રણે—પી—યુને મુ—લા—વતી
સુતી પ્રેમ શૈયાપર પીયુને સુવાડતી.

હસ્તે ઝાલી ઉભી રહી સુગંધીત પુલ છડી;
પ્રેમનીશ્વાસ હેતે ઉછાળતી,
સુંદરી સ્વરૂપવતી મીઠી મલપતી.
મંદ હાસ્ય કિંચીત કરતી;

પ્રેમ સ્વપ્ન સ્મરતી કંઇ માળ જપતી,
અંતરે હુખાઇ રહી હૃદય હતા ડોલાવતી.

ગૃહી કોમળ કર મહીં છાના અશ્રુથી ન્હવડાવતી;
પ્રીય નાની ચુલકણી,
પ્રેમી પ્રતીમા અંતર ધરી મેના કાલું કાલું બોલતી.

" હાય વ્હાલા પીયુજી "

## ॥ श्री विश्ववंद्य सूत्र संग्रह ॥

(શ્રી કાગળવાળા.)

પ્રમાણિકપણે પોતાનું કર્તવ્ય સાધનારને પ્રયત્નનું યોગ્ય ફળ મળ્યા વિના રહેતું નથી.

મન જે આપણું સર્વસ્વ હોવાથી મનનેજ સર્વોત્તમ પ્રકારનું કરવા ઉપર આપણા સઘળા સુખનો આધાર રહેલો છે.

જ્યાં પ્રેમ નથી ત્યાં પરમેશ્વર નથી ને ત્યાં સુખ પણ નથી—વળી જ્યાં પ્રેમ હોય છે. ત્યાંજ સર્વ સંપત્તિ આવીને વસે છે અને જ્યાં કલેશ હોય છે ત્યાં દારિદ્ર આવી ઉભું રહે છે.

જો તમારે પરમાત્મા જેવા થવું હોય તો તમે સર્વના સેવક થાઓ, સર્વની સેવા ઉઠાવો, ને સર્વનુંજ હિત કરો.

સમયનો સદુપયોગ કરો—અને વર્તમાન કાળનું જીવન એજ ખરેખરૂં જીવન છે, માટે ભૂત કાળની બની ગયેલી વાતોને વીસારી દઇ વર્તમાન કાળમાં જે કાર્ય કરવાનું છે તેજ કરો ને તેનાજ વિચાર કરો.

આજે મળેલું સુખ સર્વોત્તમ છે, એમ જાણી આજેજ તેનો આનંદ લેવા સુભાગી થાઓ.

ગમે તેવી દુઃખદ સ્થિતિમાં પણ પરમાનંદ ભોગવવાને જે સમર્થ છે તેજ પુરૂષ સુખનો સ્વામી છે

---

* શ્રીમાન્ છોટાલાલ માસ્તર સાહેબના પ્રસિદ્ધ લેખો તથા પુસ્તકોમાંથી આ સૂત્રો તારવી કાઢવામાં આવ્યા છે.

ધારેલે સમયે ધારેલા વિચારોનું સેવન કરો, કદી પણ કરેલા નિશ્ચય ફેરવશો નહિ.

શાંતિ, સ્થિરતા અને શ્રદ્ધાથી સર્વદા શુદ્ધ વિચાર સેવનાર પુરૂષ મુકત છે.

" હું પોતે વસ્તુતઃ પૂર્ણ અને સર્વ સુખાદિથી યુકત છું " તેમજ " હું મારા હૃદય-મંદિરમાં સચ્ચિદાનંદ રૂપે વિરાજમાન છું " આવા આદિશને સંપૂર્ણ રીતે હૃદયમાં પ્રકટાવી તેમાંજ રમણ કરનારને પરમ શાંતિનો અનુભવ થાય છે.

તમારા પોતાના સામર્થ્ય વડે ભયને જીતો—ભયના સામું જોવાથી ભય પુષ્ટ થાય છે, ને તેના સામું ન જોવાથી બરફની પેઠે ઓગળી જાય છે.

સંકલ્પ ફેરવાના સામર્થ્યપર અને શ્રદ્ધા તથા નિશ્ચયપર વિજયનો આધાર રહેલો છે.

જેને તમે મળો તેની સાથે, શુભની આનંદની તથા આરોગ્યની વાતો કરો, કદી પોતાના તેમજ બીજાના દુઃખનાં રોદડાં રડશો નહિ.

જે સમયે જે કામ આપણે કરતા હોઇએ તે સમયે તેમાંજ મનને સંપૂર્ણ રીતે પરોવવાથી તથા તમારા આત્માની શક્તિઓ પ્રકટાવી તેમાં વાળવાથી તે કામ પ્રયત્નવડે સિદ્ધ થાયછે.

સુખ મેળવવા માટે સદાચારમાંજ જીવન ગાળો, અર્થાત્ શરીરની, વાણીની ને મનની શુદ્ધિથી ક્રિયા કરો.

જો તમારો પોતાનો અભ્યુદય કરવો હોય તથા તમારામાં પરમાત્મા પ્રકટાવવા હોય તો શુદ્ધ વિચાર, વાણી ને વર્તન સર્વોત્તમ રીતે પ્રકટાવી તેનુંજ સેવન કરો.

ભય, ચિંતા, શોક, કલેશ, વિગેરે મનુષ્યની ઉન્નતિને અટકાવનારા મોટામાં મોટા રિપુ છે, માટે તેનો સમુળગો નાશ કરો.

તમે તમારા મનને નિરંતર ઉચ્ચ વિષયોમાં અને શુદ્ધ વિચારોમાં રમણ કરાવો.

પ્રત્યેક ચીજનું કાળું પાસું એટલે અશુભ નહિ જુઓ, પરંતુ ચળકતું પાસું એટલે શુભનેજ જુઓ.

આત્મબળ એજ વિજયનું સર્વોત્તમ સાધન છે, માટે તે બળ અધિક પ્રકટાવો.

આપણે કરવાનું એ છે કે—પ્રતિક્ષણ નિશ્ચય અને પ્રયત્ન દ્વારા કાર્યમાં આગળ વધવું.

જ્યારે તમને તમારામાં દોષ જણાય ત્યારે તમે તે દોષને સ્થાને ગુણનેજ જુવો, અને ગુણનુંજ પુનઃ પુનઃ ચિંતન કરો.

મન અને આત્માનો સર્વોત્તમ રીતે વિકાસ કરવા માટે નિરંતર પ્રસન્નતા સેવો.

આપણા જીવનના રથનો સારથી પ્રભુ છે માટે આપણે બીલકુલ ભય ધરવાનો નથી-સર્વદા નિડર રહો.

આ જગતના વચનોનો અલક્ષ કરી તમારા મૂળ સ્વરૂપનીજ લક્ષણા કરો.

અખંડ સુખનું ભાન એ આરોગ્ય, યૌવન, અને સૌંદર્યને આપનાર અમૃત રસ છે.

આત્મા અવિદ્યાના તાપને શાંત કરે છે માટે નિરંતર આત્માની છાયામાં આવી બેસો.

હે પ્રિય સાધકબંધુઓ ! સર્વદા તમે શુભનુંજ ચિંતન કરો, નિરંતર સુખસાધક વાણીનો ઉપયોગ કરો, સદાચાર તથા શુદ્ધ વિચારનુંજ નિરંતર સેવન કરો, અજ્ઞાનનો ત્યાગ કરી જ્ઞાન પ્રાપ્ત કરી જ્ઞાનમાંજ મસ્ત રહો, સર્વ પ્રાણી માત્રપર પ્રેમ રાખી અર્થાત્ સમભાવ રાખી શકો અને સર્વદા સર્વ પ્રાણીમાત્રનું કલ્યાણ કરવામાં પાછા હઠો નહિ, પ્રત્યેક સ્થિતિમાં પ્રસન્નતા અને આનંદમાં હસતાજ રહો, નિશ્ચયને પ્રયત્નવડે નિરંતર કાર્યમાં આગળ વધો, પ્રાપ્ત સ્થિતિમાં પડી ન રહેતાં ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનો પ્રયાસ કરો અને પરમાત્માનું શ્વાસોશ્વાસ સ્મરણ કરી તમારા હૃદયમંદીરમાં રહેલા અંતર્યામી ઈશ્વરમાં અભિન્ન થાઓ.અસ્તુ.

# નુરજહાંન.

( નલિનકાન્ત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. )

ગતાંકથી ચાલુ.

## પ્રકરણ ૧૦ મું.

તે દહાડો અંધકારવાળો હોવાથી શોકાતુર લાગતો હતો. માથે વાદળાં ઝઝુમી રહ્યાં હતાં. ને વાદળાંની ઘટાથી હવાને ઝોલો કરવાને પવન પણ બીલકુલ ન્હોતો. હાવે સમયે સલિમ કુમળમિરની ટેકરીઓ તરફ જવાને ઉપડ્યો. મિહાર-ઉન-નિસા તે દહાડે ન્હોતી ઉઠી હતી ને ઘરની અગાશીમાંથી સલીમને તથા ત્હેના મિત્રોને ઘોડે સ્વાર થઈ ને જતા જોયા. જ્યારે તે સરઘસ ત્હેની દૃષ્ટિ પાર થયું ત્હારે નિર્જીવ પદાર્થની પેઠે જઈ ને પડી. વિચારમાં ને વિચારમાં તે એટલી બધી તલ્લિન થઈ ગઈ હતી કે ત્હેની મા આવ્યાની પણ ત્હેને ખબર ન પડી. જો કે તે તો નોકરો ચાકરોને ધાંટાપાડીને હુકમો આપતી આપતી આવી હતી.

ત્હેની માએ પૂછ્યું. તું શા વિચારમાંછે ? ત્હારાં દિવસનાં સ્વપ્નો તારી માને નહિં કહે ?"

મિહાર—ઉન-નિસાએ ચમકીને કહ્યું, મા તું આવી તે મ્હને ખબર જ ન પડી હું વિચાર સાગરમાં હતી.

બેગમ ગ્યાસ—વિચાર સાગરમાં ! ને તે વળી તું ! કેવી નવાઇની વાત ! એક પળ પણ સ્થિર બેશી ન રહી સકે તે વિચાર સાગરમાં ! તું તદ્દન બદલાઈ ગઈ લાગેછે. વિચાર સાગરમાં પડવાનું કારણ મ્હને કહે.

મિહાર—ઉન-નિસા-કાંઇ ખાસ કારણ નથી. નીચે બહુ ગરમી લાગેછે તેથી હું પવનની આશાએ ઉપર આવી તો અહિં પણ હેવું જ છે. એક પણ પાંદડું હાલતું નથી ને ઓરડીમાં ને અહિં બધે સરખું જ છે.

બેગમ ગયાસ—" મ્હારી દીકરી, તું મ્હને છેતરીશ નહિં, ત્હારું મન, અસ્વસ્થ રહેવાનું બીજું કાંઇ કારણછે. ત્હારી ઊંઘપણ લઈ લેનારું કાંઇ કારણછે. તે મ્હને કહે"

મિહાર—ઉન્ન-નિસા-મ્હને કશું પણ નથી થયું. હું તાપને લીધે અસ્વસ્થ છું. થોડા વખતમાં સારી થઈશ.

બેગમ—" મ્હારી પુતળી, તું ધારેછે ત્હેવી હું મૂર્ખ નથી. હું આ દુનિયાંમાં ઘણા લાંબા વખતથી છું ને માણસનો સ્વભાવ પારખી સકુંછું. ને ત્હારી મુખમુદ્રા ઉપરથી ત્હારા મનમાં શું છે તે જણાઈ આવેછે, ત્હારો વિષાદ થયો ત્હારની તું બદલાઈ ગઈ છે. પ્હેલાની મ્હારી ખુશ મિજાજને હસમુખી પુત્રી હવે વિચારમાં ને વિચારમાં ગુંચાયલી ને શાન્ત રહેછે ત્હેનું કારણ કાંઇક છે."

મિહાર—ઉન્ન-નિસા-મન તે સમુદ્ર કરતાં પણ ઊંડુંછે. ત્હેની અપાર ઊંડાઇ કોણ માપી સકે ! ત્હેની સપાટી જ જણાતી નથી.

બેગમ—પણ પાણીની સપાટી ઉપર થતાં કુંડાળાંમાંથી ત્હેને તળીયે શું થાય છે તે સમજી સકાય. હું ત્હારા મનના વિચારો જાણુંછું. ઠીક, પણ હવે ત્હારું લગ્ન આવતા પખવાડીઆની આ તિથીએ થવાનુંછે, માટે ખુશ મિજાજ થા, ચાલ્ય !

વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ ઊઠીને મિહાર-ઉન્ન-નિસાએ કહ્યું, લગ્ન ? ત્હારે શું મ્હને આમ કચરાની પેઠે નાખી દેવાની ? હું ત્હમને વિનંતી કરૂંછું કે લગ્નનું નામ ન દેશો."

બેગમ ગયાસે—" જો હું કહેતી હતી ને કે ત્હારા વિચારો હું જાણું છું. ત્હારા બીજા

તરંગોને લીધે તું અલીકુલીબેગ સાથે પરણવાને ખુશી નથી. હું ત્હને ડાહી છોકરી જાણતી હતી પણ તું બીજી છોકરીઓ જેવી મૂર્ખ નીકળી. અલીકુલીબેગ જેવો સારો ને ઉમદા માણસ જે ત્હને ફુલે પૂજશે, હેવાને મૂકીને શાહજાદા જેવા તરંગી માણસને તું ચ્હાય છે ! શાહજાદા તો ત્હેમની મરજી હશે ત્હાં સુધી ત્હારી સાથે સારી રીત્યે વર્તશે પછી થયું"

મિહાર—ઉન્ન-નિસા—મા ત્હમે બધું જાણો છો કે હું સલીમને ચ્હાઉંછું. ને પછી બસ, મ્હારે બીજું કાંઈ નહિં જોઈએ. હું જેવીછું ત્હેવી જ રાખવાની વિનંતી કરૂંછું. પરમેશ્વરની ખાતર મ્હને દુઃખના ખાડામાં ન નાંખશો. હું ખાતરીથી કહી સકુંછું કે સલીમ મ્હને ખરા અંતઃકરણથી ચ્હાયછે.

બેગમ ગયાસ—બસ, બસ, હવે ત્હારા તરંગો છોડી દે. એતો શાહજાદાની ઘેલાઈ છે અને તું ત્હેનાથી લોભાઈ છે.

મિહાર—ઉન્ન-નિસા—મા ત્હમે કદી પ્યાર નથી કીધો ? મ્હેં શાહજાદાને મ્હારૂં અંતઃકરણ અર્પણ કર્યુંછે. તો ભલે હવે એ તજી દે કે ગમે તે કરે, મ્હેં તો આત્માર્પણ કર્યોછે ને તેથી હું મ્હને સુખી માનુંછું.

બેગમ ગયાસ—પ્રેમ ! હું મ્હારા પતિને ચ્હાઉંછું. તું જેને પ્રેમ કહેછે તે અંધમોહ સિવાય બીજું કાંઈ નથી, ને તે ડાહ્યા માણસોનું લક્ષણ નથી.

મિહાર—ઉન્ન-નિસા—ને ત્હેની શક્તિ, ત્હેનું માધુર્ય ને ત્હેનું સુખ હેમાં જ છે. એ બધાની અસરથી દુંપદનો કાળો ફુવારો સુકાઈ જાયછે .ને તે માણસોને પૃથ્વિ ઉપરથી સ્વર્ગમાં લઈ જાયછે. ત્હમારે મ્હને દુઃખો અને પીડાઓની વાતો કહેવી હોય તો કહો, પણ તે પ્રેમ દુઃખને સુખ કરી દેછે, ને પીડાઓથી ભરેલા માર્ગને પણ ગુલાબથી જ ભરેલો તે કરી દેછે. મા, વાહાલી મા ! પ્રેમની કાંઈ પણ વ્યાખ્યા થઈ સકે એમ નથી. તે આ પૃથ્વિ ઉપર નથી. મનુષ્ય જાતિની ભાષા ત્હેનું વર્ણન કરતાં થાકી જાયછે એ તો ઓળખવો ને મનમાં લાગવો જોઈએ. પ્રેમ રૂપી અગ્નિ બધા ઘુરખાને બાળી નાંખેછે ને પોતાની પ્રિયાનું મ્હો બતાવેછે ને બેનાં અંતઃકરણો જોડી દેછે. પૃથ્વિ ઉપરની કોઈ પણ સત્તા મ્હને હેનાથી છૂટી નહિં પાડી સકે.

બેગમે દઢતાથી કહ્યું, " અરે મૂર્ખ છોકરી, હાફીઝનાં કાવ્યો વાંચવાથી ત્હારૂં મગજ ફરી ગયું લાગેછે. મ્હને એ ચોપડી ત્હને વાંચવા દેવાની મનાઈ હતી, કારણ કહેવાય છે કે *એક સો વાર હાફીઝ વાંચે તો માણસ ગાંડો થઈ જાયછે. પણ મ્હેં જ મૂર્ખાઈ કરી કે ત્હને* વાંચવા દીધી ને તેથી મ્હારે શિક્ષા ભોગવવી જોઈએ. ન્હાની છોકરીઓએ આ પ્રમાણે પ્રેમ વિશે વાતો જ ન કરવી જોઈએ."

મિહાર—ઉન્ન-નિસા—મા, વ્હાલી મા: હાફીઝ તો અંતઃકરણમાં પેઠી નીકળ્યોછે ને ત્હેની આશાઓ, વિયોગ ને તરંગો દર્શાવેછે. જો એ ન હોત તો તે બધાનું વર્ણન કોઈ કરી સકત નહિં. તે બહુ જ મધુર રીત્યે વર્ણવેછે. તેથી ત્હેને લોકો ગૂઢ બાબતોનો પ્રગટાવ-નાર ને અદશ્ય વસ્તુની જીભ કહેછે.

બેગમ ગયાસ—તે બધે મદ્ય, સ્ત્રીઓ અને રમત ગમતની જ વાતો કહેછે. ને મ્હને ખાત્રી થઈ છે કે ન્હાનાં છોકરાંને વાંચવા લાયક ત્હેનાં પુસ્તકો નથી.

મિહાર-ઉન્-નિસા—વ્હાલી મા, હાફીઝની વિરૂદ્ધ એક પણ શબ્દ બોલશો નહિં, ત્હેનાં ગાયનો દેખીતાં ઘણાં નજીવાં લાગે છે, પણ ત્હેમાં ઊંડા અર્થ સમાએલા છે. મૂળમાંથી જે કોઈ સારી વસ્તુ છે ત્હેનું સારાપણું લીધેલું છે તે બનાવવાને જ હાફીઝ જીંદગાનીના મોજશોખનું વર્ણન કરે છે. તે ગુલાબ, મંદ શીતળ વાયુ, બુલબુલ અને પ્રિયાને એક જ જાતના ગણે છે, ને દરેકને પ્રેમની કિર્તિના થોડા થોડા અંશની પ્રતિમા બનાવનારા ચાટલાની પેઠે ગણે છે.

બેગમ ગયાસ—તેમ હશે, પણ ઘણા લોકો ત્હેનાં કાવ્યોના ઉચ્ચ અર્થો બાજુએ મૂકી દઈ ત્હેમાંથી વ્યભિચારી અર્થો શોધી કહાડે છે.

મિહાર-ઉન્-નિસા—સૂર્ય તો બધા ઉપર એક સરખી રીતે પ્રકાશે છે, પણ ત્હેનાં કિરણો જે વસ્તુમાં થઈને જાય છે તે વસ્તુનો રંગ લે છે. નઠારા લોકો ત્હેમની નઠારી કેળવણીથી હાફીઝનાં કાવ્યોની મધુરતા અને ઉમદાપણાને બગાડી નાખે ત્હેમાં ત્હેનો શો વાંક ?

બેગમ ગયાસ—હાફીઝને "દાખલા તરીકે, હાફીઝનાં કાવ્યોએ ત્હારા જંગલી તરંગોને ઉત્તેજન આપ્યું છે, ને ત્હને ગાંડી બનાવી છે ને તેથી જ તું ત્હારી મા સાથે અમર્યાદ રીતે વાતો કરે છે."

મિહાર-ઉન્-નિસા—ત્હમે બધું મ્હને કહેવાનું કહ્યું, મા ! તો પછી મ્હને જરૂર કહેવું યોગ્ય લાગ્યું. મા, મ્હારે ત્હમને કહેવું જોઈએ કે મ્હેં સલીમને પરણવાનું વચન આપી દીધું છે ને હું ત્હેની એકલાની જ છું. મા ! હું ત્હારી તરફની મદદની આશા રાખું છું. મ્હને તું નહિં બચાવે ?

ને પછી ઘુંટણીયે પડી હાથ જોડીને વિનંતી કરતે અવાજે આંસુથી ભરેલી આંખે કહ્યું. " પરમેશ્વરની ખાતર મ્હને તજી દેશો નહિ. હું ઘણી દુઃખી છું ને ત્હેમાં હું જેને નથી ચ્હાતી એવા પુરૂષ સાથે લગ્ન કરાવીને ઉમેરો કરશો નહિં માટે મ્હને બચાવવાની વિનંતી કરૂં છું."

બેગમ ગયાસ—તું જંગલી છોકરી છે. ત્હને સુખી કરવાની બધી ગોઠવણ હમે કરી છે તે તું નથી જાણતી !

મિહાર-ઉન્-નિસાએ રોતે અવાજે કહ્યું. "મા, હું ત્હમને વિનંતી કરૂં છું કે ત્હમે આવાં ક્રુર ન થશો. મ્હને આ ઘરમાંથી ત્હાં ખસેડશો તો હું મરી જઈશ."

બેગમ ગયાસ—"વ્હાલી દીકરી, છેક જંગલી ન થા ! હું આ વિશે ત્હારા બાપને કહીશ."

મિહાર-ઉન્-નિસા—ઘણો ઉપકાર, વ્હાલી મા, હું જાણતી હતી જ કે માનાં અંતઃકરણ પત્થર નથી હોતાં.

મિરઝા ગયાસબેગે આગળ આવીને કહ્યું, " ને મ્હારૂં તો પથ્થરનું બનેલું હશે, કેમ ? હું અકસ્માત અહિં આવી પ્હોંચ્યો ને મ્હારી પ્રિયપત્નિ અને પુત્રી વચ્ચે જે વાતો થઈ તે મ્હેં સાંભળી. ત્હને માહિં દીઠી નહિં તેથી હું અહિં આવ્યો ને ત્હને મિહાર-ઉન્-નિસાએ કહેલી વાતોમાંની થોડીક સાંભળી છે પણ મ્હારે બધી સાંભળવાની ઇચ્છા છે.

મિહાર-ઉન્-નિસાએ દઢતાથી કહ્યું."પિતાજી, હું અલીકુલીબેગની સ્ત્રી નહિં થઈ સકું કારણ હું બીજાને ચ્હાહું છું. માટે ત્હમારા મિત્રનું દિલ દુખવાને ત્હેને અત્યારથી કહેવાની વિનંતી કરૂં છું."

મિરઝા ગયાસબેગ—ત્હેને એ બધી ખબર છે ને તેથી જ તે ત્હારી સાથે પરણવાને વધારે આતુર છે પણ ત્હારા જેવી ડાહી છોકરીને આવી હઠીલી જોઈને નવાઈ લાગે છે. તું એમ ધારે છે કે સલીમ ત્હને ચ્હાય છે ને તે ત્હને પોતાની રાણી બનાવશે ! મૂર્ખ છોકરી. !

સલીમ તો બુલબુલના જેવોછે. જે ફુલ થોડા દહાડા સુધી પસંદ પડેછે ત્હેને તે રાખે છે ને પછી ફેંકી દેછે. જો તે ત્હને પરણે તોપણ તું ત્હેના જનાનખાનામાં પાંજરામાં પૂરેલા પક્ષીની પેઠે કેદી જેવી રહીશ ને અંત સુધી દુઃખી થઈશ ને અલીકુલીબેગને વ્હરે તો તું ત્હેના અંતઃકરણની ને ત્હેના ઘરની રાણી થઈશ.

મિહાર—ઉન્-નિસા—પિતાજી બધું વ્યર્થ છે. હું સલીમને જ ચ્હાહું છું ને ત્હેને જીંદગીભર ચ્હાઇશ.

મિરઝા ગયાસબેગ—પુત્રી ! તું મૂર્ખ છે અલીકુલીબેગ ત્હને સુખી કરવાને ત્હેનું બનતું કરશે ને શાહજાદો સલીમ તો ત્હને ત્હેના જનાનખાનામાં પૂરી રાખશે. પુત્રી ! ત્હારા સુખ કરતાં મ્હને બીજું શું વધારે વ્હાલું છે ! ને હું ત્હને દુઃખી કરનારા—જીંદગીભર દુઃખી કરનારાને ઊંઘ વિનાની રાતો ને સુખ વિનાના દહાડા બનાવનારા તરંગો છોડી દેવાની વિનંતી કરૂં છું. થોડી ગરમી આપે હેવા અંગારા ને બહુ દઝાડે હેવા અંગારાથી સારાછે. તું શું એમ ધારેછે કે તરંગી, મગ્રિષ્ટ સલીમ.—

મિહાર—ઉન્-નિસાએ મગરૂરીથી કહ્યું, "પિતાજી બસ કરો મ્હને ખીજવું હોય તો ભીજે પણ હું જેને ચ્હાહું છું ત્હેને ગાળો દઈ ને મ્હારૂં ત્હમારે માટેનું માન ઓછું કરશો નહિં."

મિરઝા ગયાસબેગે ન્હીડાઈ ને કહ્યું, "શું એક શાબાસણીનો શબ્દ ત્હને ખોટું લગાડેછે? હું ત્હને કહુંછું કે સલીમ ત્હને ચ્હાયછે એમ ધારતી હોય તો તું છેતરાયછે ને દુઃખી થઈશ."

મિહાર—ઉન્-નિસા—દુઃખી થઈશ તો હું થઈશ. ત્હેમાં વચ્ચે પડવાનો કોઈને હક નથી.

મિરઝા ગયાસબેગે દયનાથી કહ્યું, " ત્હને સુખી કરવી એ હમારી ફરજ છે. હમે ત્હને જીંદગીભરના દુઃખમાં નહિં નાંખીયે ને જો તું અલીકુલીબેગને પરણીશ તો શરૂઆતમાં તો જરા ત્હને દુઃખ થશે પણ જેમ જેમ તું, ઓળખતી જઈશ ને ત્હેનું મન જીતતી જઈશ તેમ તેમ ત્હને પણ સારૂં લાગશે. સલીમ જરા ખીજવાશે તો ખરો, પણ ત્હારી ગેરહાજરીથી તે બધું ભૂલી જશે. તું જાણતી નથી કે ભૂલી જવું કેવું રહેલુંછે."

મિહાર—ઉન્-નિસા—ભૂલી જવું ? હું ત્હેને કદી ભૂલવાની નથી. મ્હારા અંતઃકરણના બળતા અગ્નિને દુનિયાની કોઈ પણ વસ્તુ હોલવી સકવાની નથી. ગમે તે કહો પણ મ્હને ખાત્રી છે કે સલીમ મ્હને ખરા દિલથી ચ્હાયછે. ને હું ત્હેને મળીશ નહિં ત્હાં સુધી તે જંપવાનો નથી એમ મ્હને કહ્યું હતું ને તેમ કરશે જ.

મીરઝા ગયાસબેગ—ઠીક છે. હમને નુકસાન કરશે તો ત્હારા સુખને માટે હમે ખમીશું. અલી કુલીબેગ બહાદુરછે ને ત્હને પરણવાથી સલીમ ત્હેનો દુશ્મન થશે ને કાંઈ પણ કરશે, તો તે સાંખવાને તે હિમ્મત વાળોછે, ધારો કે હું નિકાહ તોડું તો પણ તે કબુલ નહિં કરે ને શાહેનશાહની બારદરબારમાં ત્હારે માટે માંગણી કરશે. તેથી મ્હારે હવે ત્હારૂં લગ્ન આવતા મહિનાની દશમે કરવું છે.

મિહાર—ઉન્-નિસા—હમે મ્હારી મરજી વિરૂદ્ધ ને જંગલી ઈરાની સાથે મ્હને નહિં પરણાવી સકો. જો પરણાવશો તો હમે તે માટે પસ્તાશો.

ગયાસબેગ—મૂર્ખ છોકરી, તું શું કરવાની હતી ? હું બરોબર બંદોબસ્ત રાખીશ ને ત્હારૂં લગ્ન થયેલું જોઈશ.

મિહાર—ઉન્-નિસા—શાહેનશાહ જે પોતાને પૃથ્વિ ઉપર આવેલો ઈશ્વરનો પડછાયો કહેછે ત્હેને હું અરજ કરીશ. હું ત્હેના રાજ્યાસનને ઘુંટણીયે પડીશ ને દુઃખમાંથી બચાવવાની વિનંતી કરીશ.

મિરઝા ગયાસબેગ—ત્હારાથી હેવું કાંઈ થવાનું નથી ! ત્હને બ્હાર જ જવા નહિં દઉં. અને વળી શેહેનશાહનું હેમાં કાંઈ ચાલશે નહિં. આપણા દેશના કાયદાઓ પ્રમાણે તું હમારા હાથમાંછે.

મિહાર-ઉન્-નિસાએ નિરાશાથી કહ્યું, " ભલે એમ હોય, પણ શેહનશાહે દેશના જુના, નઠારા કાયદાઓ સુધારીને નવા ને સારા કર્યા છે. હેમને ત્હમારા કૃત્યનું ગેરવાજબી પણું જણાવ્યા વિના રહેશે જ નહિં."

ગયાસબેગે બરાડો પાડી પૂછ્યું, " મ્હારાં કૃત્યનું ગેરવાજબીપણું ? હમે ત્હારે લાયક વર સોધી કહાડયોછે હેના કરતાં વધારે હમે શું કરીયે ? "

મિહાર-ઉન્-નિસા-હા ત્હમારાં કૃત્યનું ગેરવાજબીપણું ! ત્હમે ત્હમારા હાથમાં પરમેશ્વરે મૂકેલા માણસના સુખનો નાશ કરવાને તૈયાર થયાછો. પરમેશ્વરે તો હેને સુખી કરવાને માટે ત્હમારા હાથમાં આપ્યુંછે ને સ્વાર્થી થઈ હેનાં સુખનો નાશ કરોછો. મ્હારૂં સુખ જો ત્હમે ઇચ્છતા હો તો મ્હને શામાટે બોલવા દેતા નથી ? હું મ્હારા અંતઃકરણથી જેને ધિક્કારૂં છું હેની સાથે શા માટે પરણાવો છો ? ને ત્હમે મ્હારી વિનંતી નથી સ્વીકારતા, કારણ મ્હારા કરતાં તમે માનની વધારે દરકાર કરોછો.

મિરઝા ગયાસબેગ—તું હજી બરોબર વિચાર કરી સકતી નથી, તેથી ત્હારાથી બોલાય જ નહિં. છોકરૂં ગમે એટલું રોઈને સાપ માગે તો તે કાંઈ બાપ આપે ખરોકે ! મ્હને ખાતરી છે કે આખરે તું હમારો ઉપકાર માનીશ જ ને ત્હને હવે નું કહી દઉંછું કે આવતા મહિનાની દશમે ત્હારૂં અલીકુલીબેગ સાથે લગ્ન થવાનુંછે.

મિહાર—ઉન-નિસા-તેમ નહિં થઈ સકે. જો ત્હમે જુલમથી કરશો તો હું આ જીંદગીનો નાશ કરીશ.

મિરઝા ગયાસબેગ—અંહ ! હેવો પવન ભરાયો છે કે ? પહેલેથી ખબર પડી તે સારૂં થયું ! હેવું કાંઈ બનશે નહિં. એમ કહી તાળી પાડીને એક નોકરને બોલાવ્યો અને મિહાર-ઉન્-નિસાને કેદમાં રાખવાનો હુકમ આપ્યો.

મિહાર—ઉન-નિસાએ મગરૂર રહી હેને પોતાને અડકવા ન દીધો ને પોતે ઓરડી તરફ ચાલીગઈ અને ત્યાં સ્હામે પેલો નોકર બેઠો.

બેગમ ગયાસ—વ્હાલા, ત્હમે બહુ ઉતાવળાછો મિહાર-ઉન-નિસા ઠેકાણે આવે ત્યાં સુધી લગ્ન મુલતવી રાખીયે તો કેમ ! આટલી બધી ઉતાવળ શી છે !

ગયાસબેગે ગુસ્સાથી કહ્યું, " તું પણ તે નઠારી છોકરીની તરફની જણાયછે. લગ્ન કરવું તો હમણાં જ કરવું નહિં તો કદી નહિં. શાહજાદો કેઈ પણ દહાડો આવી ચ્હડે ને પછી લગ્ન થઈ ન સકે. "

બેગમ ગયાસ—પણ વ્હાલા, શાહજાદો પોતે જ હેને પરણે તો તે કેવી સુખી થાય. ત્હમે જે રસ્તો લીધોછે તે યોગ્ય છે કે નહિં તે જરા વિચારી જોજો.

મિરઝા ગયાસબેગે કહ્યું. " છટ ! તેમ બને જ નહિં. ગમે તે થાઓ મ્હેં નિશ્ચય કર્યોછે. હવે દરબારમાં જવાનો વખત થયોછે. ખુદા હાફીઝ" એમ કહી તે જનાનખાનામાંથી ઉતાવળથી ચાલ્યો ગયો

# ગિરિશૃંગોનો માલેક કોણ ?

લેખકઃ—ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

સન્ધ્યા હતી; હું અને મ્હારી પુત્રી, એક ન્હાની ટેકરી ઉપર બેસીને કુદરતની ભવ્યતા નિહાળતાં હતાં, સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી, આકાશમાં આછાં આછાં વાદળાં ઉદાસ ચિત્તે જગતની વસ્તુઓ નિરખી રહ્યાં હતાં, વૃક્ષોને પણ આ ગૂઢ શાન્તિની અસર થઈ હોય એમ પવનની લહેરથી લગાર હાલીને પાછાં સ્તબ્ધ થઈ જતાં હતાં. આઘેથી શિયાળવાંની ચીસ, ઘેર જતા ખેડુતના ગીતનો ધ્વનિ અને અચાનક કોઈ પક્ષીની કારમી ચીસ શાન્તતામાં વિઘ્ન નાખતાં, તેજ શાન્તિમાં પાછાં ભળી જતાં હતાં. દૃષ્ટિમર્યાદા પંહોચે ત્યાંસુધી વિશાળ પર્વતો, પોતાના હૃદયમાં જાણે અનેક દુઃખભરી કહાણી છુપાવી રાખતા હોય તેવી દિલગીરી ભરી ભવ્યતા ધારણ કરતા સૂતા હતા; અનેક દુઃખોમાં પણ છીણાં ઝીણાં સુખનાં સ્મરણ ચિહ્નો રાખવાને ઉત્સુક હોય તેમ વચમાં વચમાં ત્હેમનાં હૃદયમાંથી ન્હાનાં ન્હાનાં ઝરણાં મીઠું હાસ્ય કરતાં પૃથ્વિપટે ઢોળાઈ જતાં હતાં.

બાલિકા આ અદ્ભુત દેખાવ જોઈ રહી હશે, એના હૃદયમાં એથી શા ભાવ ઉત્પન્ન થયા હશે ! અચાનક ત્હેણે પ્રશ્ન કર્યો. "બાપુ, આ ગિરિશૃંગોનો માલેક કોણ ?" મ્હને એ ઝપાટી જમીનના ધણીનું નામ યાદ હતું તે કહ્યું પણ બાલિકા એથી સન્તુષ્ટ થઈ નહિં. કાંઈક શંકાશીલ હૃદયે ત્હેણે પુનઃ પ્રશ્ન કર્યો. " પણ બાપુ, એમાં ફરક શો ? શું આપણે આ પર્વતો જોઈએ છીએ ત્હેમાં ત્હેમની રજા લેવા જઈએ છીએ ! આપણે ત્યાં હેલો ચ્ખારી આવે છે તે તો પોતાનું આખું જીવન પર્વતોમાંજ ગાળે છે તે કોની રજા લેવા જાય છે ! "

હું મ્હારી વિચારમાળામાંથી ચમક્યો. બાલિકાના પ્રશ્નમાં મ્હને ઊંડું સત્ય લાગ્યું. શું જે પુરૂષોએ દ્રવ્ય આપીને આ જમીન લીધી હશે તેજ ત્હેના માલિક કહેવાય ? માલિકનો અર્થ શું ? તે મનુષ્યો શું ખરે ત્હેનું મુલ્ય પારખી શકતા હશે ? અન્ય મનુષ્યો તે મુલ્ય પારખી શકે તો તે ત્હેના માલિક નહિ કહી શકાય ? ત્હેમને કુદરતના અનુપમ સૌન્દર્યનું પાન કરવાનો અધિકાર નથી ?

એક દ્રવ્યવાન પુરૂષે બહુ દ્રવ્ય ખરચી એક પુસ્તકાલય બંધાવ્યું; ત્હેમાં અનેકાનેક દેશોના મહાત્માઓનાં હૈયાં અનેક પ્રકારના ઉચ્ચ અને પવિત્ર ઉદ્ગારો કહાડતાં પુસ્તકાકારમાં ગોઠવ્યાં; જગતનાં દુઃખોથી રીબાતો, મનુષ્યોની અધમાવસ્થા નિરખી પોતાનું હૈયું ચીરતો એક દીન કવિ ત્હાં આવ્યો અને ત્હાં આવીને મહાત્માઓનાં મોંઘેરાં વચનોનું પાન કરીને દુનિયાને તે વચનોનું સત્યદર્શન કરાવવા ઉત્સુક થયો; આમાં તે પુસ્તકાલયનો માલિક કોણ કહી શકાય ? પેલો દ્રવ્યવાન પુરૂષ કે તે દીન કવિ !

બીજા દ્રવ્યવાન પુરૂષે ચિત્રશાળા બંધાવી. પૃથ્વિમાં પ્રભુના પયગમ્બર તરિકે જન્મેલા મહાન ચિત્રકારોનાં અદ્ભુત ચિત્રો બહુ દ્રવ્ય ખરચીને ત્યાં મુકાવ્યાં. પરન્તુ તે ત્હેને શા કામનાં ! ત્હેના હૃદયને તો ફક્ત તે ચિત્રોનું કદ અને ત્હેની કિંમત જ સ્મરણમાં રહેવાની, પરન્તુ તે ચિત્રોનાં દર્શન કરવા આવનાર અસંખ્ય મનુષ્યોમાંથી કોઈકજ કવિહૃદય નીકળી આવે, ચિત્રના આત્માને ત્હેનો આત્મા ઓળખે, તે ચિત્રના ચિતરનાર ચિત્રકારના અણમોલા મનોભાવો ગૂઢ અર્થ ઉકેલી

જે મનુષ્ય દ્રવ્યવાન હોય પણ જેનો આત્મા પવિત્ર વિકારોથી સજાગતો નહિં હોય, જગતમાં રહેલી દિવ્ય વસ્તુઓના સૌન્દર્યની કિંમત આંકી સકતો નહિં હોય તે મનુષ્ય એકલા દ્રવ્યથી શું ખરિદી શકે ? જગતની દ્રષ્ટિયે બધુંય, કવિની દ્રષ્ટિયે કાંઈ નહિં. વિશાળ વાટિકાઓ, મ્હોટાં મ્હોટાં ખેતરો, અમુલ્ય પુસ્તકાલયો વિગેરે વસ્તુઓ દ્રવ્ય વડે ત્હેની કહેવાય અને વખતે વખતે તેજ દ્રવ્ય વડે તે અનુપમ સૌંન્દર્યવાળી, સ્નેહના સાગર જેવા હૃદયવાળી, આ ક્ષુદ્ર જગત રૂપી વાટિકામાંના એક કમળપુષ્પ સરિખી સ્ત્રી–દેવીને પતિ કહેવાય પણ તે વાટિકામાંની કુંજોમાં ગાઝ ઉડતાં બુલબુલોનાં મીઠાં ગીતડાંનો, તે વિશાળ ખેતરોમાં કચુડ્ કચુડ્ અવાજ કરતા કોશ પાસે ઉડતાં ન્હાનાં નાનાં પક્ષીઓનો તે પુસ્તકાલયમાંના મોંઘેરાં પુસ્તકોનો અને વખતે વખતે તેજ અનુપમ સૌન્દર્યવાળી સ્નેહના સાગર જેવાં હૃદયવાળી, આ ક્ષુદ્ર જગતરૂપી વાટિકામાંના એક કમળપુષ્પ સરિખી સ્ત્રી–દેવીના પવિત્ર આત્માનો સ્વામિ તો તે નહિંજ થવાનો; ત્હેનું મુલ્ય તો બુલબુલોનાં ગીતો સાંભળનાર અને પવિત્રાત્માને ઓળખીને ત્હેની પવિત્રતા પોતાના હૃદયમાં ઝીલનાર દીન પણ શુદ્ધ આત્માજ આંકી શકે !

સાંઝ પડી હોય, શેરીઓમાં મનુષ્યોનો પગરવ ઓછો થતો જતો હોય, ન્હાનાં ન્હાનાં ઘરનાં રસોડાંમાંથી ધુમાડાની સેર અહિંતહિ ઉડતી આકાશમાં ભળી જતી હોય તે વખતે કોઈએક મેડીમાંથી, ત્હેની ઓરડીમાં ટાંગેલી કાંઈક ઉંચી હાંડીમાંનાં ગુલાબની દીવેટ સંકોરતી, ઝીણી ઝીણી પાનીઓના અંગુઠા ઉપર ભાર મૂકી ઉંચી થતી કોઈ દિવ્યાત્મા સ્ત્રીનું સ્નેહની સંગાથું ગીત ક્ષુદ્ર જગત્માં વસતાં શુષ્ક મનુષ્યોનાં હૃદયને કમ્પાયમાન કરતું, ઉન્હાળાના દિવસોમાં કોઈક પર્વતમાંથી ઝરતાં ઝીણાં ઝરણાંથી શાન્તિ પ્રસરાવતું તે શેરીમાં થઈને જનાર મનુષ્યોને કર્ણે પડે છે. તે વખતે જો તે સ્ત્રીનો પતિ તે ગીતનું મુલ્ય નહિ પારખી શકતો હોય–આ જગત્માં આવા પ્રકારના બનાવ અનેક વેળા બને છે–તો ત્હેને આ સંગીત શા કામનું ! ત્હેને તો તે ગીત વખતે ત્હેના ક્ષુલ્લક કાર્યમાં વિઘ્ન રૂપજ થઈ પડતું હશે. તેમજ તે શેરીમાંથી જનાર અનેક મનુષ્યોને પણ તે ગીત શા કામનું ! પણ અનેક મનુષ્યોમાંથી એક કવિહૃદય એવું હશે કે જે આ ગીતનો ધ્વનિ સાંભળી સહસા તે મેડી આગળ ખચાઈ હશે; આ ગીત સાંભળીને ત્હેના કોમળ આત્મામાં અનેક ઉચ્ચ વિચારો ઉભરાઈ આવતા હશે, ગીતનો પડઘો હર્ષ ઉપજાવનારો હશે તો તે કોમળ હૃદય તે દિવ્ય હર્ષમાં ભાગ લેતું પ્રફુલ્લ થશે અને જો તે ગીત દિલગીરીની છાપથી ભર્યું હશે તો તે હૃદય શોકમાં ડૂબશે અને પૃથ્વિમાં વસતાં અનાથ મનુષ્યોનાં દુઃખ સંભારી રોઈ પડશે. આ અદ્‌ભુત સંગીતના ધ્વનિનો માલિક કોણ ? મેડીમાં વસતો તે સ્ત્રી–દેવીનો પતિ કે શેરીમાં થઈને ચાલ્યો જતો તે અનાથ, દીન ભટકતો ! ! !

બાલિકા ઉત્તર નહિં મળવાથી રોષયુક્ત વદને મ્હારા સ્હામું જોઈ રહી અને પુનઃ બોલી. "કેમ બાપુ, જવાબ કેમ આપતા નથી ?"

" પુત્રી, જવાબ તો તેંજ આપી દીધોને ! આ ગિરિશૃંગો જોઈને અને એમની સુન્દરતા નિહાળીને આપણાં હૈયાં સંતોષ પામતાં હોય તો તે ગિરિશૃંગોના માલિક આપણે !"

બાલિકાએ મ્હારા ઉત્તરથી શાન્ત થઈને, મ્હારા કાનમાં કાંઈ વાત કહેતી જતી હોય તેમ ઉભી થઈને તે મિષે મ્હારાં મુખ ઉપર ચુંબન અર્પ્યું.

---

તા. ક.—હેન્રીવાન્ ડાઈકના એક લેખમાંના ઉદ્‌ગારો ઉપરથી આ લેખ રચવામાં આવ્યો છે.

# વસન્ત.

( કૃષ્ણુલાલ પંડિત. )

શૃંગે શૃંગે ગિરીના, તરૂવર વિટપે, અગ્રઅગ્રે અનેરી,
વારિધિના વીચિએ, દશદિશ દિગ્રણી,સૌખ્યરી કાન્તિ રેલી;
મેદિની પૃષ્ઠ કેવી, સરલ મુદભરી, વીલસે છે સરિતા,
જાગ્યો છે ઠાઠ કેવો, હૃદય રસ પ્રદ, આવ ને જો દયિતા. ૧
મંજુ મૃદુલ ગીતડાં, દ્વિજ-યુગ્મ ગાયે,
મીઠાં અમી ઝરણુમાં, જન-જૂથ ન્હાયે;
ચૂમી ચૂમી જલજને, અલિવૃન્દ ગુંજે,
જો ને વસન્ત દુતિકા સહકાર કૂંજે. ૨
પ્રિયે ! શી રમ્યતા રાજે, વિપ્રલંભી વન વિષે;
ઘેલી આ કોકિલા કેવો, કર્ણ-કુપ પૂરે રસે ૩
અરે ! આરા આવો, તિમિર-ગઢ ભેદી જગ-જનો,
સુતાં શાને ઘેલા, વિહગ થકી શું પામર તમો !
અભિનન્દો આજે, નુતનસ્ફુરતિ ચિત્ત ધરીને,
વસન્તાગમનેથી. તિમરહના દીપ્તિ પ્રસરે. ૪
મિન-ધ્વજ દુત જોને, આવી ને દેવા પ્હેલાં,
રસિક-હૃદયમાં ને, ચક્ષુએ પુષ્પ કેરાં;
નુતન રસ ભરીને, નૃત્ય કેવું કરાવે;
દખવે વિરહ કરથો, નીજ માયા પ્રભાવે. ૫
સ્વર્ગ શિથના, સુરસેવિતા, વિશ્વે વિશુદ્ધિ વ્યાપિની,
મુક્તિપ્રદા, ભય દુઃખહા, દયિતા સુતા, યશદાયિની;
કુંકુંમ રંગી પાઠ પાડી, રંક ઘેર સોહાવજો,
વાત્સાવજો રતિધાર, દેવિ ! ઉર આમ વિકસાવજો. ૬





# समयानुसार आर्य व्हेनोने बे बोल.

( ચંપાગવરી મ્હેતા. પાલણપુર. )

તેવા અનેક સંતાનો શું દેશસેવા કરી દેશનું વાતાવરણ ન બદલી શકે ? કારણ આપણે સ્ત્રીઓ ભૂમિકારૂપ છીયે. ભૂમિકાને કેળવવા માટે મથન થાય છે પણ જો ભૂમિકા સારી હોય તો મનવાંછીત છોડવું ઊછરતા નથી ? પુરૂષ વર્ગ ને સ્ત્રીભૂમિકા સુધારવા કેટલુ મથન કરી પોતાનું આયુષ્ય, બળ તથા બુદ્ધિ નકામી શું નાખી દેવી પડતી નથી !

હવે ગામડામાં રહેનારી આપણી બ્હેનો તરફ નજર કરીયે તો છાણાં બળતણ માટે કરવા તથા જંગલમાંથી છાણાં તથા લાકડાં લાવવા તથા ઘાસ કાપી લાવી ઢોરને સંભાળવા તથા ઘરનું હલકુ કામ કરી પોતાનો તમામ વખત ગુમાવવો શું તે દોષ પાત્ર છે ? અન્ય દેશોમાં શું છે, ત્યાં શું થાય છે, તે જાણવા તથા જોવાની તેમને સગવડ નથી. તેમના સારૂ યુરોપ, અમેરિકા, જાપાન વિગેરે અન્ય દેશોમાં જેમ સાંચાકામથી સહેલાઇથી લુગડાં ધોવા તથા રાંધવા તથા ખેતીના કામ માટે સીધા સાંચાની સગવડ હોય છે તેવી વ્યવસ્થા આપણી બ્હેનો માટે કરવાની યુરોપ આદી ખંડમાં સહેલ કરવા જનારી બ્હેનોની શું ફરજ નથી ? શું આપણે બીજા દેશની બ્હેનો કરતાં મંદ બુદ્ધિનાં છીયે ? ના બીલકુલ તેમ નથી. આપણે તેમના કરતાં કોઇ પણ રીતે ઊતરતા નથી, પણ આપણો વખત જેમાં ગાળીયે છીયે તેથી બીજી રીતે વખત ગાળવામાં મનને દોરવા જરૂર છે. પ્રથમ વિચાર દ્રઢીભૂત કરી આચારમાં મૂકવા જરૂર છે. હાલમાં આપણે જરા નજર કરીયે તો મ્હોટા શહેરોમાં રહેનારી બ્હેનો જેમને ધન વીગેરેની સગવડતા છે, તે પોતે સ્થૂલ પદાર્થો ભોગવવા સારૂ પ્રાપ્ત કરવા તથા ધર્મના નામે દાંભીક પુરૂષોના પાસમાં પડી મોહથી વખતનો તથા ધનનો કેટલો નાશ કરે છે, તથા આયુષ્ય વ્યર્થ ગાળે છે તે દરેક બ્હેન ઝીણી નજરથી મનમાં ઊંડા ઊતરી વિચાર કરે તો પોતે કીયા પગથીયામાં ઊભા છે તે સહેજ જણાશે. અનુભવ પ્રમાણે આવા નકામા કામથી ૨૫-૩૦ વરસની ભર જુવાનીમાં તમામ વૈભવી પદાર્થોનો ત્યાગ કરી સાધારણ રીતે કેટલી બ્હેનો નાશ પામે છે તે સર્વ જાણે છે. સ્થૂલ દેહમાં મન રમણ કરી મોહ, મદ, મત્સર, દ્વેષ આદિમાં ચિત્ત પરોવવાથી ઇશ્વરી પ્રેમને પોષવાને વિવેક, વિચાર, વિનય, દયા વિગેરે દૈવી ગુણો ઊપર કેટલુ આચ્છાદાન થઇ જાય છે અને ક્ષણભંગુર દેહનો નાશ થયા પછી પસ્તાવું પડે છે, તેની ખબર પડતી નથી. આ વિષય ઊપર આગળ ઊપર વિ-ચાર કરીશું, હાલમાં વિદુલા નામની આગળ ઊપર થયેલી આપણી આર્ય ભગિનીનું દાખલો આ જમાના માટે બધબેસતો જાણી આપું છું તે લક્ષપૂર્વક વાંચી તેમાં મનન કરી તે પ્રમાણે વર્તવા મ્હારી સર્વને વિનંતી છે.

માતા હમેશાં પુત્રનું ભલુ ચાહે છે, પરંતુ દેશ, જાતિ અને સમાજની સ્થિતિ અનુ-સાર એ મંગલ વાચ્છનાનો આદર્શ જુદો જુદો હોય છે. વર્તમાનકાળમાં આપણા અધઃ-પતિત દેશમાં માતાઓ એમજ સમજે છે કે પોતાનો પુત્ર ગમે તેવો નીકળે પણ શરીરે સાજો તાજો રહે તો ગંગા ન્હાયા. એમની મનોવાચ્છાના હમેશાં એમ હોય છે, કે પુત્ર ભણેલો કે અભણ, ગાંડો કે ઘેલો, સારો કે ખોટો, ગમે તેવો નીકળે પણ શરીરે સારો રહે અને જીવતો રહે તો હમારે બીજું કશું જોઇતું નથી, પણ પૂર્વ કાળમાં, ભરત વર્ષના

ગૌરવના દિવસમાં માતાઓ એમ માનતી કે પુત્ર મનુષ્યત્વ, મહત્વ અને વીરત્વ વગરનું અધમ જીવન ગાળે તેના કરતાં હેનું મૃત્યુ થાય તો ઘણું સારું; એટલા માટે એ પવિત્ર જનનીઓ પુત્રના મંગળની ખાતર હેના મૃત્યુને પણ અશુભ ગણતી નહિં. પુત્રના મૃત્યુ કરતાં પુત્રની નામર્દાઈ જોઇને હેમણે ઘણું દુઃખ થતું. જો કદી પુત્ર યુદ્ધ કરતાં ડરી જતો તો તેને ઉત્સાહ પૂર્વક ઉશ્કેરીને રણક્ષેત્રમાં મૃત્યુના મુખમાં મોકલતાં એ વીરમાતાઓ અચકાતી નહિં. પુત્રોના વીરત્વના ગૌરવથી ગૌરવવાળી કાયરતાને હંમેશાં ધિક્કારનારી, ક્ષત્રિય તેજથી તેજસ્વી આદર્શજનની કુન્તીએ પોતાના પુત્રોને યુદ્ધમાં ઉત્તેજીત કરવા માટે, પાંડવો આગળ સંજયની માતા વિદુલાનો ઇતિહાસ આ પ્રમાણે કહ્યો છે.

વિદુલા જેવી તેજસ્વિની નારીના ગર્ભમાં જન્મધારણ કરવા છતાં પણ સૌવીર રાજ સંજય ઘણો બ્હીકણ અને નાજુક સ્વભાવનો યુવક હતો, સિન્ધુરાજની સાથે હેનું યુદ્ધ થયું. સંજય પ્રાણ બચાવવા ખાતર યુદ્ધ ક્ષેત્રમાંથી પલાયણ કરીને, ઘેર આવીને બાળની માફક રોવા લાગ્યો.

વિદુલા પુત્રના મેડામાં ગઇ, પુત્રની દશા જોઇને હેનું શરીર અગ્નિની માફક રાતું-ચોળ થઇ ગયું. હેણે ગુસ્સે થઇને કહ્યું "ધિક્કાર! જીવ બચાવવા ખાતર યુદ્ધ ક્ષેત્રમાંથી ન્હાસી આવીને રાંડીરાંડની પેઠે અહીં ખૂણે ભરાઇને રૂવે છે! ધિક્કાર છે હને! હેં હારા પિતાના વીર્યથી મ્હારા ગર્ભમાં જન્મ ધારણ કર્યો છે, કોઇ હલકા કૂળમાંથી આવીને રાજગાદીએ બેઠો છે! પુરૂષાતનહીન, પશુ! હારી કીર્તિ નાશ પામી છે. રાજ્ય શત્રુઓના હાથમાં આવ્યા પછી શું કામ ફોગટ આ જીવન ધારણ કરી રહ્યો છે! બીજાઓનું પરાક્રમ, બીજાઓના ઘા જે પુરૂષ ખમી શકે તેજ પુરૂષ; સ્ત્રીઓની પેઠે જે ખૂણે પેશીને જીવન ગાળે, શત્રુના ભયથી પલાયન કરીજાય, તેનું પુરૂષનામ સાર્થક નથી, સ્ત્રીઓમાં પણ મહત્વ હોય છે, સ્ત્રીઓ પણ પૃથ્વીમાં હીન ગણાઇને રહેવા માગતી નથી, સ્ત્રીઓ પણ પોતાના મહત્ ચરિત્રથી પૃથ્વીને યશસ્વી કરે છે, પણ હારી પેઠે જે લોકો હીન, હલકા, ગણાઇને રહેવા માગે છે, હારી પેઠે જે લોકો સંસારમાં તિરસ્કારયુક્ત જીવન ગાળે છે, તેઓ પુરૂષ પણ નથી અને સ્ત્રી પણ નથી, તેઓ તો અધમ હીજડા છે. કૂળનો નાશ કરવા માટે સાક્ષાત્ અમંગળકારી કળિએ હારા જેવા પુત્રના રૂપે મ્હારા ગર્ભમાં જન્મ લીધો છે, તેં શત્રુઓનાં મ્હોં હસતાં કર્યાં છે, સગાં વ્હાલાંઓને મ્હોંએ મેશ ચોપડી છે, હારા જેવો તેજ અને વીર્યહીન, બાયલો, માતાની કુખને લજાવનારો પુત્ર કોઇ સ્ત્રીના ગર્ભમાં જન્મ ન લેશો! સંજય હજુ પણ ઊઠ, જાગ્રત થા, શત્રુને હાથે પરાજ્ય પામીને આમ નિરાશ થઇને બેશી ન રહે શત્રુથી પરાજીત રાજ્યભ્રષ્ટ લોકોમાં નિન્દનીય થઇને હીન ભિક્ષુકનું કલંકિત જીવન હારે ગાળવું પડશે, એવા હલકા જીવન કરતાં મૃત્યુ તને સારૂં નથી લાગતું? જો શત્રુનો પરાજ્ય કરીને દેશનું રક્ષણ ન થઇ શકે તો વીર પુરૂષની માફક જ્યાં સુધી શરીરમાં બળ હોય ત્યાં સુધી છેલ્લી ઘડી લગી લ્હડીને યુદ્ધમાં પ્રાણ ત્યાગ કર. લોકો કહેશે કે એ બુદ્ધિમાન મનુષ્ય પડતે પડતે પણ શત્રુને મારતો ગયો.

જનનીના આવા મર્મભેદી ઠપકાથી વ્યથિત થઇ સંજયે કહ્યું માઃ મ્હારા મૃત્યુથી તું સુખી થઇશ? હું હારો એકનોએક પુત્ર છું, હું મરી જઇશ તો પછી પૃથ્વીમાં હારે બીજું સુખ શું રહેશે?

વિદુલાએ કહ્યું પુત્ર શું તું એમ સમજે છે કે હું વગર સમજે હારું મૃત્યુ ચાહું છું!

તુ વીર કુળમાં જન્મેલો રાજપુત્ર છે, અને રાજા થઇને તું પરાધિન ભિખારીના જેવું જીવન ગાળે, જે વંશ કોઇ દિવસ કોઇની કૃપાનો અભિલાષી બન્યો નથી, જે વંશનો કોઇ મનુષ્ય બ્હીકણ થઇને બીજાને નમ્યો નથી તેજ વંશમાં જન્મેલો તું પારકાને આધિન થાય, પારકાનું મ્હોં તાકયા કરે; જે વંશના રાજાઓ છુટે હાથે ધનદાન કરી ગયા છે જેમણે કોઇ પણ દિવસ યાચકને પાછો કહાડયો નથી તે વંશનો તું પારકાએ આપેલી થોડીક આજીવિકા ઉપર ગુજરાન કરે; ત્હારી પાસે માગવા આવનારની ઇચ્છા પુર્ણ ન કરી શકે, દરિદ્રનું દારિદ્ર ન ટાળી શકે, શરણાગતનું રક્ષણ ન કરી શકે, દુઃખીનું દુઃખ દૂર ન કરી શકે, એવી સ્થિતિમાં ત્હને આવેલો જોવા કરતાં ત્હારૂ મૃત્યુ શું ઇચ્છવા યોગ્ય નથી ? જો ત્હારામાં થોડુંઘણું પણ મનુષ્યત્વ હશે, જો તું ક્ષત્રીય સંતાન હોઇશ, તો તું આ હીન જીવનમાં સુખી રહી શકીશ ! ખરાબ નદી થોડા જળમાં ભરાઇ જાય છે, ઉંદરનો ખોબો થોડા અન્નમાં ભરાઇ જાય છે, તેવીજ રીતે બાયલો મનુષ્ય થોડા સરખા લાભની ખાતર હીન અવસ્થામાં સંતુષ્ટ રહે છે, એટલા માટે કહુ છું કે પુત્ર ! વીરવંશના કલંક સ્વરૂપ શત્રુઓથી પરાજીત અને પરાનુગ્રહી જીવન કદી ગાળીશ નહિ, ક્ષત્રીય થઇને કદી શત્રુને નમીશ નહિ. તેજસ્વી, દૃઢ પ્રતિજ્ઞ ક્ષત્રીયો મરી જાય છે પણ કોઇ દિવસ નમતા નથી, એટલા માટે કહું છું કે હે પુત્ર ઉઠ, ક્ષત્રિય નામનું સાર્થક કર, ત્હારૂં સંજય નામ બોળીશ નહિ, જીંદગી જવાની હોય તો ભલે જાઓ, પણ ક્ષત્રીય તેજથી એકવાર ફરી પ્રકાશિત થા. જે આગ એક વખત ખુબ સળગીને હોલવાઇ જાય તે આગ, ધીમે ધીમે ધુંધવાયલા તેજ વગર ઘણીવાર સુધી બળતા અગ્નિ કરતા વધારે શ્રેષ્ઠ છે. એટલા માટે કહું છું કે સંજય ધુંધવાયલા તેજોહીન અગ્નિની પેઠે, હીન-કલંકિત લાંબા આયુષ્યની ઇચ્છા કરીશ નહિ. એક વખત પણ વીરતેજથી પ્રજ્વલિત થા, એકવાર પણ જ્વલન્ત પ્રભાથી જગતને પ્રકાશિત કર, નહિંતો હલકા તે માટે બુઝાઇ જા.

સંજયે કહ્યું મા, તું કેટલી નઠોર છે, વિધાતાએ તારૂં હૃદય શું લોઢાનું બનાવ્યું છે ! વીરત્વના અભિમાનમાં તું પોતાની જાતનું ભાન ભુલી જઇને પુત્રસ્નેહને બિલકુલ વિસરી ગઇ છું ? દિન પુત્રના ઉપર દયા કર, અને આજ આવા નિષ્ઠુર વાકયોથી મ્હને દુઃખી ન કર, પ્રાણ ભયથી બ્હીને હું ત્હારે શરણે આવ્યો છું. મ્હારા પ્રાણની તરફ જો મ્હારૂં અમંગળ કરીશ નહિ.

વિદુલાએ ઉત્તર આપ્યો સંજય હું ત્હારી માતા છું. પુત્રસ્નેહ માતાનો ધર્મ છે, પુત્રનું કલ્યાણ ચાહવું એ હેની મ્હોટી ઇચ્છા હોય છે. પરન્તુ ત્હને શ્રીહીન, યશોહીન જોઇને હું ચુપચાપ બેસી રહું તો મ્હારો પુત્રસ્નેહ, ગધેડીના પુત્ર સ્નેહ જેવો ગણાય. ક્ષત્રીયત્વટેજ ક્ષત્રીનું જીવન છે. ક્ષત્રીય ગૌરવજ ક્ષત્રીત્વનું મંગળ છે. ક્ષત્રીય માતા પુત્રના ક્ષત્રીય જીવનની આકાંક્ષા રાખે છે. ક્ષત્રીય ગૌરવથી પુત્ર સર્વ શ્રેષ્ઠ ગણાય એમાંજ એ હેમનું કલ્યાણ સમજે છે. તેજ અને પરાક્રમહીન ક્ષત્રી, ચોરની માફક તિરસ્કારને પાત્ર છે. કઇ માતા ચોર પુત્રના ઉપર પ્રેમ રાખી શકે ! તેજોહીન, ઉદ્યમહીન, બાયલા પુત્રથી જે માતા સુખી થાય છે હેનો માતૃજન્મ નિરર્થક છે. હાથ મરવા પડેલા રોગીને જેમ દવા ઉપર અરૂચિ થાય છે, તેમ મ્હારો આ હિતકર ઉપદેશ ત્હને કડવો ઝેર લાગે છે. પણ પુત્ર જાણજે કે કેવળ મોહ અને દુર્બુદ્ધિને લીધેજ મ્હારી આ વાત ત્હારે મનને ઉલટી

નથી. એકવાર તું મોહમાંથી મુક્ત થા એટલે ત્હારી દુર્બુદ્ધિ ચાલી જશે ત્હને સમજાશે પડશે કે ત્હારૂં કર્તવ્ય શું છે. શા માટે આ મહાન ક્ષત્રીયજીવન ધારણ કર્યું છે, અને શા માટે મા થઈને હું ત્હારા પ્રાણ તરફ ન જોતાં ત્હને યુદ્ધ કરવાને આગ્રહ કરી રહી છું. ત્હને ખબર પડશે કે યુદ્ધ કરવા અને જીતવા માટેજ ક્ષત્રીયો પેદા થયા છે, શત્રુઓથી પરાજીત થઈને શત્રુઓના શરણમાં હીન જીવન ગાળવા માટે નહિ. મોહ છુટી ગયા પછી તું જાણીશ કે શત્રુઓથી બ્હીતા બ્હીતા પરતંત્ર નિન્દનીય જીવન ગાળવા કરતાં શત્રુઓને મારતાં મારતાં રણક્ષેત્રમાં પ્રાણ ત્યાગ કરવો એ વધારે સારૂં છે. ત્હને ખબર પડશે કે કર્મહીન, ઉદ્યમહીન, આળસું જીવન કરતાં, કર્મવીરની નિષ્ફળ ચેષ્ટાઓ પણ કેટલી બધી વધારે સુખકારી છે. પુત્ર હું કહું છું કે મનને સ્થીર કર, પ્રાણ ખોવાના ભયથી ડરીશ નહિં. જીવને સટે પણ કુળની આબરૂ સાચવવા તૈયાર થા. તું મ્હને સ્નેહહીન ગણીને મ્હારો તિરસ્કાર કરે છે ? એકવાર ક્ષત્રિય માતાનો યોગ્ય પુત્ર થા, ક્ષાત્રિયોચીત તેજ અને પરાક્રમથી શત્રુને થકવી નાંખ, વીર કૂળમાં જન્મ્યાનું સાર્થક કર, વીરત્વના ગૌરવથી જગતમાં નામ કહાડ. પોતાનાં સાહસ અને વીરતાથી સૈનિકો ના હૃદયમાં અપાર સાહસ અને વીરતાનો સંચાર કરીને, દેશના શત્રુઓને દેશમાંથી હાંકી કહાડ, શત્રુઓથી જીતાએલા રાજ્યનો ઉદ્ધાર કરીને, શત્રુઓથી પીડિત પ્રજાનું રક્ષણ કરીને રાજધર્મનું પાલન કર, અને પછી જો કે માતાના હૃદયમાં યોગ્ય પુત્રને માટે કેટલો સ્નેહ અને કેટલી બધી શ્રદ્ધા છે.

સંજય ઉભો થયો, જનનીના ઉત્સાહ ભર્યાં ઉપદેશથી ત્હેના હૃદયમાં સાહસનો સંચાર થયો. જનનીને પગે લાગીને શત્રુને જીતીને આવીશ, નહિતો પ્રાણ તજી દઈશ. એ શપથ લઈને, સંજય યુદ્ધમાં લડવા ગયો, જનનીના અગ્નિમય વાક્યો રણક્ષેત્રમાં સંજયના કાનમાં દુંદુભિ નાદની માફક વાગવા લાગ્યાં. અતિશય ઉત્સાહથી અસાધારણ પરાક્રમ પૂર્વક યુદ્ધ કરીને સંજયે સિન્ધુરાજનો પરાજય કરી વિજય પૂર્વક ઘેર પાછા આવીને માતાના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ કર્યાં.

હાય આપણી હીન જાતિને વીર બનાવવા માટે ક્યારે ઘેરેઘેર વિદુલા જેવી માતાઓનો આવિર્ભાવ થશે. હાલના જમાનામાં આપણા સદ્‌ભાગ્યે યુદ્ધ જેવા મહા રણસંગ્રામમાં પ્રજાને ઉતરવાનું નથી, પરંતુ શાંત રીતે આપણી ફરજ બજાવવા સારૂ આપણા મનોબળને વધારી સ્વસ્વાર્થનું બળીદાન આપી પરોપકારાર્થે જનસેવામાં તન મન ધન અરપણ કરવાના વિચારોના આંદોલનો દશ દીશામાં ફેલાવી શુદ્ધ વાતાવરણમાં લાગણી વાળી યુક્તિયોનો સમુદાય પરસ્પર સહાયભૂત થઈ હમેશાં જે આપણે અધોગતિમાં જતા જણાય છે તેનું ઉચ્ચજીવન કરવા જરૂર છે.

નવો જમાનો આર્ય ભૂમિમાં નવીન રંગથી રંગતા ઉજાસવાળો અરૂણોદય થવાના ચિહ્ન જણાવતી રહ્યાં છે તેમાં આપણુ સ્ત્રીઓએ આગળ વધવા સારૂ પ્રયાસ કરવા જરૂર છે. મનુષ્ય જાત તરીકે આગળ વધતી અન્ય પ્રજાની સાથે શરતમાં આપણે દોડવાનું છે. ઘણા વરસોની પરિસ્થિતિના લીધે પામર પ્રાણી ગણાઈ નિર્જીવ જડની પેઠે સંસાર સમુદ્રમાં વમળમાં આમ તેમ ગોથાં ખાઈ નસીબપર હાથ મૂકી પ્રપંચની મોહ જાળમાં રમ્યા કરવાનું નથી આપણે ઇશ્વરી અગાધ શક્તિના એક અંશ છીએ તેને કેળવવા પ્રયત્ન ફક્ત શક્તિના પ્રકાશમાં નવીન રચના પ્રસંગાનુસાર કરવાની છે. 'એટલે આપણી હાલની સંતતિ સુધારવા ખાસ જરૂર છે'

જાપાનની હાલની ને ભવિષ્યની ઉદયની સ્થિતિનો પ્રકાશ ઓ જાતી તરફ, તેમના વલણ ઉપર આધાર રાખે છે. ત્યાં આગળ ઓ આપણી પેઠે સંતતી ઉત્પન કરવાના યંત્ર ત્યા ગુલામ તરીકે ગણાતા નથી પણ પોતે જ્ઞાન શક્તિ ધરાવનાર વ્યક્તિ તરીકે ગણાય છે; પ્રજાનું જીવન ઉછરતી પ્રજા ને બાળકોના પર રહેલું છે, તે સારી પેઠે સમજી પ્રથમ તે વાત ધ્યાનમાં લીધેલી છે. આપણે પણ હાલ તેમજ કરવાનું છે. ( અપૂર્ણ. )

---

# સ્વધર્મ.

શ્રદ્ધા ન જોશે પૂર્ણ એવા સુજ્ઞ પામર પંખીડા !
તું કાં વૃથા ભ્રમમાં પડી વ્હોરે શિરે ભૂંડી પીડા !
માળો ચણ્યો તુજ પૂર્વજે જે ડાળી પર તે છે ખરો,
ઉર ડાળી ફાલી વિશેષ પણ ના લેશ ચિત્ત ચલિત કરો.
" છે મૂળ સહુનું એક " એનો પૂર્ણ કરી વિચારને,
ના બાંધ માળો અન્ય સ્થળે,—ના પાત્ર થા વ્યભિચારને;
કંઇ ફરે સમજ—તજી આપની અન્ય ડાળિયે જાવા તણું,
કેવલ સિવાયે મોહ, બીજું હોય ના કારણ વડું.
એ મોહમય તુજ હ્રદયથી મૂળતત્વને ના કળી શકે,
( નો ) ન મથે મોહ વિદારવાથેં ! તે ચઢે ઉલટા પથે;
તું રાખ શ્રદ્ધા પૂર્ણ તજી તૃષ્ણા—અમરવેલી સમી,
" જે એકનો નથી તે ન કો, નો " ( પછી ) કાળ ગુજારો ભમી !
રે ! મર્ત્યજન પણ આમ, મિથ્યા મોહથી મન ફેરવે,
( પરધર્મથીજ પ્રફુલ્લ થઇ નિજ ધર્મ મર્મ ન અનુભવે; )
તત્ર પ્રાણી પામર શું કરે ના ! એ કરે તે ખોટું શું ?
જરી જો તપાસી મર્ત્યજન ! પ્રતિ પાર્થ કૃષ્ણે શું કથ્યું ?
કુબડી હશે કે કાળી પણ જે માડી તે માડીજ છે,
એ માતનું પ્રેમાલ અન્તર સુત મને પ્રીત વાડી છે;
ના સ્નેહ સારે અર્થ અન્ય કો બહુ રૂપાળી રાણીનો,
પરધર્મમાં સુખ માણનારા ! કર મનન આ વાણીનો.
છોને ભલે મોંઘું મળે કે ધૃત સલિલથી બહુ ગુણી,
( પણ ) શું ઘી વિષે મીન જીવશે ! જે નીરમાં નીરનું ધણી;
રે મર્ત્યજન ! કહે-કેમ વાગ્યે ફલ ત્વરિત તું પામશે ?
છે છે સ્વધર્મજ અન્ત સાચો, ત્યાગજો તે ના ઘટે.

મુંબાઈ. છીપીચાલી. }
તા. ૬-૭-૧૬. } કેશવ, હ. શેઠ

# तन्मय स्वरुप.

સ્નેહીને સ્નેહી શું લગની,
સ્પૃહા ન એને કિંચિત્ જગની,
    લોકડિયાં રીઝો વા ખીજો.
" સરીત સલિલ ઘૂ ઘૂ રવ કરતું,
નાગર સાગરને જઈ મળતું;
જતાં ન પાછી પૂઠ ફેરવતું,
    સાગર રૂપ બને છ નદી જો ! "
આમજ ચિત્ત આત્માને વરશે,
કવણ ફીકર તવ કાયની કરશે !
શરીરી શરીરનો ભેદુ ટળશે,
    રહે કેવળ એકજ લાગી જો.
તન્મયી એક-સ્વ-રૂપ જે મૂલ્યો,
ચઢે ઉદ્યમે ગિરિ પર લૂલો;
અભ્યાસે ચિત્ત પથ કરે ખુલ્લો,
    ને પામે નવલી મુદ્ મીજો.

મુંબાઇ, છીપીચાલી.
તા. ૩ ૩-૧૩.

કેશવ, હ. શેઠ.
ઉમરેઠ.

# प्रकीर्ण.

( શ્રીયુત ચુનિલાલ વિઠ્ઠલદાસ-મુંબઇ ).

દયા, દાન અને દીનતા એજ ધર્મ છે. આ જેનામાં નથી તેમની જીંદગીનો દરવાજો-ળાસર બંધ થાય છે.

* * * *

સારેમાં સારે લાગણી એજ છે કે જે પોતે પોતાનેજ ભૂલી જાય છે.

* * * *

તમામ રસવિદ્યા એ પ્રેમમાંથીજ ઉત્પન્ન થાય છે, કંઈ આપણા માનવ બંધુના જુદા પણામાંથી થતું નથી, રસવિદ્યાનો અંત પણ પ્રેમમાંજ છે કાંઈ પરમેશ્વરના પ્રથક્કરણમાં નથી.

* * * *

આગનું છમકલું જલદીથી બુજવી શકાય છે પણ જ્યારે તેજ આગ ભયંકર રૂપ ધારણ કરે છે ત્યારે પુષ્કળ પાણી રેડયા છતાં પણ ઓલવાતી નથી. તેવીજ રીતે કોઇ પણ નઠારી ટેવને પ્રથમથીજ જો સુધારવામાં આવે છે તો જલદીથી સુધારી શકાય છે પણ જ્યારે તેનાં મૂળ ઉંડાં જાય છે એટલે તે ખરાબ ટેવ દૃઢ થઇ જાય છે ત્યારે સુધારી શકાતી નથી.

* * * *

બચપણમાં સત્યતાનું સ્વરૂપ જે ખરેખરૂં સુંદર અને ઢંકાયલું હોય છે તેવુંજ મોટ-પણમાં જાળવી રાખવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે.

* * * *

દરેક મોટા અને અસાધારણ દુર્ઘ ટીવા ? શોકના બનાવો આપણને આ સૃષ્ટિની સપાટી કરતાં ઉંચે ચઢાવે છે, અને આ જે આપણી ઉંચી ગતિ થાય છે તેને જાળવી રાખવા હમેશાં સારાં કૃત્યોજ કરવાં જરૂરનાં છે

*  *  *  *

દરેક છોકરાને આત્માધિન થતાં શીખવવું તથા દરેક મનુષ્યને નિઃસ્વાર્થ પ્રશંસાની સત્તા મળે એવું શીખવવું એવી મારી અંતઃકરણ પૂર્વક ઇચ્છા છે.

*  *  *  *

આપણે વિજયી થઇએ છીએ ત્યારે જે શીખામણ તથા અનુભવ મળે છે તેના કરતાં દરેક આપત્તિ વેળાએ વધુ મળે છે.

*  •  *  *

મનુષ્ય માત્રના મુખ ઉપરના હાવભાવથી આપણને સુંદર અને આનંદી અભ્યાસ મળે છે.

*  •  *  *

તમે પોતે પોતાને વિશ્વાસપાત્ર થાઓ અને પછી જેમ રાત્રિ પાછળ દિવસ આવેજ છે તેમ પછી તમે બીજા કોઇને અવિશ્વાસુ થશોજ નહિં.

*  *  •  *  *  *

મનુષ્ય થાઓ ! પોતાના ઉપર આવેલી કોઇપણ અડચણ યા વિપત્તિ બીજાના ઉપર કદી પણ નાખવાનું કરશો નહિં.

*  •  *  *

આપણે તો મિનિટો(પળ)નો ઉપયોગ કાળજીથી કરીશું તો કલાકનો સદુપયોગ એની મેળેજ થશે

*  *  *  *

જે જે મનુષ્યના સંસર્ગમાં તમો આવો તેમનામાં શું સારું અને શીખામણ લેવા યોગ્ય છે તથા અનુકરણીય છે તે સદ્ગુણોને માન આપો, ખુશી થાઓ તથા તેનું અનુકરણ કરતાં શીખો.

*  •  *  *

ફક્ત વાંચવું અને લખવું એ કાંઇ શિક્ષણ નથી, કારણ જ્યાં સુધી પ્રાણીમાત્ર ઉપર દયા ભાવ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તે નકામું છે.

•  *  *  *

મારું અંતઃકરણ નિર્મળ છે તેથી મારામાં જે બળ છે તે દશ ઘણું છે.

*  *  *  *

દયા એ ઇશ્વરી અંશ છે અને જ્યારે દયા ન્યાયીપણાના અંશમાં જાય છે ત્યારે ઇશ્વરી સત્તા પ્રમાણે આ પૃથ્વિ ઉપર તેમનામાં સત્તા દૃષ્ટિગોચર થાય છે.

*  *  *  *

ખરેખરું ડહાપણ આત્મ સંયમમાં નથી પણ દરેક નાનામાં નાની વસ્તુમાંથી પૂર્ણ આનંદ ભોગવતાં શીખવું તેમાં છે.

*  *  •  *

શૌર્યહીન મનુષ્યો ઘાતકી હોય છે, પરંતુ શૂરવિર મનુષ્યો દયાવાન હોય છે અને તેઓ કોઇને પણ બચાવવામાં આનંદ માને છે.

*  *  *  •

કોઇ પણ મોટું સત્ય, કોઇ પણ મોટો મનુષ્ય, કોઇ પણ ગૂઢ કાવ્ય, કોઇ પણ મોટી ખુબી અગર કોઇ પણ મોટી વસ્તુની એકજ પળની દૃષ્ટિથી તુલના થઇ શકતીજ નથી.

* * * *

કલાક કિંમતી છે કારણ કે આવતો વખત હજુ તમારા હાથમાં છે, અને ગયા દિવસ પ્રમાણેજ ભવિષ્યમાં શુભની આશા રાખો.

* * * *

અહો અનાદિતા! અમારી નાની જીંદગી એ એક પવનના ઝપાટા જેવી છે, જે આપની કાળીયોને ભાગી નાખે છે અને તેના ખીલતા ફુલોને ધૂળમાં મેળવે છે.

* * * *

તમને શાંતિ આપનાર તમારા સિવાય બીજું કોઇ નથી. આપણા સિદ્ધાન્તોની સફળતા સિવાય તમને શાંતિ આપનાર કોઇ નથી.

* * * *

તીવ્ર દ્વેષબુદ્ધિ ઘણો ઉંડો ઘા પાડે છે. માટે ભૂલી જવું, માફ કરવું, મળી જવું તથા એક બીજાને હળી મળીને રહેવું એ વધારે યોગ્ય છે.

* * * *

---

## हिन्दी पुत्रनो उदगार.

ગઝલ.

હવે જાગો મુજ માતા,
કરો હીંદ તણો ઉદ્ધાર;
હતી શ્રેષ્ટ અવનિ માંય,
દશા થઇ છે હવે હલકિ.
ગયા તૈમુર ગયા નાદીર,
ગયા મોગલ મગા જો:
બ્રિટીશ ન્યાયી તણે રહો;
ચડતિ તુજ નક્કી ભાસે.
ગયા તોફાન સર્વે એ;
હવે આવ્યો સુખિ દિન;
કેળવજો તુજ પુત્રોને,
રૂડી પેરે મુજ માતા.
હવે છે સર્વ સાનુકૂળ,
ચડતી તુજની નક્કી;
રહુ પાચું પ્રભૂ પ્યારા,
દેખાડો એ શુભ દિન.

"જાન"

---

## શ્રી સુદામાપુર ગાયત્રિ મંદિરનું ધર્માદા ફન્ડ.

સર્વે ધર્માનુરાગી મહાશયોને આથી વિદિત કરવામાં આવે છે કે કચ્છ, કાઠિઆવાડ, તથા ગુજરાતમાં **શ્રી ગાયત્રિ માતાનું** મંદિર નહિ હોવાને લીધે અનેક સદ્દગૃહસ્થોની ઇચ્છાનુસાર શ્રી સુદામાપુરી ( પોરબંદર ) મધ્યે શ્રી ગાયત્રિ માતાનું મંદીર બાંધવાના કાર્યનો પ્રારંભ કરવામાં આવેલો છે. તેને માટે શ્રી પોરબંદરના એડમીનીસ્ટ્રેટર **દરબાર શ્રી વાજસુરવાળા સાહેબ** તરફથી શ્રી લંકેશ્વર મહાદેવની, જોડમાં આસરે રૂ. ૩૦૦૦) ની જગા કૃપાની રાહે ધર્માદા આપવામાં આવેલી છે, અને તેના કમ્પાઉન્ડને લગતી દિવાલ મુંબઈના પ્રતિષ્ઠિત ગૃહસ્થ સદ્દગત **શેઠ. વૃન્દાવનદાસ પુરૂષોત્તમદાસના** સત્પુત્રો તરફથી બંધાવી આપવામાં આવી છે. આ ફન્ડના ટ્રેઝરર તરિકે કામ કરવાને **શેઠ ધીરજલાલ વૃન્દાવનદાસ તથા શેઠ. મગનલાલ દલપતરામ** ખખ્ખરે કબુલેલું છે. આ મંદિરને લગતા બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ અર્થે એક **ધર્મશાળા તથા પુસ્તકાલય** પણ સ્થાપવાની આવશ્યકતા છે. એ સર્વેનો અડસટો લગભગ રૂ. ૭૦૦૦) ધારવામાં આવેલો છે. જે કોઇ સખી ગૃહસ્થ રૂ. ૩૫૦) ની ઉમદા સખાવત કરશે તેના નામનો એક ઓરડો બાંધી આપવામાં આવશે. માટે સર્વે ઉદાર ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ ધર્મ કાર્યની અંદર ઉદારદીલથી જો કોઈ મદદ કરશે તો પોતાના દ્રવ્યનો સદ્વ્યય થશે એમાં કઇ સંશય નથી. આ ધર્મ કાર્ય **જોશી હીરજી પ્રભાશંકરે માથે** લીધું છે અને તન મનથી સતત પ્રયાસ કરે છે, અને તેઓનેજ નાણું વસુલ કરવાની અમારા તરફથી સત્તા આપવામાં આવી છે, માટે બીજા કોઇને પણ એ નિમિત્તે આપવું નહિ.

લીઃ સેવકો.

ધીરજલાલ વૃન્દાવનદાસ.
જમનાદાસ માણેકચંદ ગોરા ગાંધી.
મગનલાલ દલપતરામ ખખ્ખર.
નરોત્તમ મનજી.
પ્રભુદાસ ગોકુલદાસ દાક્તર.
ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી વકીલ.
કલ્યાણરાય છબીલદાસ વકીલ.
શા. મોતીચંદ કપુરચંદ ગાંધી.

# આતંક નિગ્રહ ગોળીઓ.

આતંકનિગ્રહ ગોળીઓ આરોગ્યની દેવી છે, પૌષ્ટિક દવાઓની મહારાણી છે. ડાકટરો અને વૈદ્યોનું અમોઘ હથિયાર છે, વીર્યની ઉત્પત્તિનો ઝરો છે, શક્તિનો અખૂટ ખજાનો છે, સ્મરણશક્તિનો સાગર છે, બુઢ્ઢાઓને જુવાનીનો મંત્ર છે, દુખિઓને આશિર્વાદ છે અને ટુંકામાં મનુષ્યમાત્રનું જીવન છે.

ગુમ થએલી યાદદાસ્ત, ગુમ થયેલો મરદાઈ તત્વ, તથા ગુમ થયેલ તાકાતને પાછી મેળવવા માટે, મગજને પુષ્ટિ આપવા માટે, જ્ઞાનતંતુઓને તેજ કરવા માટે, ધાતુવિકારને દૂર કરવા માટે, આતંકનિગ્રહ ગોળીઓ બિનહરીફ ઈલાજ છે.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવીંદજી.

હેડ ઑફીસ—જામનગર કાઠીયાવાડ.

માલેક-આતંકનિગ્રહ ઔષધાલય.

બ્રાંચ મુંબઇ કાલબાદેવીરોડ. પોષ્ટ નંબર ૨

---

સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી
મુક્ત રહેવા માટે મહેરબાની કરી

# "કામશાસ્ત્ર"

નામનું અમારૂં પુસ્તક વાંચો, તે આરોગ્ય, દોલત અને
આબાદીના ઉત્તમ માર્ગો દેખાડનારૂં છે.

૫૨ આવૃતિઓ બહાર પડી આજ સુધીમાં તેની આઠ લાખ કરતાં વધારે પ્રતો વહેંચાઇ ચુકી છે.

તે પુસ્તક

ઈંગ્રેજી, મરાઠી, ગુજરાતી, હીંદી, ઉર્દુ (ગુજરાતી લીપીમાં) તથા ઉર્દુમાં બંગાળી અને તામીલ ભાષામાં તયાર છે.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી

જામનગર કાઠીયાવાડ.

# દાખલો.

અરજદાર હીરજી પ્રભાશંકરની તા. ૨૯-૩-૧૧ ની અરજી નીચે હ. પ. આ. નં. ૪૪૨૦ તા. ૩-૭-૧૧ ની નકલ આપવા હ. પ. આ. નં. ૧૧૯૮ તા. ૨૬-૧૧-૧૧ થી હુકમ થતાં તે હુકમની નકલ. હ. પ. આ નં. ૪૪૨૦

## હુકમ.

અરજદારની માગણી મુજબ સદરહુ જમીન દરબારી મંદીર લક્ષેશર સાથે ભેળવવાની સરતે ગાયત્રી દેવીનું મંદીર બાંધવા માટે ધર્માદા ઉપયોગ અર્થે ધર્માદા તરીકે રાખવા દરજ્જે આપવાનું મંજુર કરવામાં આવે છે. તે ઉપર આ ધર્માદા કાર્ય શીવાય બીજા કોઈનો હક રહેશે નહીં, તેમ તેનો બીજી કોઈ પણ રીતે બીજો કોઈ ઉપયોગ કરી શકશે નહીં.

અરજદાર તે જગ્યાનો કમ્પાઉન્ડ સ્ટેટ તરફથી બંધાવી આપવા માગણી કરે છે તે પ્રમાણે થઇ શકશે નહિ. તે કામ પણ તેણે કરવું જોઇએ. તા. ૩ જુલાઈ ૧૯૧૧ સંવત ૧૯૬૭ ના અશાડ સુદ ૭.

Sd. Vajsurvala.

એડમીનીસ્ટ્રેટર સે. પોરબંદર.

નકલ કરી તા ૨૮-૧૧-૧૧ ખરી નકલ.

સહી______ સહી______

સરવેયર શહેર મામલતદાર.

દાખલો આપવામાં આવે છે કે પોરબંદરના રહીશ જોષી હીરજી પ્રભાશંકર અને શ્રી ગાયત્રી દેવીનું દેવળ બંધાવવા વાસ્તે ફાળો કરવાનો પ્રયત્ન કરે છે. આજ સુધી ફાળાની ભેળી થએલીXXXXરકમ તેમણે સ્ટેટ ત્રીજોરીમાં અનામત જમા કરાવેલી છે. અને હવે પછી જે જે ઉઘરાત ભેળી થાય તે ઉપર મુજબ સ્ટેટ ત્રીજોરીમાં ફાળો એકંદર પુરો થતા સુધી તેઓ અનામત રાખવા ધારે છે. તા. ૧૩-૧૧-૧૧ Sd. Vajsurvala.

સિનીઅર એડમીનીસ્ટ્રેટર. સ્ટ. પોરબંદર.

## ધર્માત્માઓને વિજ્ઞપ્તિ.

શ્રી પોરબંદરમાં શ્રી ગાયત્રી મંદિર બાંધવા માટેના ફંડમાં જે સદ્‌ગૃહસ્થને નાણાં ભરવાનાં હોય તેમણે નીચેને સ્થળે હુંડીથી, મનીઓર્ડરથી અથવા પોતાને સગવડ હોય તે રીતે મોકલી આપવા કૃપા કરવી. નાણા વસૂલ કરવાને જોશી હીરજી પ્રભાશંકરને અમારા તરફથી સત્તા આપવામાં આવી છે, માટે બીજા કોઇને પણ એ નિમિત્તે આપવું નહિ.

શ્રી ગોવિંદજીભાઇ ડાહ્યાભાઇ લાખાણી.

વકીલ. પોરબંદર.

મુંબઈ ખાતે:—

ધિરજલાલ વૃન્દાવનદાસ,

મગનલાલ દલપતરામ ખખ્ખર,

ઠેકાણું:—રાવસાહેબ ખખ્ખર બિલ્ડિંગ્સ. પોર્ટ ગિરગામ—મુંબઈ.

## જુવાની

### રૂસતમી બળ

—અને—

### મરદાઈ તાકાત ગઈ હોય તો

### —એમ. ઈ. હકીમની બનાવેલી—

શક્તિની ગોળીઓ વાપરવામાં બહુજ ઉત્તમ અને ફાયદાકારક છે.

આએ ગોળીના વાપરનારાઓએ તેના ઉત્તમ ગુણોની ખાત્રી કરયા બાદ પોતાના ૯-જારો લાગના વળગનાઓમાં ચાલુ કીધી છે, અને તેને ૫૦ રૂપીઆની માકુતી અને તેવીજ બીજી દવાઓ કરતાં પણ વધારે ફાયદાકારક છે એમ કબુલી ચુકયા છે.

આએ દવા દુન્યાના પ્રખ્યાત ડાકટર લુકમાને હકીમના ઉત્તમ નુસ્કાઓની એક ઉ-ત્તમ બનાવટ છે, માટે વાપરી ખાત્રી કરો.

તમારી જુવાનીપણાની નબળાઇ દુર થશે. ઢીલી પડેલી નસો મજબુત થશે, બીમારીથી લોહી તથા શકતી ઓછી થઇ હશે તો તે શક્તિ વધારશે અને ઓછી યાદશક્તિને ખીલ-વીને મગજની નબળાઇ દુર કરશે. અને તેવાજ બીજા શક્તિને લગતા દરદો માટે બહુજ ઉત્તમ છે, માટે દરેક જણે વાપરવાની ખાસ જરૂર છે, કારણ કે તેથી એક નહિ પણ અનેક સાધારણ દરદો દુર થશે.

૪૦ ગોળીની શીશી ૧ નો રૂ. ૧—પોસ્ટેજ જુદુ.

લખોઃ—એમ. ઈ. હકીમ. સીધપુર—નોર્થ ગુજરાત.

---

## —સફેદ બાલ કાળા કરવા માટે—

### —તદન નવી શોધ—

વેદન કું. નું બનાવેલું.———અતિ ઉત્તમ.

## હેઅર ગ્રૉવર (સોલ્યુશન)

૧૫ દીવસ સુધી બાલ ઉપર નિયમિત લગાડવાથી ગમે તેવા સફેદ બાલ કાળા કરી નાંખશે અને માથામાં પડેલી તાલની જગાએ ફરી બાલ પેદા થશે અને કાળા બાલ ઘડી-ઘડી સફેદ થવાની તમારી બધી પંચાતી દુર થશે એટલે પછી તમે.

જુવાનજ દેખાશો! ખરૂં કે?

આએ સોલ્યુશન તેના ઉત્તમ ગુણ માટે સાધારણ રીતે ઘરેઘર વપરાય છે.

કારણ કે:—તેથી મગજને ઘણીજ ઠંડક મળે છે અને બાલોને નરમ રેશમ જેવા અને ચળકતા બનાવે છે, તો પછી તે કરતાં

**વધારે શું જોઇએ છે?**

કીમત બાટલી એકના રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જુદુ.

લખો—વેદની કું. ખાંડ બજાર, } મુંબઇ

એજન્ટો મેસર્સ દરજી મુળજીની કું. જુમામસજીદ—મુંબઈ.

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ ! ! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળકપણ નહિ નીકળે !

દીનવત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દરમાસે રૂ. ૭ ) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમ્મરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

# श्री भक्त.

अंक १०. चैत्र पूर्णिमा. संवत् १९६९.



नूतन वर्ष.

मनुष्यमात्र-प्राणीमात्र-व्यक्तिमात्रने आ नविन वर्ष भौतिक, दैविक अने आत्मिक सर्वोत्तम अभ्युदयमां स्थापो एवी परमात्माप्रति श्री भक्तनी पुनः पुनः नम्र प्रार्थना छे. अस्तु.

# અનંતતા અને નૂતન વર્ષ.

—ક્રન્દન—

વ્હેલી ઉઠી, માત મીઠી, કાર્યથી છૂટી થાતી;
સ્વબચ્ચા–આ નૂતન વર્ષે, હર્ષ ઘેલી મદાતી. ૧

ઘડી ઘડી જુએ, પુત્રનું મુખ માતા;
ચુમી ચુમી લીએ અનવધિ સુખશાતા. ૨

મીઠી મીઠી નિંદથી પુત્ર જાગે;
તેવે માતા હર્ષથી, આવી આગે. ૩

મીઠા કાલા, બોલથી બાળને એ,
ને ચુમીને ઝાલતી એહને તે. ૪

તૈલાદીથી, બાળના વાળ હોળે,
ને હોળીને, બાળને તેલ ચોળે. ૫

સુગંધીથી, યુક્ત પાણી વડે એ,
ન્હાઇ ધોઇ બાળને સિંચતી તે. ૬

દેવસ્વાને, યાચતી પ્રેમ સાથે;
સુખી હોજે, બાલુડો સર્વ વાતે. ૭

નૂતન વર્ષને દાખી, પ્રેમ ઘેલી માત ક્યાં;
બાષ્પથી ભરી આંખે આશિષો વર્ષાવતી. ૮

## हृदु सारंगी.

ગીતિ— જો આ એકાન્તે ને, નિર્જન સ્થળમાં શાંતિ ભાસ છે,
અનિલ લહરી ઝીણી, મીઠી મીઠી સુખપ્રદ વાય છે.
પશુ પક્ષી સાથે પણ, જાણે ધારી શાંતિ હ્રદયમાં,
ચિન્હ માત્ર તેઓનું, શાંત આ સ્થળ માંહે ન દેખાય.



*Lakshmi Art,—Bombay.*

सतार के हृदसारंगी !!!

પૂર્ણા પણ શાન્તિની, સંગત સૈન્યના દૂર જઈ બેઠા,
શાંતિથી શોભાય, જાણે ના કે ગુફામાં પેઠા !!!
શાંતિ શાંતિ શાંતિ, શાંતિ ચારે દીશામાં દેખી,
થાતા દે વીરા હું, શાંતિભોક્તા આજે તનમનને,
અનુષ્ટુપ— દૂર જો શાંતિ મેળીને, આવતા સુર મીઠડા,
શાંતિને છેડતા તોએ, જાણે શાંતિ પ્રસારતા.

શાંતિમાં શાંતિ રેડીને, પ્રેરતા શાંતિ ખેતડી,
શાંતિ ભેદાતિ ના ભાસે, એમ એ સુર ઉડતા.

વસંતતિલકા—જો જો અરણ્ય તરૂ શ્રી ગિરિરાજ પીઠે,
સુતાંજ સ્વપ્ન અતિ રમ્ય મહિં દીસે છે.
તેને ઉડાડી સુર ગાન મધુર ગાતો,
ગીરી થકી ઉતરીને અહીં આવતો શો ?
તેને અનિ મન દઈ નિરખી રહી શી !
જો જો ગભીર વળી સાદ ઉષા અરેરી.
જો આ અપૂર્વ ઉડતું અતિશે મધુરૂં,
સંગીત ગાજી સ્થળને કરતું અમોલું.

ગરબી— *"સંગીતની અધિદેવી હું અલબેલડી,
વનમાં રાસ રમું સવિલાસ સમીર શુરે લોલ."

ઉપેન્દ્રવજ્રા— જો જો ! સખા ! દિવ્ય પુરૂષ આવે.
સાથે વળી એક સીતાર લાવે.
સૂરો ઉડે એહ સીતારમાંથી,
આવે સખી એહની સાથ ગાતી.
જો જો ! સખા એહનું ગાન થંભ્યું,
થંભ્યું સખી ગાન; પુરૂષ બોલ્યો.

દ્રુત વિલંબિત—મધુર સુન્દરિ ! હેં ચિતડું હર્યું,
હરી લઇ સહસા ×તમતું કર્યું
તમવને મૃદુગાન મચાવીને,
મદી ધૂપી પીધું મ્હેં અભિપાનને.

ગજલ— હતી સીતાર મ્હારી આ,
વીના વ્હાલું કદીયે ના.
થઇ છું હદ સારંગી હું,
હવે આ યંત્ર ભુલી છું.

અનુષ્ટુપ— સીતારી દૂર રાખીને, હદ સારંગી બાથમાં,
લેઇને પ્રેમી ઉભો જો, ચેતી જો મ્હારી સાથમાં.

વડોદરા. ૧૬-૩-૧૯૧૩. —કુન્દન—

---

* હૃદય વીણા. × હૈડું.

# श्री भक्तना अधिपतिने पत्रो.*

પ્રિય અધિપતિ;

"પૃથ્વીના પડમાં" એ લેખ ગયા વર્ષના ફાલ્ગુનના અંકમાં છપાયા પછી થોડાજ સમયમાં લોકવાયકામાં કહેવાતા પૃથ્વીના પડ અર્થાત્ પાતાલપ્રદેશ અમેરિકામાં મારે જવાનો સુયોગ પ્રાપ્ત થતાં તે સમયે જણાવેલાં વચનો અનુસાર આખા પ્રવાસના હેવાલના વિચારો તથા સાહિત્ય સંકલનામાં ગોઠવાયા પછી યોગ્ય રૂપમાં તેમને લેખમાં ઉતારવાનો આરંભ ચાલુ ફાલ્ગુનના અંકમાં કરતાં મને ઘણો આનંદ થાય છે.

હું આશા રાખું છું કે પ્રતિ માસે તમને ચાલુ લેખ લખી મોકલી આપવા હું શક્તિવાન થઇશ. એજ.

લિ૦ તમારો સ્નેહાધિન. ગોવર્ધન.

## મેહેરબાન શ્રીભકત સચિત્ર માસકના અધિપતિ સાહેબ.

અમદાવાદ.

આપના પ્રસિદ્ધ લોકમાન્ય માસિકમાં અમદાવાદ જીલ્લામાં આવેલા પ્રાંતીજ તાલુકામાં પ્રાંતીજ નજીક થોડા માઇલ પર આવેલા શ્રી સાભ્રમતિ નદિના પૂર્વ કિનારા પર આવેલા શ્રી ગલતેશ્વર મહાદેવના પૂણ્ય ક્ષેત્રમાં મહારૂદ્ર કરવામાં આવનાર છે તે સંબંધમાં બે અંકમાં જાહેર પ્રજાની જાણ માટે લખવામાં આવ્યું છે તેને માટે અમે આપનો ઉપકાર માનીએ છીએ.

યજ્ઞસમારંભનું કાર્ય જુદી જુદી દિશામાં અત્યંત ઉત્સાહ અને શક્તિભાવ સાથે કરવામાં આવે છે તે સાથેની હકીકતો પરથી આપના જાણવામાં આવશે.

આ યજ્ઞ સંબંધમાં પ્રથમ વિચાર મોજે કતપુર તાલુકે પ્રાંતીજના મઠમાંથી વસુધાનંદજી બ્રહ્માનંદજીના ધાર્મિક અંતઃકરણમાં લોકકલ્યાણની લાગણીને લીધે પ્રકટયો હતો. આ વાતને આપ અને અત્રના સંભાવિત ધાર્મિક સજ્જનો આગળ કરવામાં આવતાં સર્વ તરફથી તેમાં સહાય કરવામાં આવશે એમ સમજવામાં આવવાથી પ્રાંતીજ કમાલપુર વગેરે ગામોના આગેવાન પાટીદારો તથા પ્રાંતીજના શાહુકારો તથા બીજા સર્વો તરફથી વખાણવા જેવો પ્રયત્ન આરંભવામાં આવેલો છે.

મહાત્મા શ્રી વસુધાનંદજી પોતાની સાથે અત્રના રા. રા. જેઠાલાલ ધીરજલાલને લઈ મુંબાઈ પધાર્યા છે અને આશા છે કે તેમને મુંબાઈની પ્રજા તરફથી સારી સહાય મળશે.

અત્રના પાટીદારોનાં બાવન તથા બેતાલીસ ગામનાં ગોળોમાં પણ જુદા જુદા પવિત્ર સાધુ અને સંતો તથા દયાળુ બ્રહ્મદેવો દ્વારા પ્રયત્ન ચાલી રહ્યો છે અને તેમાં શ્રી શંકરની દયાથી પુષ્કળ મદદ મળવાના સંભવો છે.

અત્યાર સુધીમાં ૪૦–૫૦ ગામોમાંથી ૬૦–૭૦ મણ ઘીની વ્યવસ્થા થઇ છે અને હજુ ૪૦–૫૦ ગામો બાકી છે, તેથી ત્યાંથી તેટલુંજ બીજું ઘી થવાના સંભવો છે. સાથેના લીસ્ટમાં જણાવવામાં આવ્યું છે, તે પ્રમાણે તે તે ગામમાંથી ઘીની વ્યવસ્થાય થઇ છે, છતાં હજુ તે ગામના જેજે ધર્માત્મા પાટીદારો તથા ધર્માત્મા પટલાણીઓને આપવાનું બાકી હશે તે પણ વધારામાં આપશે જેથી યજ્ઞકાર્યમાં ઘી સંબંધી શ્રી શંકરની કૃપાથી સર્વ વ્યવસ્થા થઇ જશે.

* આપનો લેખ ચૈત્રમાં છપાશે છે. અધિપતિ:

યજ્ઞસમારંભ માટે શરીર મહેનતની જરૂર પડશે, તે બધી વર્ણના મહેનત કરનાર ભક્તો ભક્તિભાવથી આપશે.

યજ્ઞ માટે હુત દ્રવ્યો–હોમવવાના પદાર્થો અને બ્રહ્મ ભોજન, દક્ષિણા––સાધુસંત, મહાત્માઓ, યોગ્ય–વિદ્વાન બ્રાહ્મણો અને અન્ય શાહુકારોને આમંત્રણથી બોલાવવામાં આવશે. તેમના સન્માન માટે ખરચની જરૂર રહેશે. આ તાલુકા અને આસપાસના તાલુકામાં આવેલા ધર્માત્મા ઠાકોર સાહેબોને પણ આ મહાયજ્ઞમાં પધારવા આમંત્રણ કરવામાં આવશે. વળી સરકારી અમલદારો વગેરે પણ મહેરબાની કરી આ યજ્ઞના સમારંભમાં પધારવા કૃપા કરશે. જેથી આ સઘળાં કાર્યોને પહોંચી વળાય તેટલા માટે ખર્ચવાના નાણાંની જરૂર રહેશે.

આશા છે કે પાટીદાર વર્ગ તરફથી જેવો ઉદારતા ભર્યો ભાગ ભજવ્યો છે તેટલીજ ઉદારતા બીજી ધર્માચરણી કોમો તરફથી પણ બતાવવામાં આવશે.

સર્વે દાન આપનાર સદ્‌ગૃહસ્થોને વિનંતી કે તેમણે પહોંચ લેવા કૃપા કરવી, અને તે પહોંચની નકલ ટ્રેઝરરો તરફ પહોંચ આપનાર સત્વર મોકલાવે તે માટે વિજ્ઞપ્તિ કરવી.

આ સાથે આ કાર્યના કામો માટે જે વ્યવસ્થા કરવામાં આવી છે તે હકીકત મોકલી છે તે આપના માસિકમાં પ્રસિદ્ધ કરી અમારા કામને ઉત્તેજન આપશો. લી૦ આપના.

| | |
|---|---|
| પટેલ રણછોડ બહેચર | પટેલ નાગરભાઇ હરિદાસ |
| પરિ માણેકલાલ મફતલાલ | પટેલ જેસંગ શંભુદાસ |
| | પંડિત અમથાલાલ નારણભાઇ |

## શ્રી ગલતેશ્વર મહારુદ્ર જનરલ કમિટિ.

પ્રેસીડન્ટ.

### શ્રીયુત્ જમીયતરામ લક્ષ્મીરામ પંડિત

અધિપતિ અને પ્રકાશક શ્રીભક્ત.

અમદાવાદ.

વાઇસ પ્રેસીડન્ટ.

### દેસાઇ નાનાલાલ કુબેરભાઇ.

કોન્સીલીએટર.

પ્રાંતિજ.

| | |
|---|---|
| પટેલ. માધવજી પુંજાભાઇ. | કમાલપુર. |
| પટેલ. માધવજી અમીચંદ. | પ્રાંતિજ. |
| **ટ્રેઝરર્સ.** | " |
| પરી. ગોવર્ધનભાઇ ચિમનલાલ | પ્રાંતિજ. |
| પરી ઘેલાભાઇ કેશવલાલ | " |
| પટેલ જેચંદ ગાયચંદ | કમાલપુર. |
| પટેલ. છગન ઉજમદાસ | પ્રાંતિજ |
| **સેક્રેટરીઓ.** | " |
| પરિ. માણેકલાલ મફતલાલ | પ્રાંતિજ. |
| પંડિત. અમથાલાલ નારણજી | " |
| પટેલ. નાગરભાઇ હીરાદાસ | " |
| પટેલ. જેસંગ શંભુદાસ | " |
| પટેલ રણછોડ બહેચર | કમાલપુર |

*આ સિવાય જુદાં જુદાં કામો માટે કારોબારી કમિટિઓ નિમવામાં આવી છે

* આ મહારુદ્ર સંબંધી બીજી હકીકત આરંભમાં છાપેલી છે.

# मारी दुनियानी मुसाफरी.

## MY TRIP ROUND THE WORLD.

### શરૂઆતના શબ્દો.

" The man who gleans his all from books
May gain a knowledge great;
But the man who learns by travel,
Is the one who is up-to-date."

× × × ×

" Travel is the key that unlocks Nature's heart and reveals her secrets; and when accompained by a keen and close observation, becomes one of man's highest accomplishments. "



દરતમાં રહેલા વિવિધ જ્ઞાનના ભંડારનાં દ્વારને ખુલ્લાં કરનારૂં સાધન જુદા જુદા પ્રદેશનો પ્રવાસ છે. ઉંડું નિરીક્ષણ કરવાની શક્તિ, ધૈર્ય, સહનશીલતા, સમયસૂચકતા, વિલક્ષણ પ્રસંગો અને અનુભવોમાં મનના સમતોલ ( Balance of mind ) વાળી વિચાર વ્યવસ્થા, ઉત્તમ અનુકરણ શક્તિ ( quick imitatutive power ) અને સાહસિક સ્વભાવપૂર્વક ખેડાયલા લાંબા પ્રવાસો માનસ ભૂમિકામાં અગત્યના ઉપયોગી ફેરફારો કરી હૃદયને વજ્રમય બનાવે છે.

પશ્ચિમના દેશોમાં જે કેળવણી, શોધો તથા પ્રગતિમય સુધારો ( advanced civilization ) હાલના સમયમાં ચાલી રહેલાં છે તથા જેની ભિન્ન ભિન્ન પ્રકારની અસરો વિવિધ દેશોમાં પ્રસરી રહેલી છે તેનો અનુભવ થોડા ઘણા અંશમાં પ્રત્યેકને જાણીતો છે.

આવા કેટલાક પ્રદેશોમાં ગયા વર્ષમાં પ્રવાસ કરવાનો પ્રસંગ મને મળેલો હોવાથી ત્યાંના સંબંધમાં મારા જે જે ઉપયોગી અનુભવો તથા વિચારો થયેલા છે તેનું વર્ણન આ લેખમાં જણાવવું યોગ્ય ગણ્યું છે.

આ સ્થળે વાચક વર્ગને સ્વાભાવિક જીજ્ઞાસા થશે કે આ લેખમાં કેવી જાતની બાબતો આવવાની હશે તથા કેવા રૂપમાં આવવાની હશે. આ જીજ્ઞાસાને કંઇક અંશમાં તૃપ્ત કરવા માટે હાલ મારી સંકલના જે ધોરણ ઉપર ગોઠવવા હું શક્તિવાન થયો છું તેનું સામાન્ય સ્વરૂપ (general idea) નીચે પ્રમાણે જણાવવામાં આવે છે.

મારો પ્રવાસ ઇંગ્લાંડ (England), અમેરિકા (America) હવાઇના ટાપુ (Hawai), જપાન (Japan), ચીન (China) સ્ટ્રેટ્સ સેટલમેન્ટસ (Straits Settlements) અને સીલોન (Ceylon) વગેરે દેશો તથા પ્રદેશોના કેટલાક ભાગમાં ખેડાયો છે. આ દેશો તથા પ્રદેશોમાં હિંદુ મુસાફર તરીકે વનસ્પતિ અને ફળાહાર (Vegetable and Fruit diet)થી મારો નિભાવ હું કરી શક્યો હતો તેથી ભવિષ્યના કોઇ પણ પ્રવાસીનો માર્ગ સુગમ થાય એ અર્થે આ લેખમાં જુદી જુદી સ્ટીમ નેવીગેશન કંપનીઓ (Steam navigation Company's) તરફથી મને કેવી જાતની સગવડ મળી શકી હતી, ઇંગ્લાંડ અને અમેરિકામાં આહાર માટે મને કેવા કેવા અનુભવો થયા હતા અને શરીરનું આરોગ્ય મેં ભિન્ન ભિન્ન નિયમો અને વિચારોથી કેવી રીતે સાચવી રાખ્યું હતું એ વગેરે બાબતોને તે તે પ્રસંગે કેટલાક વિસ્તારથી ચર્ચવાનું યોગ્ય ગણ્યું છે.

આ ઉપરાંત જે અંશમાં મારી માનસ શક્તિઓ કેળવાઇ છે તેના આધારથી આ દેશો તથા પ્રદેશોના જે જે ભાગ મેં જાતે જોયા છે તેનાં વર્ણનો, તે તે પ્રદેશમાં ગણાતાં મુખ્ય જોવા લાયક સ્થાનો, તેની ખુબીઓ (Beauties) અને તેમાં મળેલા અનુભવોનો કેટલોક ચિતાર આપવાનું મેં ધાર્યું છે.

જુદા જુદા દેશના રીત રીવાજો તથા ઉત્સવો, તે તે દેશોનાં પ્રવાસનાં તથા હરવા ફરવાનાં સાધનો, નાટકો, ખેલો, વિહાર સ્થાનો, ભવ્ય મકાનો, ખેતીવાડીના દેખાવો, વ્યાપારો વગેરેના મારા નિરીક્ષણના વિચારો ટીકાઓ (criticisms) તથા હસવા લાયક અનુભવોને રસમય શૈલીથી વાચક વર્ગના ઉપયોગ અર્થે લખી શકાય એ અર્થે મેં મારી નોંધ પોથીમાં પણ ટાંચણ કરી લીધું છે તથા જરૂરનાં પુસ્તકો, ચિત્ર અને છબીઓ પણ લીધેલી છે; એ સર્વ સાહિત્યની મદદથી આ લેખનો વિવિધતા (Variety) તથા રસમયતા (Interest)થી હાલની કેટલીક પાશ્ચિમાત્ય લેખન શૈલીના ઉપયોગપૂર્વક લખવાની હું આશા રાખું છું.

સુશિક્ષીત પુરૂષો, વિદ્યાર્થીઓ તથા સ્ત્રીઓ સરળતાથી સમજી શકે એવા આશયથી બનતા પ્રયત્ને સરળ સાદી અને રસિક ભાષામાં લખવાનો નિશ્ચય કરવામાં આવેલો હોવાથી કોઇ કોઇ સ્થળે જણાતા તેવા દોષો પ્રતિ હાલનો કેળવાયલો વિદ્વાન્ વર્ગ ઉપેક્ષા કરશે એવી આશા રાખવામાં આવેછે.

ગો૦ દો૦

# અમૃત.*

૧૮

દાનવના ને દેવના, મર્ત્યલોક તણા પણ;
મુક્ત થઇને ઋણથી, વળ્યા પાછા રામચન્દ્ર,
શેષ, શત્રુઘ્ન, ભરત, અને એ વણ મંડલ;
સહે રામ, સીતા માત–અવનીના આદર્શ શાં.

લલિત આ સૌ લાડીલાં ફૂલડાં શાં પ્રફુલિત,
આવ્યાં અવધ પુરીમાં, વ્હાલાં પૂરણ પુનિત.

પગલે આ પુણ્યાત્મના, પીયૂષ ઢોળાયું પૂરે;
" શ્વેત ચન્દનીનો રસ, પેઠો લાડીલાં ઉરે !"

કરે કો સ્નાન એ વિષે, દીસે કરતા પાન કો;
ક્રિડા કોની અભિનવ, લહે દેવી અનુભવ,

વરુણ ન્હાવા ઊતર્યાં કે શું ? અત્ર એવી બીના.
કરીને દેવ ડોકિયાં, વિલોકે નવલી લીલા.

પામી અને માહા શુદ્ધ કરતા, વૃષ્ટિ પુષ્પની;
સઘળે કલ્લોલ કેવળ, છાયા ન પડે શોકની.

* * *

સમૂહ સકળ સંચર્યો; પછી રામ સભા વિષે;
મધ્યે ગુરુશ્રી વસીષ્ટ, હતા ઉચ્ચ સિંહાસને,

(જેમ) વ્યોમે સોમ, પૂઠે બધા રહિયાળા ઉડુગણ;
ભાઇ, બન્ધુ, માત સીત, રામ એક સમીવક !

સુગ્રીવ, જામ્બુવાનને, અંગદ વીર મારુત;
હતા [1]વ્યાકુળ પ્રેમથી, ઉતરેલા ફળ શાં મુખ,

રે ! રે ! પ્રેમાગ્ની ! ન શું, પ્રેમીને કદી હારનો;
હારે એથી તો વધુ, સત્યાજ હેતું ભાગનો !

જવાનું ના રૂચે કોને, રહેલા જોડ રામશું;
દૈવી શીખ રામે દીધી, ચાંખ્યા સહુને પ્રાણશું,

અગ્નિના તાપ પ્રાબલ્યે, શ્રી બિન્દુ ભીંજ્યાં ઉર;
માતાએ પસરાવી સીત, અને વ્યાધિ કરી દૂર.

વધુમાં; આવ્યું સ્મૃતિમાં–મારુતને કથવા કેઃ;
" વીરા ! જઉં વારી તને, તારી તો હું ઋણી થઇ,

"પ્રૌઢ પરાક્રમ તણો, વાળું બદલો શી રીતે !
" લોપે લે આ હાર દઇ, લહીશ હું લ્હાવો ચિત્તે. "

કહીને કંઠ ધરે તવ, ઝીલ્યો કરમાં મારુતે;
અને કિમ્મતિ મૌક્તિક, લાગ્યો ભાગવા મુષ્ટિકે !

---

* રાવણનો પરાજય કરી રામચન્દ્ર સકુટુમ્બ પાછા વળે છે, ત્યાંથી કાવ્યની શરૂઆત થાય છે; ભાવાર્થ સંક્ષિપ્તમાં છે. પણ સ્પષ્ટ છે, અમૃત ક્યાં છે ? એ કાવ્ય રચવાનો મૂળ રસ કવીશ્વર દયારામભાઇના સંસ્પામાંથી લીધેલો છે.

૧. હવે વિયોગ થવાનો જાણીને.

શું આ ? કેમ ! પ્રયોજન, હવી-સ્તબ્ધ બધી પ્રજા;
યથા તસ્વીર, પાડવા ચિતારો નવ હોય ત્યાં !

પછી આપ પ્રદર્શિત, હેતુ હનુમંતે કર્યો;
" મોંઘેરાં મૌક્તિકમાં રામ રૂપ ન નીકળ્યાં."

તજ્યો હાર તિરસ્કારી, દૃષ્ટિ રામ પ્રતિ કરી;
" વસ્તુ આપ વિના વૃથા, આપજ સર્વસ્વ હરિ !

"દીધો હારપ્રફુલ્લ થઇ, નીરસ કિન્તુ નીવડ્યો;
" તદા આપનું આપો તો વિજ્ઞાપના સુણો પ્રભો ! "

વદ્યા રામ પ્રફુલ્લ થઇ, મલકાવીને મુખડું;
" અહો, તે નિકટ છતાં, ભૂલી કરતો માગણી !

" યથા છાયા પળે પૂઠે, તેમ હું તુંમાં વસ્યો;
" યાચના મેં જાણી તુજ, ઉરે ઉર સન્દેહ શ્યો ! "

હૈડું હનુમાને ચીર્યું, પલળી પૂરા પ્રેમથી;
પ્રતીતિ સમ્પૂર્ણ થઇ, દેખી રામ વસ્યા હૃદે, !

" વારે ! જાઉં વારી વારા ! ભક્તિ તો તારીજ ધન્ય !
" તન્મયતા, શ્રદ્ધા, સ્મરણ, શક્તિતો તારીજ ધન્ય !

સીતા વદ્યાં ' હરિજનો, આવા ન્હેવરાવે સુધા;
સુધા ક્યાંઇ નથી દૂરે, ભક્તોમાંજ પીયુષજ છે. "

અતિશયોક્તિ સ્તુતિમાં, લાગી અંગદને અને–
ઉચ્ચર્યો–"ધન્ય મારુત, પણ – સુધા તો સ્ત્રી આનને ! "

" પીયુષ તો સ્વર્ગેજ છે, નહિ સ્ત્રીના અધરપર;
કિંવા ભક્ત સહે, " શેષાઅવતારી લક્ષ્મણ,

શત્રુઘ્ન વદતા વળી, " સુધા તો સાગર વિષે ; "
ભાવ ભિન્ન ભરતનો " સુધા શશાંકમાં દિસે ! "

મતાન્તર આ છેદવા, કરે રામ નિકાલ શો ?
તે જોવા આતુર સૌ, સભા સ્નેહી સહોદર.

* * *

પછી પ્રેમ સ્વરૂપ જે, કોઇલા શ્રી રઘુવીર;
રેડે રસ બીજાં ઉરે, ઝરે જેમ ઝરો શપે.

સ્ત્રી નેજ હોઠ હોય જો સુધા, ન તો મરે પતિ;
" તથા, ન સ્વર્ગ માંહિ, કેમકે પુન થતી ગતિ !

" સલિલ ઉદધિનું કેમ ખારૂં છે ? સુધા જતાં !
" નથી તહીં–શશાંક માંય,–રોગી છે શશાંક જો !

" ભલે લઢ્યા અસુર સાથ, અમૃતાર્થે દેવતા;
" ન ઉપયોગ યોગ્ય કિંતુ એહ આયુતા હતા.

" વિચારી આમ ઇશ્વરે. સીંચ્યું પીયુષ ભક્તમાં;
" અનેક તેથી, એકથી, થતા અમર્ત્ય, જગતમાં !

છીપીચાલી મુબાઇ તા ૨–૩–૧૩ કેશવ. હ–શેઠ. ઉમરેઠ.

પ્રમાણિક;—

# “ स्वप्न सृष्टिमां स्नेह झरण. ”

પસારી પાંખો આ ધવળ હિમગિરિ નભ ઉડે,
અડે આભો સાથે ભૂતળ ખગ સંયોગજ કરે;
હતી હો ત્યાં દેવી પરમ રતિરૂપે વિચરતી,
ઉભી શૃંગો આમે સકળ જગનો ભાસ કરતી.

ધરી દ્રષ્ટિ ઉંચી લલિત વદના કાંક વદતી;
વિભૂની લીલામાં પરમ રત થૈ દેવી રમતી,
વિચારોની ધારા ઝરણ રસયે અંતર વહે,
ઉરે સિંચી સિંચી ધવળ સઘળું અંતર ઠરે;

વિશુદ્ધ્યે પુષ્પો નવીન ઉપન્યાં જે હૃદનરે,
ઘણાં પ્રેમે બાળા ચરણ કરતી નિજ હૃદયે.

કુસુમો કુમળાં લઇ હાર કીધા, મનરંજન કાજ સમીપ લીધા;
અતિ શુષ્ક વળી કરમાઇ જતી, કુમળી કળી એક વિશીર્ણ થતી.

મુખ મ્લાન થયું કરમાઇ ગયું, ફુલ યોજક તંતુ સરી પડીયું;
નમણાં ફુલડાં ચરણે પડીયાં, વળી થંભી ગ્યાં રમણી ઉરમાં.

એકાદ પુષ્પ કરમાઇ જતું નિહાળી,
કાં દ્વેષ ઉર ધરતી મતિ મંદ મ્હારી !
શંકા ધરી મનનથી મન શાન્ત થાએ;
ગ્રંથેલ હાર રમણી નિજકોટ પાસે;

નીચે જુએ જળજતું સરિતા પ્રવાહે,
પાગે ભરાય ગિરિને કુડાળે;
ગંભિર સુંદર સરોવર ત્યાં ભરાયું;
વ્હેતું નવીન ઝરણું કરી મૂળ ત્યાંથી.

પડતી જળ ધાર ઉરે સરવાં, લહરી વહતી જળમાં ઘગમાં;
પ્રસરી જળસંચય સદ્ય વધ્યો, તરનાં પ્રતિબિંબ ઉરે ધરતો.

તરગુલ્મ બને તરુ દીર્ઘ બને, જળની લહરી પર નાચતું એ;
ગિરિ શૃંગ ઉભી નિરખે તરુણી, હરિની રચના હૃદયે ધરતી.

જળ મધ્ય દીઠું શશીઆજ સત્વાં, પ્રતિબિંબ રૂપે ધરી પૂર્ણકળા;
ઘડીમાં વિલસે ઘડીમાં વિરમે, નિજરૂપ વિરૂપ બને બનવે.

લહરી પર સ્વાર બની વિચરે; ક્ષણમાં જળ અંતરમાંજ ફરે;
વિધવિધ રૂપે રમતો ભમતો, શશીરાજ રચે નિજ રાસ રૂડે.

વિસ્તારેલ વિશાળ કેશ કરમાં યોગેશ્વરી જે ઉભી,
શોધે કાં નિજઇષ્ટને મથી પછી ચોપાસ દ્રષ્ટિ કરી:

શ્રૃંગે ઉર્મી નમાવી ઇન્દુ મુખતે કો સ્નેહિની ઉત્સુકી,
એકાએક નિમગ્ન હર્ષબનતી જાણે સતીને પતિ.

સારંગી સ્વરને વહી અનિળજે કર્ણે ઉભો દેહીને;
ખીલેલા કુસુમો વડે ઉજવીયો સ્નેહી તણા સ્નેહિને,
સારંગી આલાપ વહન કરી દ્રષ્ટિ સ્થળે જઇ સ્હડી.
નૌકામાં પ્રિયને દીઠું લળી લળી રોમાંચ આલ્હાદથી!

શ્રૃંગે વિમાન હતકે નિજ પાંખ હોતે,
સ્નેહિ સખી ન પળ એક જરૂર ખોતે !
કૂદો ભરે સર તટે જઇ પોચવાને,
ભૂમિ પડે ઝટ ઉભી થઇ દોટ કાઢે.

આવી ઉભી સર તટે પતિનાવ દીઠું,
દ્રષ્ટિ વડે પિયૂષ દર્શન પાન કીધું;
પ્રેમાળ પાન્થ નિજનાવ સમીપ લાવી,
આનંદ ગોઠ કરતાં રસિકે વધાવી.

ભેટી પ્રિયે રસિકને હ્રદયે વિંટાઇ,
મીઠી ઘડી ઉત્સવની પળરૂપ આવી;
કાન્તા કપોળ પિયુને અધરે ધરાયું,
પ્રેમીજને ઉભયનું રસપાન કીધું.

"ગુણવંત"

---

# ગ્રંથ સત્કાર:—

( શ્રીયુત ચંદુલાલ. દોલપુર ફાર્મ; વડાગામ. )

**પ્રાણાયામ ભાગ ૧ લો**—કર્તા શ્રીયુત મણુશંકર નરભેરામ વ્યાસ. તંત્રી "ચંદ્રપ્રકાશ" સુરત. મુલ્ય આઠઆના. શારિરિક, માનસિક અને આત્મિક ઉન્નતિમાં પ્રાણાયામની કેટલી આવશ્યકતા છે તે વિષે ઘણું ઘણું બોલવામાં અને લખવામાં આવ્યું છે. પરંતુ સામાન્ય જનસમાજ વ્યવહારિક ઉપયોગમાં લઇ શકે અને પ્રાણાયામ યથાર્થ રીતે કરી શકે તે માટે સમજ આપનારૂં સરલ અને શુદ્ધ ગુજરાતીમાં લખાયેલું તો આ પહેલુંજ પુસ્તક છે. ઘણા વિદ્વાનોએ અને યોગાભ્યાસીઓએ પ્રાણાયામને યોગના એક અંગ તરીકે યોગના ગ્રંથોમાં વિસ્તારથી સમજાવ્યું છે. પરંતુ અભ્યાસકને સાદી અને સરલ ભાષામાં વ્યવહારૂ માર્ગ બતાવે તેવું તો આ એકજ પુસ્તક છે અને તેથીજ તે આદરને પાત્ર છે. કર્તાનો જનસમાજની ઉન્નતિ અર્થેનો આવો પ્રયત્ન સ્તુતિને પાત્ર છે. ગુજરાતી સાહિત્યમાં આવાં પુસ્તકો વધુ પ્રમાણમાં બહાર પાડવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. કર્તા આ પુસ્તકનો દ્વિતીય ભાગ સત્વર પ્રકટ કરી જનસમાજને આભારી કરશે.

**બાલ સમિન્ત્ર**—લેખક શ્રીયુત હરિલાલ ચુનિલાલ કાગળવાળા. વડોદરા કિંમત ૦-૨-૦. હાલમાં બાળકો જાતે વાંચીને સમજી શકે તેવું નતિક અને ધાર્મિક તત્વોવાળું

સાદી અને સરળ ભાષામાં લખેલું સાહિત્ય તૈયાર કરવા કેળવણીના હિમાયતીઓ વારંવાર ભલામણ કરી રહ્યા છે અને બાળશિક્ષણ માટે થોડાં કીંડર ગાર્ટનની રૂઢીનાં પુસ્તકો થયાં પણ છે, પરંતુ એ દિશામાં હજુ ઘણું કરવાનું બાકી છે. શ્રી શ્વેતાંબર મૂર્તિપૂજક અધિકારી વર્ગના પરમ પૂજ્ય સદ્ગુરૂ શ્રીમાન ઉપેન્દ્ર ભગવાને બાળકોનો બન્ધુ એ નામનું માસિક શરૂ કરી દીધું છે. તેમાં સાદી અને સરળ ભાષામાં સામાન્ય જ્ઞાનવાળાં બાળકો સમજી શકે તેવી રમુજી વાર્તાઓ અને લેખો આવે છે. તે વાંચનાં બાળકોને જ્ઞાન સાથે આનંદ પ્રાપ્ત થાય છે અને આપણા ગુજરાતિ સાહિત્યની મોટી ખામી દૂર કરવા માટેનો તેઓશ્રીનો આ પ્રયત્ન પ્રશંસા પાત્ર છે. તે માસિક એક બાળકોનેજ ઉપયોગી થાય છે એમ નથી, પરંતુ મનુષ્ય માત્ર ઘણી બાબતોમાં બાળક જેવોજ હોવાથી તેને પણ ઘણુંજ ઉપયોગી થઇ પડે છે. આવા અરસામાં શ્રીયુત કામદારનો આ લઘુ પ્રયત્ન પણ ખાસ આદરને પાત્ર છે. તે વિશેષ પ્રશંસનિય તો તેટલાજ માટે છે કે તે પુસ્તકમાં બાળકોને નિત્યનાં સવારથી સાંજ સુધીનાં કર્તવ્યો રમત ગમત સાથે કેવી રીતે કરવાં તે ઘણીજ સાદી અને સરળ ભાષામાં આનંદજનક બોધક ટુંકી વાર્તાઓમાં સમજાવેલાં છે. બાળકોને ઉપયોગી થઇ પડે તેવાં લઘુ પુસ્તકોમાં આ પુસ્તક પહેલ વહેલુંજ લેખાશે. તેમના તરફથી બાળકો માટેનું સાહિત્ય જેટલા વધુ પ્રમાણમાં બહાર પાડવામાં આવશે તેટલું તે ઉપયોગી થઇ પડશે. અમે ઇચ્છીએ છીએ કે આ લઘુ પુસ્તક દરેક કુટુંબોમાં દરેક બાળકના હાથમાં હોય અને તેનો સદુપયોગ વડીલોની મદદ વડે કરવામાં આવે. આજનાં બાળકો ભવિષ્યના મહાન પુરૂષો થવાની યોગ્યતા પ્રાપ્ત કરી શકે છે, એ વાતનું વિસ્મરણ થવું જોઇતું નથી. બાળકો માટે પુસ્તકો તૈયાર કરવાં એ કાર્ય વિદ્વાનોને માટે પણ એવું કહીશુ નથી, તેમ છતાં આ યુવાન લેખક શ્રીયુત કામદારે પોતાના સદ્ગુરૂશ્રીની કૃપા અને ભક્તિથી પ્રાપ્ત થએલા વિકાસ વડે આ સહજ પ્રયત્ન કર્યો છે આ વાર્તા પુસ્તક વાંચનાં જરૂર આવ્યા વગર રહે તેમ નથી.

ઝેરી જાનવરના ડંખના તાત્કાળિક ઇલાજો, જુદાં જુદાં પુસ્તકો ઉપરથી સંગ્રહ કરનાર, દીનદયાળુ દાદાભાઇ દોરડી, પ્રકટ કર્તા ગોરખા ગ્રંથ પ્રચારક મંડળી પી. ઓ. મસ્જીદ, મુંબાઇ.

આ મહાન અમુલ્ય અને અદ્વિતીય ગ્રંથ જનસમાજની સેવા અર્થે પ્રકટ કરનાર મંડળીના શીરનામે ફક્ત પોસ્ટેજ માટે એક આનાની ટીકીટ મોકલવાથી બહારગામ વાળા, ગામમાં રહેનારાઓને મફત મોકલી આપવામાં આવે છે. આ ગ્રંથમાં કુતરું, હડકાયું કુતરૂ, વીંછી, નાગ, સાપ, વિગેરે ઝેરી જાનવરના ડંખ ઉપરના તાત્કાળિક સચોટ અસર કરનાર મંત્રો તથા દવાના ઉપાયો જણાવેલા છે. આ પુસ્તક સવાસો પાનાનું ઘણીજ જીવનભર ઉપયોગી હકીકતથી ભરપુર છે અને જન સમાજની અતી સર્વોત્તમ રીતે સેવાર્થે જનસમાજને આભારી કરી છે. ભાષા ઘણીજ સરળ અને સાદી છે, દરેક કોમ, હિંદુ મુસલમાન, પારસી વિગેરે સૌ સમજી શકે તેવી છે અને તેથી તે સર્વને સરખી રીતે ઉપયોગી છે

## નડિયાદ હિંદુ અનાથાશ્રમનો સને ૧૯૧૧-૧૨ નો વાર્ષિક રીપોર્ટ.

આખા હિંદુસ્તાનમાં ગુજરાત દયા અને દાન ધર્મમાં આગળ છે એમ ગણીએ તો તે અતિશયોક્તિ ભરેલું લેખાશે નહિ. વખત જમાનામાં ગુજરાતના ક્ષત્રી રાજાઓ અને

હિંદુ શેઠીયાઓના કરોડો અબ્જો અબજો રૂપિયાનાં દાન ધર્મ જગતમાં મશહુર છે અને હાલમાં પણ જેમની માતૃ ભાષા ગુજરાતી છે તેવા પારસી ગૃહસ્થ સર જમશેદજી જીજીભાઇ; મી. તાતા વિગેરેની લાખોની સખાવત જગ જાહેર છે. વળી મી. વાડીયાની એક કરોડ રૂપિયાની સખાવત તેટલીજ મશહુર છે. મી. પ્રેમચંદ રાયચંદની પોણા કરોડની સખાવત પણ તેટલીજ તાજી છે અને છેવટની સર ચિનુભાઈ દાનેશ્વરીની સખાવતથી ભાગ્યેજ કોઇ અજાણ હશે, ગુજરાતમાં આવા મહાન્ જગત મશહુર દાનેશ્વરીઓ છતાં અફ્સોસ સાથે જણાવવું પડે છે કે હજુ તે સખીમરદોનો હાથ હિંદુ અનાથાશ્રમ પ્રતિ લંબાયો નથી. નડિયાદ હિંદુ અનાથાશ્રમ નજીવી મદદથી જે ભારે કાર્ય બજાવે જાય છે તે માટે તે સંસ્થા ધન્યવાદને પાત્ર છે.

માબાપ વગરના અનાથ બાળકો અને બાળકીઓ, લુલાં લંગડાં અને આંધળાંનું આશ્રમસ્થાન ગુજરાતની પુણ્ય ભૂમિમાં મદદની તંગીને લીધે અનેક અડચણો ભોગવે તે ઓછું શોકપ્રદ નથી; છતાં જે અસાધારણ વિજય નડિયાદ હિંદુ અનાથાશ્રમે મેળવ્યો છે તેને માટે તેના બાહોશ અને વિદ્વાન મંત્રી ગોકળદાસ દ્વારકાંદાસ તલાટી બી. એ. એલ. એલ. બી. અને વ્યવસ્થાપક મંડળનેજ સઘળું માન ઘટે છે. આ વાર્ષિક રીપોર્ટમાં બે માસના નિરાધાર અનાથ બાળકોનો ફોટો જોઇ કયું જન હૃદય દયાની લાગણીથી પીગળ્યા વગર રહેશે ! રીપોર્ટમાંનો અપંગ અને આંધળા અનાથોના ગ્રુપનો ફોટો પણ તેટલીજ દયાની લાગણી પ્રકટાવે છે. છેવટે આશા છે કે, આવતા વાર્ષિક રીપોર્ટમાં આ અનાથાશ્રમને ઉદાર શ્રીમાનો તરફથી ખાસ સંગીન મદદ મળેલી જોઇ તેની નોંધ લેવાની ઉત્તમ તક મળશે. એવી અમે આશા રાખીએ છીએ. અમારી પ્રાર્થના છે કે દરેક જન હૃદયમાં અને ખાસ કરી દાનેશ્વરીઓમાં આવાં અનાથો માટે દયાની લાગણી વધુ અને વધૂ પ્રમાણમાં પ્રકટો.

**ધન્વન્તરી.** આ અતિ ઉપયોગી માસિકના આદ્ય ઉત્પાદક ડૉ. મંજુલાલ એમ. સી. પી. એસ. એમ. સી. એચ. સી. (કલકત્તા) તંત્રી. ભોગીલાલ ત્રીકમલાલ વકીલ ફેલો-આફ્ધી આયુર્વેદિક યુનીવરસીટી. મું. **વિસનગર.**

આ માસિક વૈદકીય વિષયો ખાસ કરીને સહેલી અને સરળ ભાષામાં ચર્ચે છે તેમાં પ્રાચીન આયુર્વેદ, પાશ્ચિમાત્ય, ડાક્ટરી વિદ્યા, નવીન નેચરોપથી વિગેરે વિષયો આવે છે. મેકનોથેરેપી જેવા અગત્યના વિષયો તેમજ માનસ શાસ્ત્ર કુદરતી રોગોપચાર ગ્રંથમાળા વિગેરે અસંખ્ય ઉપયોગી વિષયો આવે છે. જો દરેક વિષય ઉપર નોંધ લેવામાં આવે તો નાનું પુસ્તક તૈયાર થાય. સ્થળ સંકોચને લીધે અત્ર એટલુંજ કહેવું બસ થઇ પડશે કે આ પ્રખ્યાત માસિકમાં બાહોશ ડૉક્ટર મહાદેવ પ્રસાદ ઇ. એમ. ઇ. એન. ડી. એમ. એન એસ. એ. નવજીવનાલયના પ્રોપ્રાયટરના ઘણાખરા વિદ્વતા ભર્યા અતિ ઉપયોગી લેખો આવે છે. ખાસ વિશેષતા એ છે કે તંત્રી જે ઘણી ખરી શારિરીક આરોગ્યતાને માટે કસરતો વિષે લખે છે તે પ્રથમ જાતે અજમાવીને તે વિષે પોતાની ખાત્રી કરીને પછી તે પોતાના માસિકમાં દાખલ કરે છે. આરોગ્યને ઇચ્છનાર પ્રત્યેક વાચકે આ માસિકના ગ્રાહક થઇ તેનો સદુપયોગ કરવો જોઇએ.

કલ્પાંત કર્યું. જેનો દેવ રૂઠયો તેને રૂદન સિવાય અન્ય શું ! રડીને હું થાકી. શોક સાગરમાં વૃત્તિ લીન થઇ. તેમની પ્રતિમા વૃત્તિ આગળ ખડી થઇ. પ્રેમથી વાતો કરવા માંડી. એટલામાં સ્મરણ થઇ આવ્યું હોય તેમ અને તે સાંભળતા ન હોય તેમ વૃત્તિ કરૂણા સ્વરે ગાવા લાગી કે,

'હૃદયની વાત ક્યાં કહેવી, બધિર જ્યાં શ્રવણ કરનારો;
બધિર જ્યાં શ્રવણ કરનારો, શુણે શો શબ્દ ત્યાં મારો.'

એમ ગાતાં ગાતાં શાંત થઇ ફરીથી થોડી વારે આશ્વાસન લેવા માટે વૃત્તિએ શરૂ કર્યું.

'કંઇ આત્મા નથી બહેરો, કંઈ આતમા ન આંધેરો,
નથી ત્યાં કોઇનો પહેરો, ત્યાં થજો (આ) શબ્દ ટંકારો;—'
"તું ઉપર પ્રાણ ઓવારૂં, હૃદય તુજમય થયું મારૂં,
સદા કલ્યાણ હો તારૂં, નથી હુંથી તું કદી ન્યારો."

આમ શોકના અપાર સાગરમાં ડૂબી ગએલી હું રહવારમાં પાછી દુઃખનો અનુભવ કરવા જાગ્રત થઇ; વળી વિચાર થયો કે પ્રાણ ત્યાગ કરૂં તો આ સમય દુઃખનો અંત આવે. પેલી પારસણે પ્રાસલેટ છાંટી બળી મરી દેહ ત્યાગ કર્યો તથા એક બ્રાહ્મણી પતિ પાછળ નદીમાં ઝંપલાવી સતી થઇ તેજ પ્રમાણે હું પણ કરૂં તો શું ખોટું ? થોડી પળમાં બાણના કાદમ્બરીનાં વાક્ય દૃષ્ટિગોચર થયાં.

यदुपरते भर्तरि प्राणाःपरित्यज्यन्ते तन्मौढ्यम् । उत्तरा विराटदुहिता बालिका विनयवतीधीमतीविक्रान्ते च पञ्चत्वमभिमन्यावुपगतेऽपि प्राणान्न जहौ । अन्या अपि सहस्रशः कन्यका अभर्तृपत्यो जाताःसत्यो जीवितानि न तत्यजुरिति श्रूयते ।

* * *

अत्रहिविचार्यमाणे स्वार्थ एव प्राणपरित्यागोऽयम सह्यशोकवेदना प्रतीकारत्वादात्मनः । उपरतस्य तु न कमपिगुणमावहति । न तावत्तस्यायं प्रत्युज्जीवनोपायो न धर्मोपचयकारणं न शुभलोकोपार्जनहेतुर्न निरयपातप्रतीकारो, न दर्शनो पाय न परस्परसमागम निमित्तम् । अन्यामेव स्वकर्मफलपरिपाकोचितामसाववशोनीयते भूमिमसावप्यात्मघातिनः केवलमेनसासंयुज्यते ।

આવા આવા અનેકાનેક વિચાર કરી અંતે હું શાંત થઇ; અને 'પ્રભુને ગમે તે ધર્મે સર્વ રહેવું' એમ મન સાથે નક્કી કરી અને 'પ્રભુજી રાખે તેમ રહેવું તે ધર્મ મન્ત્ર' સ્વીકારી, 'પડ કહે તો સામટી પડ' એમ ધારી 'પ્રભુએ સધવા ન રાખી તે વિધવા' એ સૂત્રાનુસાર પ્રભુ ભક્તિ પૂર્વક વિધવા જીવન ગાળવા સજ્જ થઇ.

## પ્રકરણ ૩ જું.

કેટલાક દિવસ સુધી ખાનપાન કશું મને રૂચ્યું નહિ. હું બહાવરી અને બ્હેબાકળી બની બેસી રહેતી અને પ્રસંગોપાત્ત રડતી હતી. વળી ક્વચિત્ શ્રીમાન ત્રિધરંજનું **સર્વસ્થિતિમાં પ્રસન્નતા સેવ્ય છે** ભજન ગાઇ મનમાં હિંમત રાખતી હતી.

'હો ને ત્રિવિધ વ્યાધિ શરીરમાં આવી ઘર કરીને રહે,
'હો ને મળેલી સર્વ સંપદ અન્ય સ્થળમાંહિ વહે;
'હો સામ ઉદધિ સૂકાય, હો બ્રહ્માંડ આખું ગડગડે,
તો પણ આત્મ સ્વરૂપ અવલોકી, મુખથી મલક મલક હસીએ.' પ્રસમ૦

કાળ ક્રમે મન શાંત થયું અને દુઃખનું વિસ્મરણ થયું. હવે સંસ્કૃત અભ્યાસ મેં વધારવા માંડ્યો. ધીમે ધીમે આગળ જીવન કેમ વ્યતીત કરવું તે સંબંધી વિચાર હું કરવા લાગી. વિધવાઓની સ્થિતિનું હું બારીકાઈથી નિરીક્ષણ કરવા લાગી. મને માલુમ પડ્યું કે સામાન્યતઃ સોએ ૭૫ વિધવાઓ પીયેરમાં રહી માતાપિતા તથા ભાઈભોજાઈને સાપના ભારા સમાન થઈ પડે છે. જરાક કંઇ ઓછું પડતાં તાગો કરી તેમને સતાવે છે, અને બ્રહ્મચર્યનું પાલન થવાથી તેમની શારીરિક અને માનસિક સ્થિતિ સુધરે એમ છે, પરંતુ કલેશમાંજ તેઓ સદાકાળ રહેવાથી પોતાના પિંડને પીડે છે તથા સગાં સંબંધીઓને પણ મહાપીડા આપે છે. કેટલીક વિધવાઓ બાહ્ય આડંબર વધારી ભક્તિનો ઢોંગ કરી જરા જરામાં ચાડીઓ કરે છે. કેટલીક નષ્ટ નિર્લજ થઇ સ્વચ્છંદાચારી અને દુરાચારી નિવડી માતાપિતા અને પતિનામને કલંકિત કરે છે. કેટલીક સ્વાર્થપરાયણ થઇ નિર્દયાવસ્થામાં જીવન ગુજારે છે. ટુંકામાં અનેક વિધવાઓ પોતાનું અમૂલ્ય જીવન એળે ગુમાવે છે. દીર્ઘ વિચાર કરી મને એમ થયું કે આ બધી વિધવાઓને યોગ્યમાર્ગે શિક્ષણ આપવામાં તો જન સમાજને કેટલો લાભ થાય! હિંદુ સમાજમાં સ્ત્રીઓની કેવી અધમ સ્થિતિ છે. કેળવણીનો આટલો પ્રચાર છતાં, સ્ત્રીઓ પ્રતિ સન્માન દૃષ્ટિ રાખવાનું કહેવા છતાં તેમના પ્રતિ કેવું વર્તન ચલાવવામાં આવે છે. સંસારમાં લાયકનેજ લાયક માન આપવામાં આવે છે. જ્યાં સુધી સ્ત્રીઓ પોતાની સ્થિતિ સુધારશે નહિ અને પોતે જાતેજ કંઇ કરી બતાવશે નહિ અને પોતાનામાં પણ મહાન કાર્ય કરવાની શક્તિ છે એમ બતાવી આપશે નહિ ત્યાં સુધી હિંદુ સંસારમાં સ્ત્રીઓ પ્રતિ સન્માનની આશાનો અભાવજ રહેવાનો. શોચનીય તો એ છે કે જે એવાં મહાન કાર્યો કરી બતાવે એવી સ્થિતિમાં છે એવી વંધ્યા સ્ત્રીઓ પ્રજા પાછળ વલખાં મારી બાવા જોગીઓને સેવવામાં, મંતર જંતર કરવામાં, દવાદારૂ કરવામાં અને વિધવા સ્ત્રીઓ ઇશ્વર ભક્તિના ખાલી ઢોંગમાં સ્વાર્થ અને કલ્યાણને નામે સંબંધીઓને ત્રાસ આપવામાંજ આયુષ્ય વ્યતીત કરે છે માટે ઇશ્વરે જેમને બુદ્ધિ આપી છે અને સ્થિતિ આપી છે તેનો લાભ લેઇ હિંદુ સમાજની સેવા કરવાની સેવિકાઓ તૈયાર કરવા યોજના કરું તો ઠીક. કવિ નાનાલાલ ખરુંજ કહે છે કે,

'હા! સો વિધવા ધર્મ દીક્ષા લેજો,
મ્હારે દેશ સાધ્વીઓનાં વન વાધે.'

આપ્યા આમાં પણ ઇષ્ટ કૃપાથી અમને વિજય મળ્યો પછી અમે મોટી યોજના મહાવિદ્વાન પુરૂષોની સંમતિથી ઘડી કાઢી; અને તે નીચે મુજબ હતી.

૧. ગુજરાતી નિશાળના પ્રથમના ચાર ધોરણોમાં સ્ત્રી શિક્ષકો રાખવા: છોકરા અને છોકરીઓને સાથે શિક્ષણ આપવું. કસરત અને રમતોમાં બંનેને જુદા રાખવા. નિશાળનો વખત સ્વારમાં ૭ થી ૧૦ અને સાંજના ૩ થી ૫ રાખવો.

૨. ઉપલા ધોરણોમાં પાસ થએલી છોકરીઓને અનુકુળ પડે તે માટે ઉપલા ધોરણોમાં નિશાળનો સમય ૧ થી ૪ રાખવો; તેમાં સામાન્ય રીતે ભરવું, ગુંથવું, સીવવું, રાંધવું, ફુલોના હાર કલગીઓ વિગેરે બનાવવું, માખણ અને ઘી બનાવતા શીખવવું; સાદી ગૃહ વ્યવસ્થા, લીપવું, સાફ રાખવું અને સાધારણ રીતે શણગારવું; અઠવાડીઆમાં એક દિવસ સાંજે ફરવા જવું; સ્ત્રી ઉપયોગી કસરતો અને સૃષ્ટિ સૌન્દર્ય શીખવવું; બીજા ઘણાખરા વિષયો છોકરાઓના અભ્યાસક્રમનેજ લગતા પણ ઓછા પ્રમાણમાં. આ ચાર વર્ષનો અભ્યાસક્રમ.

, ધોરણોમાં પાસ થએલી છોકરીઓને સગવડ સાધન અને અવકાશ હોય તો તેમને માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ. સામાન્ય અંગ્રેજી અંકગણિત, બીજગણીત અને ભૂમિતિ; વિવિધ પ્રકારના પાક અને રસોઈ, બાલસંરક્ષણ, આરોગ્યવિદ્યા, સામાન્ય રોગ અને તેના ઉપચાર; સહેજ સંસ્કૃત અને ગુજરાતી ધર્મના ગ્રંથ. આમાં પાસ થએલી સ્ત્રીઓને સર્ટીફિકેટ આપવું.

૪. ઉપલું સર્ટીફિકેટ મેળવેલી સ્ત્રીઓમાંથી જે કાયમ પરમાર્થ કરવાની અભિલાષા હોય અથવા જ્ઞાનવૃદ્ધિ માટે ઉત્સુક હોય તેમને માટે ત્રણ વર્ષનો અભ્યાસક્રમ ઠરાવવામાં આવ્યો હતો. રોગો, તેની ચિકિત્સા, દરદીઓની ચાકરી, દાયણનું કાર્ય, ઉત્તમોત્તમ સતી સ્ત્રીઓનાં ચારિત્ર્યની કથા, ઢોર અને છોડની ઉછેર, તેમની કેળવણી, શારીરિક શાસ્ત્ર વિગેરે નો એક વિભાગ બનાવ્યો હતો.

અર્થ શાસ્ત્ર, રામાયણ, મહાભારત, સુપ્રસિદ્ધ સ્ત્રીઓનાં ચારિત્ર, ભગવદ્‌ગીતા, પંચદશી, હિંદુસંસાર અર્વાચીન અને પ્રાચીન, સ્ત્રીધર્મ વિગેરેનો દ્વિતીય વિભાગ હતો. આ અભ્યાસ માટે સ્ત્રીઓને વસતિગૃહમાં રહેવાની આવશ્યકતા રાખી હતી. આ અભ્યાસ માટે ડીગ્રી આપવાની હતી.

૫. યુરોપ અમેરિકા જાપાનાદિ દેશોમાં જઇ ભણતર કરી શકે એવી પુખ્ત વયની સ્ત્રીઓને માટે બે વર્ષનો અભ્યાસક્રમ રાખવો એવો નિર્ણય કરવામાં આવ્યો હતો.

સ્ત્રીઓ માટે દરેક પુસ્તક ખાસ તૈયાર કરવામાં આવ્યું હતું. ચાલુ શિક્ષણ પદ્ધતિમાં તો પુરૂષ માટે તૈયાર કરેલો અભ્યાસક્રમ સ્ત્રીઓને લાગુ કરવામાં મહા ભૂલ કરી છે. સ્ત્રીઓના આખી વિચાર, ભાવ અને સ્વભાવમાં અયોગ્ય ફેરફાર થાય છે અમારો વિચાર સ્ત્રીત્વનો વિકાસ કરવાનો હતો.

પહેલી બે યોજનાઓ અમલમાં આવી ગઈ છે. અન્ય ધીમે ધીમે આવનાર છે. આ કાર્ય પ્રસંગે મારે વારંવાર મુસાફરીએ જવું પડતું હતું. એક સમયે એક મહા વૃદ્ધ યોગીની મારે મુલાકાત થઈ, તેમણે મને એક મંત્રનો જાપ અહર્નિશ કરવા ઉપદેશ આપ્યો. મારૂં મન હવે કંઈ વિરક્તાવસ્થા તરફ દોરવાયું હતું કારણ કે અનેક મનુષ્યોના સમાગમમાં આવવાથી મને તેમના પ્રપંચનું કંઈ જ્ઞાન થયું હતું અને થોડીઘણી હું તેમનાથી કંટાળી હતી અને તેમાં આ મહાત્માના દર્શનથી અને ઉપદેશથી મારી વૃત્તિચાંચલ્ય થોડી ઘણું સ્થિર થઈ, અને આ કાર્ય આગળ ક્યાં સુધી કયી કરવું એ વિષે મને ઘણા વિચાર ઉત્પન્ન થતા હતા; હું તેમનું સમાધાન કરી શાંત કરતી હતી. એક દિવસ જાપ જપતાં નિરતિશય શાંતિમાં પ્રવેશ કરી ગઈ હોઉં એવું ભાન થયું; અને એક ધીમો શાંત સ્વર એમ કહેતો સંભળાયો કે 'તું કાશ્મીર દેશના પાણ્ડુર ગામનો મહા પ્રસિદ્ધ પંડિત પૂર્વ જન્મમાં હતો. 'વિધવાઓની સ્થિતિ કેમ સુધરે' એ વિષય પર આપણું ભાષણ અપાતું હતું એવી એક સભામાં તું હાજર હતો. એકાએક હૃદય બંધ થવાથી તારો અવસાન થયો. મરણ સમયે જેવી મતિ તેવી ગતિ તે અનુસાર તારો જન્મ સ્ત્રી યોનિમાં થયો છે. આ કર્મભૂમિમાં કર્મયોગી થવામાંજ સુખ છે; પારમાર્થિક કાર્યો કરતાં કરતાં આત્મકલ્યાણ સાધવાનું છે અને એજ શ્રેષ્ઠ માર્ગ છે. માટે તેં આ શ્રેષ્ઠ કાર્ય ઉપાડ્યું છે તે પૂર્ણ ઉત્સાહથી પૂર્ણ કરી વિજય મેળવ અને પરિણામે વૃત્તિ આત્મામાં સ્થિર કરી પરમાત્મામાં લીન થા. ઇશ્વર તને સર્વ વાતે સાનુકૂળ છે; માટે ધૈર્ય ધર અને ખંતથી કાર્ય કર. ઇશ્વર તારી સર્વ અભિલાષા સિદ્ધ કરો.' એમ થતાં મારી આંખ ઉઘડી ગઈ. ટપાલમાં ઓલીવીઆનો પત્ર આવ્યો. તેણીના પતિએ તેના છુટાછેડા (Divorce) કર્યા છે; અને તે ઉત્સાહથી મારા કાર્યમાં સહાય કરવા ઇચ્છે છે, આ પણ એક શુકન થયા એમ જાણી હું ખુશ થઈ. હવે મારી રોષિની અટકાવું છું. હાલ તો આ મારું કાર્યવૃક્ષ ખુબ ફાલો અને તેના શાખાઓ દેશના દરેક ગામ અને શહેરમાં પ્રસરો એજ પ્રાર્થના. ઇશ્વરેચ્છા તો મારૂં કાર્ય આગળ કેમ ચાલે છે અને નભે છે તે આપને જણાવીશ.

મનોરાજ્યના આ તરંગો વાંચી સ્ત્રી પુરૂષોને આનંદની દેસીમાં રાખો એજ અંતિમ ઇચ્છા.

---

આ માસિક સંબંધમાં સઘળી જાતનો પત્રવ્યવહાર નીચેને નામે કરવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. મનીઑર્ડરો પણ તેજ સરનામે મોકલવા.

જમીયતરામ લક્ષ્મીરામ પંડિત.
અધિપતિ અને પ્રકાશક.
શ્રીભક્ત ઑફિસ.
અમદાવાદ.

# अनहद प्रेम.

ગઝલ.

પદ પંકજે પડ્યો પ્રિયા, ગુલામ પ્રેમનો.
રૂચ્યો ન પ્રેમ પંથ, જગત નીતિ નેમનો. ૧
યોગ્યને અયોગ્ય જ્યાં ન ભાસ હૃદયને,
ગુલતાન જ્ઞાન ધન સમાન સાક્ષિ ભોગનો. ૨
નહિ દેહની દરકાર કાર જગત કયમ ધરૂં;
ઉપાધિને અડું ન નિત્ય, સંગી સત્યનો. ૩
ઇચ્છા વિરામ ઠામ, ઠામ ક્યાં બીજે જરી,
ઇચ્છા વિરોધિ વિશ્વમાં રમું શું ? જન્મનો. ૪
અકીર્તિ કીર્તિ રૂપ કલા ધારી સંગમાં,
ક્ષય વૃદ્ધિ એ અનાદિ પ્રેમ પંથ સાંપડ્યો. ૫
દિલ દાહને ઉત્સાહને ઉર વાહ, શું કરૂં !
જ્યાં દાહને ઉત્સાહ છે પ્રવાહ નેત્રનો. ૬
ઇચ્છું ન ઉર વિષ્ણુ, બ્રહ્મ, સ્વર્ગ લોકને,
પકડું, સ્પૃહા, વળી લંટાવું. અંશ દુઃખનો. ૭
ક્યાં ઝેર અમલ નેત્રમાં અચળ દિસે અમી;
નમી ગમી ખમી ખરી પિછો અનંગનો. ૮
પુરાણ પંડિતો કુરાન કાજિ ન્યાયિ ન્યાય,
ભલે બધાં વદે હું બાજિ તારીમાં પડ્યો. ૯
કહિ અંત છે, અનંત પ્યાર કેમ છુટશે ?
દિનનો નથી દુકાળ કાળ છે દિદારનો. ૧૦
સુધા થકી તું શુદ્ધ શુદ્ધ તું સમતા સુધા,
સુધાથી શાંતિકાળ ના મળે અનંતનો. ૧૧
આ વર્ણું છે ઉપાધિ શુદ્ધ ભાસના થતો,
ત્રિકાળની હણી ઉપાધી શુદ્ધ ભાસજો. ૧૨
અનંત વિશ્વ, કાળ પણ અનંતમાં ભમ્યો,
નમ્યો ન ક્યાંઇ તો અનંત કાળ ક્યાં અડ્યો ! ૧૩
નિંદા સ્તુતિ સમાન જ્યાં અપમાન માનના,
દિદારમાં દિલદાર દીવાનો થઇ ભમ્યો. ૧૪
તજવાનું ફક્ત કષ્ટ મહાન સુખ મીલનમાં,
થયું કષ્ટ નષ્ટ મીલન સુખ તું રૂપે મળ્યો. ૧૫
રૂચે હવે ન ભાસ હું સુખ કપાસ ક્યાં કરૂં ?
લ્હેરી હણ્યો વિનાશ, જો પ્રકાશ સાંપડ્યો. ૧૬

"લીલુ નિરંજન."

# " आपणा आह्निक अेटले नित्यकर्मनी उपयोगीता अने आवश्यकता."

( ડૉ. મહાદેવપ્રસાદ ભોગીલાલ બી. એમ. બી. એન. ડી. ન્યુયોર્ક. )

**સંસ્કારી હૃદયોનું ખેંચાણ ઐહિક આનંદ કરતાં પારમાર્થિક આનંદ તરફ વધારે રહે છે.**

ચૈત્ર માસમાં નાગરોના ઇષ્ટ-ઉપાસ્ય દેવ પરમ-યોગીશ્વર શ્રી હાટકેશ્વર ભગવાનના ઉત્સવનો બહુ માંગલિક પ્રસંગ આવે છે. બીજા સાંસારિક શુભ કાર્યો જેવાં કે લગ્નાદિના દિવસોમાં આપણને જેટલો આનંદ થાય છે, તે કરતાં અનવધિ શુભ વધારે હર્ષ આવા ઉત્સવને પ્રસંગે આપણા સર્વના અંતઃકરણમાં સ્વાભાવિક રીતે સ્ફુરી આવે છે; એજ બતાવી આપે છે કે ઐહિક સુખો કરતાં પારમાર્થિક આનંદ તરફ આપણાં શુભ સંસ્કારી અંતઃકરણો વધારે ખેંચાય છે. કારણ કે સ્વરૂપનિરીક્ષણ કરવાના સ્વભાવવાળા સર્વને ઉપરથી જોતાં તો, પોતાનાં અંતઃકરણો, સંસારની ક્ષણિક વસ્તુઓ વિષેની અસંખ્ય લાલસાઓથી ઉભરાઈ જતાં લાગે છે, તો પણ જરા શાંત થતાં અંતઃકરણના ઊંડાણમાંથી ઝીણો છતાં ગંભીર નાદ સ્પષ્ટ રીતે નિકળતો સંભળાય છે કે.

**ઐહિક સુખો પ્રાપ્ત છતાં ધર્મમાં નિશ્ચલતા નહોય તો તે સુખો વૃથા છે.**

चला लक्ष्मीश्चला प्राणाः
चलौ जीवीत यौवनं ।
चला चलेह संसारे
धर्म एको हि निश्चलः ॥

અર્થાત્ લક્ષ્મી આજ છે ને કાલ નથી, પ્રાણ પણ અસ્થિર છે, જીવન અને યૌવન પણ લાંબો સમય ટકનાર નથી, એકંદરે સારો સંસાર સરવાના-વહી જવાના સ્વભાવનો છે. આ કારણથી જ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમચ્છંકરાચાર્ય માયામાં લુબ્ધ થતા આપણા મનને સન્માર્ગે દોરવા ઠપકો આપતાં કહે છે કે:—

अनर्घ्याणि रत्नानि मुक्तानि सम्यक् ।
समालिंगिता कामिनी यामिनीषु ॥
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नम् ।
ततः किं ततः किं ततः किं ततः किम्

એટલે કે " તમને મહા મુલ્યવાન રત્નો પ્રાપ્ત હોય અને અત્યંત મોહક વૈભવ પણ હોય છતાં જો તમારૂં મન શ્રી સદ્ગુરૂ-ઉપાસ્યદેવનાં ચરણ કમળને વિષે લાગ્યું નહિ તો એ બધા વૈભવ અને એ બધાં સુખ શા કામનાં ! અર્થાત્ તે સર્વ મિથ્યા છે."

વળી તેઓ શ્રી કહે છે કે—

विदेशेषु मान्यः स्वदेशेषु धन्यः ।
सदाचार नित्यः सुवृत्तिर्नधान्यः ॥ गुरो०

એટલે કે " જો કોઈ પરદેશને વિષે માન્ય થયો હોય, સ્વદેશને વિષે ધન્ય ગણાતો હોય, નિત્ય સદાચાર પાળતો હોય, અને તેના જેવો સદાચાર વાળો બીજો નહિ હોય પરંતુ જો તેનું મન શ્રીઇષ્ટના ચરણકમળને વિષે ન લાગ્યું તો પછી આ બધું શું કામનું અર્થાત સર્વ નકામું છે. "

**મનુષ્યજન્મ માત્ર ઇંદ્રિઓને પોષવા-નેમાટે નથી પણ પારમાર્થીક હેતુ સિદ્ધ કરવાને માટે છે. ઇંદ્રિઓ પોષવા માટેતો પશુ શરીરજ બસ છે.**

આવો સદ્બોધ જે લોકોના અંતઃકરણોને સચોટ લાગ્યો હોય છે તેઓ સમજી શકે છે કે મનુષ્ય જીવનનો હેતુ માત્ર ઇંદ્રીય ભોગને અર્થે નથી પરંતુ કોઇ ઉચ્ચ હેતુને માટે છે. માત્ર ઇંદ્રિય સુખની જ જેઓને તીવ્ર અભિલાષા હોય તેઓને માટે તો મનુષ્યના શરીર કરતો પશુનું શરીર વધારે માફક આવે છે. કારણ કે પશુઓને ભુત, ભવિષ્ય કે વર્તમાન કાળની ચિંતાથી બળવાનું હોતું નથી, તેઓને દ્રવ્ય કમાવાની કે તેને ચોરોના ભાયથી રક્ષવાની ફીકર રાખવી પડતી નથી. તેમને ધર્મનીતિ કે સરકારના કાયદા બંધન કર્તા નથી; આ વગેરે અનેક કારણોથી ઇંદ્રિયજન્ય સુખો પશુઓ અને જાનવરો જેટલા ઉંડા રસપૂર્વક ભોગવી શકે તેટલા રસ પૂર્વક મનુષ્યો કદી પણ ભોગવી શકતા નથી. આ કારણથી જેઓને જન્મીને માત્ર વિવિધ પ્રકારનાં શારીરિક સુખોજ ભોગવ્યા કરવાની ઇચ્છા છે તેઓને મારી નમ્ર સૂચના છે કે આપને માટે તો પશુ શરીરજ વધારે અનુકૂળ છે. બાકી જો તમારે માત્ર ઐહિક સુખોથી

**જો મનુષ્ય જન્મ સાર્થક કરવો હોય તો વૃત્તિઓને વિષય વિમુખ કરી શ્રીહાટક મણિની સન્મુખ કરવાની છે.**

સંતોષ નહિ માનતાં કોઇ વધારે સારી વસ્તુઓ પ્રાપ્ત કરવી હોય; જો તમારે વધારે સ્થાયી અને ઉચ્ચતર આનંદ ભોગવવો હોય; જો તમારે જાતે સુખી થઈ બીજાઓને પણ સુખી કરવાનો નિર્દોષ આનંદ ભોગવવો હોય; જો તમારે ઘાણીના બળદની પેઠે આ અસાર સંસાર ચક્રના ચોરાશી લક્ષ ફેરા ફરવામાંથી છુટવાની ઇચ્છા હોય, અથવા ટુંકામાં કહીયે તો મનુષ્ય જન્મને સાર્થક કરી આપ્તકામ થઇ રહેવું હોય તો. વિવિધ વિષયોમાં વહેતી તમારી વૃત્તિઓને જરા પાછી ખેંચી, પરમ કલ્યાણ શીવરૂપ શ્રી હાટકમણિના ચરણારવિંદમાં તમારા મનને સમર્પણ કરો ! તેમની મંગળમૂર્તિનું અહર્નિશ ધ્યાન કરો. જુઓ, જરા પાછા વળો, શાન્ત થાઓ, અંતરમાં ઉતરો, તથા ઘડીભર શિવ સાનિધ્યના અપૂર્વ આનંદનો આસ્વાદ લ્યો. નીચેના શ્લોકમાં વર્ણવેલા તેમના અપુર્વ સ્વરૂપનું ધ્યાન કરતા તે શ્લોકના અક્ષરે અક્ષરમાં રહેલા શુદ્ધ અર્થને લક્ષમાં આણોઃ—

ब्रह्मानंदं परम सुखदं केवलं ज्ञानमूर्तिम् ,
द्वंद्वाऽतीतं गगनसदृशं तत्त्वमस्यादि लक्ष्यम् ;
एकं नित्यं विमलमचलं सर्वधीः साक्षिभूतम् ,
नीत्यं शुद्धं त्रिगुण रहितं सद्गुरुं त्वामनमामि.

બાપ્પો ! કાળ વિપરિત આવ્યો છે. મનુષ્યોના મન ઉપર ફરી વળેલું માયાનું આવરણ વધારે ને વધારે ગાઢું થતું જાય છે. Mon become so much absorbed

in the wonderful creation about them, that they forget the God of that creation altogether. મનુષ્યો પોતાની આસપાસની ચમત્કારપૂર્ણ સૃષ્ટિમાં એટલા તો દિનપ્રતિદિન લુબ્ધ થતા જાય છે કે તેઓ મુદ્દતાથી આ અદ્ભુત સૃષ્ટિના સરજનહાર શ્રી પ્રભુને છેકજ વિસરી જાય છે. આપણી આજુ બાજુનું વાતાવરણ ઝડપથી જડતા ધારણ કરતું જાય છે. ઇશ્વરવાદને સ્થાને જડવાદ દુનિયામાં ઉંડી જડો નાંખતો જાય છે. કળીયુગના કાળા હાથ આપણી આસપાસ ફરી વળવા લાગ્યા છે ! ભાઇઓ, જરા આંખ ઉઘાડીને જુઓ કે સમય કેવો વિપરીત આવ્યો છે ! આચાર અને ધર્મનો કેવો લોપ થઇ જવા લાગ્યો છે ! થોડો ઘણો જે ધર્મ દેખાય છે તે માત્ર શબ્દોમાં અને બ્હારનો છે. સાંપ્રતકાળની વિચિત્રતાનું વર્ણન કરતાં અમેરિકાદિ દેશોમાં પણ પ્રસિદ્ધ થયેલા આપણા હીંદુ સન્યાસી " બાબા ભારતી " ઇંગ્રેજી ભાષામાં કહે છે કેઃ—

**વર્તમાન જમાનાનું સ્વરૂપ ભયંકર થતું આવ્યું છે.**

Look at the state of human Society at this moment, particularly that portion of it which is governed by the ideas of what is boastfully called "civilization"! Look at the external results of the internal influence of this civilization! Material pleasure to comfort has become the very ideal of life for its average votary. All—almost all—are ever rushing on the path of securing the means for that one end. And in that mad rush they are jostling, hustling, hating, abusing, cheating, killing & destroying one another physically & morally. In that mad rush for that one goal, in that selfish fight & quarrel, out of the exhaustion brought on by the efforts of that bushling hustling, they have no time or opportunity or inclination to think of anything which has no immediate concern with that utterly material aim of life. They have no time to think of their mind, much less of their soul, which most of them have abolished as a delusion, and an obstacle in the way of material success. They have even no time to loop up into the blue heavens during night or during day, to look at the beauties of the stars & the moon, muchless to think of what they are & if they have any relation with them. Material interests are fast taking the place of natural lone & affection. Husbands and wives are fighting with each other, sons and daughters are ignoring and disobeying their parents; masters and servants have no other regard, for each other than that inspired by personal gain; they are always trying to cheat instead of helping each other. Members of communities are

divided against each other and only seemingly united for the sake of selfish ends. Society exists only in name. Envey, malice, greed, selfishness, conceit having gained predominance in all, have split society into units!"

અહો ! કેવું ભયંકર ચિત્ર, કેવો વિપરીત કાળ ! શાસ્ત્રમાં કહ્યું છે કે:—

कृते धर्म्मश्चतुष्पाद स्त्रेतायां पाद हीनकः ।
द्विपादो द्वापरे देवि ! पाद मात्रं कलौयुगे ॥

શ્રીશંકર ભગવાન પાર્વતીજીને કહે છે કે—

" હે દેવિ ! સત્યુગમાં ધર્મના ચાર ચરણ હતા. ત્રેતામાં એક ચરણ હીન થયો, દ્વાપરમાં ધર્મના બે ચરણ રહ્યા, અને કલિયુગમાં ધર્મનો માત્ર એક ચરણ રહેશે. " અરે, દુર્ભાગ્યે આ એક ચરણ પણ સંધ્યાદિ નિત્ય કર્મનો લોપ થવા માંડવાથી લંગડો થયો છે. કારણ—

विप्राः शूद्र समाचाराः संध्या चन्दन वर्जिताः ।
अयाज्य याजका लुब्धा दुर्वृत्ताः पापकारिणः ॥

બ્રાહ્મણો સંધ્યા વદનાદિકથી હિન થયા છે. શૂદ્ર સમાન આચાર કરવા વાળા તે લોભને વશ થઇને અયાજય યાજન અર્થાત્ જે પુરૂષોની પુરોહીતાઇ કરવાથી અધર્મ થાય છે તેના પુરોહિત બની યજ્ઞ કરાવે છે તથા દુરાત્મા થઇને પાપ કર્મ કરે છે.

कलिजा मानवा लुब्धाः शिश्नोदर परायणाः ।
लोभात्तत्र पतिष्यन्ति न करिष्यंति साधनम् ॥

કલિયુગના માણસો શિશ્નોદર પરાયણ અર્થાત કેવળ આહાર વિહારથીજ મનને કૃતાર્થ સમજવા વાળા થઇને લોભ વિગેરેને વશ વર્તિ સાધન ઉપાસનાને છોડી દેઇ પાંચ તત્વોમાં પડવા લાગ્યા છે.

વળી શ્રી શંકર ભગવાને સત્સજ કહ્યું છે કે—

प्रकटे मद्यमांसादौ निंदा दण्ड विवर्जिते ।
गूढपानं चरिष्यन्ति तदेव प्रबलः कलिः ॥

અર્થાત " જે સમયમાં પ્રગટ ભાવથી મદ્ય, માંસ ભોજન વિગેરે કરવાથી પણ કોઇ નિંદા નહિ કરે, કોઇ દંડ નહિ દે સર્વ વર્ણ સાધારણ શુભ ભાવથી ધુમ્રપાંન, વિગેરે પીવા લાગશે ત્યારે જાણવું કે હડહડતો પ્રબળ કળીયુગ આવી પહોંચ્યો. " શ્રી શંકરે વર્ણવેલી સ્થિતિ શું દુર્ભાગ્યે જ્યાં ત્યાં જોવામાં નથી આવતી ?

અપૂર્ણ.

# મહાશિવરાત્રિ.

( લેખકઃ—વસન્ત. )

ॐ નમઃશિવાય.

આજે શિવરાત્રિ છે. શિવની. સદાય રાત્રિજ છે. રાત્રિમાંજ શિવ શ્રેયસ્—કલ્યાણ રહે છે બીજી બધી જયંતીઓ—દેવ તેમજ મનુદેવનાઓની જન્મતિથિઓ દિવસમાંજ ઉજવાય છે. માત્ર એક શિવપ્રદાતા શિવની–શંકરદાદાનીજ જયંતીને માટે રાત્રિ તે પણ અંધારી—તમઃસમાચ્છન્ન રાત્રિનો સમય નક્કી કરવામાં આવ્યો છે; તેનું કારણ શું ?

શ્રીકૃષ્ણચંદ્ર આનંદકંદ, નંદનંદન રાત્રિએ જન્મ્યા, છતાં કૃષ્ણ રાત્રિ નહિ; મત્સ્ય અને અને કચ્છાવતારાદિ દિવ્ય અવતરણનો સમય રાત્રિના પાલવમાંજ પ્રકટ થયો; છતાં રાત્રિ તો એક શિવનીજઃ તેનું કારણ શું ! આવો, આજના શિવદિવસે એ વિષયમાં વિચાર કરીએ.

શ્રીકૃષ્ણ ભગવાન્ અમૃતપાદિની ગીતાની વાણીમાં વદે છે કેઃ—

यानिशा सर्व भूतानां तस्यां जाग्रति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥

અર્થાત્:—પ્રાણી માત્રની રાત્રિમાં—જ્યારે પ્રકૃતિથી વિરામ પામીને જગત શાન્તિના ખોળામાં સુષુપ્તિ ભોગવે છે ત્યારે—સંયમી જાગે છે અને જ્યારે સર્વ પ્રાણીઓ પ્રકૃતિના પ્રબળ પછાડામાં ધમાલ મચાવી જાગતા જણાય છે ત્યારે તેને નિવૃત્તિપરાયણ રાત્રિ બનાવીને મનને વશ કરનાર અને અંતર્ચક્ષુથી ત્રિલોકને અવલોકનાર સંયમી શાન્તિથી સૂઈ રહે છે કેવું આશ્ચર્ય ! કેવો વિરોધાભાસ !

વસ્તુતઃ આ જગત્ એક વિરોધાભાસ અથવા આશ્ચર્યરૂપ વ્યાપારજ છે. એ વિરોધાભાસને વીંધી ભૂતોની ભુક્તિને ભેદી ચિદાભાસને ચીરી ચેતનમાર્ગમાંથી ચિદ્રુપ થવું એજ જ્ઞાનસંભૂતિ—વેદ—વેદાંતનું અંતિમ લક્ષ છે. જગત, જીવ અને જગત્કર્ત્તાને તેમનાં ખરેખરાં સ્વરૂપમાં જોવા અને જાણવાની એજ ચાવી છે. એ ચાવી વડે ભેદના ભંડારરૂપ આ બ્રહ્માંડનું તાળું ઉઘાડી જેઓ બ્રહ્મ મંદિરમાં પ્રવેશ કરી શકે છે, તેઓજ કૃત કૃત્ય થઈને સફળતાના શિખર ઉપર ચ્હડી શકે છે.

જગત્ ‘ અસત્ ’ છે. ‘બ્રહ્મ સત્ય છે’. શાશ્વત સુખનિધાન મુક્તિ એ બ્રહ્મચરણમાં લહેરાતી શાન્તિસાગરની તરંગલીલા છે, ત્યાં પહોંચવું એ પ્રાણી માત્રની પ્રવૃત્તિનો પ્રધાન ઉદ્દેશ છે. ચિરશાન્તિ અને સુખશય્યામાં રમણ કરવું એજ શરીરનો મુખ્ય હેતુ છે એજ કર્તવ્યક્ષેત્રનું ઉચ્ચતમ નિશાન છે. શાસ્ત્ર કહે છે કેઃ—

यल्लाभान्नापरो लाभो यत्सुखान्ना परं सुखम् ।
यज्ज्ञानान्ना परं ज्ञानं तद् ब्रह्मेत्य वधारयेनत् ॥

જેના કરતાં ચડીઆતો કોઈ લાભ જેના કરતાં વધી જાય એવું કોઈ સુખ અથવા જ્ઞાન નથી તેજ સત્—ચિત્—આનંદમય બ્રહ્મ છે એ બ્રહ્મને સર્વોત્તમ નિત્ય સુખનિધિને મેળવવા માટેજ અહિં મન્થન ચાલી રહ્યું છે.

અસત્ જગતને વીંધીને પેલેપાર ' સત્ ' બ્રહ્મપ્રદેશમાં જઇ શકાય છે. શાસ્ત્રકાર મહર્ષિઓએ આ જગતને ' ભવાટવી ' એટલે ' ભવરૂપી વન '—' વેરાન બીયાબાન જંગલ જેવી દુનિયા ' નું ઉપનામ આપ્યું છે. જ્યાં સૂર્યનાં તેજસ્વી કિરણો પણ પ્રવેશ કરી ન શકે, એવા વિશાળ ઝાડની ઘાડા ઘટાવાળા ભયંકર નિબિડ વનમાં કોઇ મુસાફર કર્મધર્મયોગે આવી પડ્યો હોય, અને માર્ગ ન સુઝતાં એ ઘનઘોર તિમિર ભંડારમાં આથડતો, લથડતો, ગોથાં ખાતો, અંધકાર, ભય, ત્રાસ તેમજ મુંઝવણથી ગભરાઇ રહ્યો હોય, તે જેવી રીતે પ્રબળ પરિશ્રમથી એ વિજન વનનો પાર પામ્યા વિના, પ્રકાશ, આનંદ, નિર્ભયતા અને સ્વસ્થતાનો લાભ લઇ શકતો નથી, તેવીજ રીતે આ જગતનાં ભવાટવી નામનાં જાલીમ જંગલની ભૂલભુલામણીમાં ધર્મકર્મ વશાત્ જીવ પણ દૈવયોગે આવી ફસ્યો છે. અવિશ્રાંત ઉદ્યોગથી ઉભે શ્વાસે પ્રબળ પુરૂષાર્થ કર્યાવિના તે પણ આ ભયંકર વનની ગુંચવણ અને મુંઝવણમાંથી મુક્ત થઇ શકે તેમ નથી. એ વનમાં કેટલાંક ઇંદ્રવારણાં જેવાં ઉપરથી રૂપાળાં પણ અંદરથી કડવાં ઝેર જેવાં ફળનાં વિવિધ રંગરૂપવાળાં વૃક્ષો છે. વળી ત્યાં સીતાફળ અને જામફળ જેવાં ક્ષણિક સ્વાદને પરિણામે અપાર દુઃખ આપનારા વિષમ જ્વરનાં ઉત્પાદક અનેક વૃક્ષો છે. કેટલાંક સુંદર દેખાતી પણ સ્વાદમાં ખાટી લાગતી કેરીઓનાં ઝાડ છે. કેટલીક મીઠાં પણ અપચો ઉત્પન્ન કરનારી ચીકણી કેળાંની લુમોથી લચી પડેલી કદળી વૃક્ષો છે. આવાં વિવિધ રંગ, રૂપ, સ્વાદ અને ગુણસ્વભાવવાળાં છતાં પણ વિષમય વિષમ અસર કરનારાં અનેક પ્રકારનાં ઝાડોનાં ત્યાં ઝુંડનાં ઝુંડો જામી રહેલાં છે, તેમજ ત્યાં અનેક પ્રકારની વિકૃતિ કરનારા પણ મધુર લાગતાં જળનાં અનંત ઝરણાં છે. એ ફળ અને જળની લાલચથી—જીહ્વા લોલ્ય વૃત્તિને વશ થઇ એ વનપ્રદેશમાં નિકાઇ રહેનાર જીવને ત્યાંનાં ફળનાં ભોજનથી તેમજ એ જળનાં પાનથી અનેક પ્રકારના મેલેરિયા, ન્યુમોનિયા, ટાઇફોઇડ વિગેરે વિષમજ્વર અને ભયંકર રોગો લાગુ પડે છે. એ ઉપરાંત ત્યાંનાં ફાડી ખાનારાં ભયંકર વનપશુઓનો ભય તો નિરંતર માથાપર ડિમોક્લિસની તલવાર પેઠે સદાય ઝઝુમતોજ રહે છે! એ ભય-દુઃખ-ત્રાસ અને રોગોમાંથી મુક્ત થવાનો માત્ર એકજ ઉપાય છે અને તે એજ કે, એ વનનાં પ્રબળ પ્રલોભન—લાલચ અને લોભને પાથરનારાં વૃક્ષોની મોહિનીથી મંત્રમુગ્ધ બન્યા વિના—અંજાયા કે આકર્ષાયા વિના—દૃઢ પગલે, સ્હામી દિશાએ, છેડો ન આવે ત્યાં સુધી ઉભેશ્વાસે પળ પણ અટક્યા વિના આગળ અને આગળ વધવું. આગળ અને આગળ! ત્યાં અંધકારવડે ભય પામવાથી વળે તેમ નથી, હિંમત હારવાથી અર્થ સરે તેમ નથી, ધીરજ તજી દેવાથી પાર ઉતરાય તેમ નથી. સાવધાન! માર્ગ ભૂલેલા અને ભ્રમજાળમાં ફસેલા મુસાફર! સાવધાન! અહિં માર્ગ ઘણો વિકટ છે, ભય ઘણો પ્રબળ છે, અને સ્હામે આ ઐંદ્રજાલિક જગત—અરણ્યનાં વિષય વૃક્ષોની આકર્ષણ શક્તિ—લોભ લાલચની ખેંચતાણ એથી પણ વધારે પ્રબળ છે! મ્હોટા મ્હોટા માન્ધાતા જેવા તેમાં મુંઝાઇ અટવાઇને મરી ગયા છે! ઘણા ઘણા જ્ઞાની અને માની ગણાતા અભિમાની નરો ત્યાં ગોથાં ખાઇને ગળી ગયા છે! ભીમ જેવા બળશાળી પણ ત્યાં બ્હાવરા અને બેબાકળા બની ગયા છે! અનેક કુશળ અને ચંચળ કારિગરોની કળા ત્યાં કટાઇ ગઇ છે અનેક પ્રબળ બુદ્ધિવાન્ અને ધીમાન્ મહાપુરૂષોની બુદ્ધિ ત્યાં બ્હેર મારી ગઇ છે! અરે! સીધે રસ્તે ચાલતા અનેક જીજ્ઞાસુઓ પણ ત્યાં ભયભીત થઇ ગભરાઇને ગાઇ ગયા છે કેઃ—"अपार संसार समुद्र मध्ये निमज्जि-

को मे शरणं किमस्ति " હું મરું છું. મુંઝાયો છું સેવાયો છું, દુઃખું છું, હું કેમ પાર ઉતરું ! કયું શરણ ગ્રહણ કરવાથી આ અપાર સંસારને તરું !

આવા અગાધ સામર્થ્યવાળા નરવીરનો પણ જ્યાં થાક લાગ્યો નથી; ત્યાં મારા તમારા જેવા અલ્પ અને અહીનું શું ગજું ? આપણા જેવા એવા અનરધિ જીવો ભય, સંકટ અને રોગના ભોગ થઇ પળે પળે પ્રાણાન્ત પીડા ના પાશમાં પકડાયેલા પોકાર ઉઠાવી રહ્યા છે. એવા અનેક પળે પળે મરણને શરણ થયા છે, અને થતા જાય છે. ફરી ફરીથી જન્મે છે, ભવાટવીમાં ભટકે છે અને મૃત્યુ કિનારે અટકે છે, પણ આ ભયંકર ભવાટવીનો પાર પામતા નથી! તેમને માટે શિવપ્રદ શિવજીની જયંતિ એ એક માર્ગ દર્શક જ્યોતિ છે. જયંતિ ઉજવવાનો હેતુ લક્ષમાં લેવાથી આપણને જણાય છે કે, જે જે દેવાંશી વ્યક્તિયો આ અવનિમાં અવતરી પુણ્ય-પુંજ અને પરમાર્થ પ્રકાશ પાથરી, જાતે તરી અને અનુયાયી વર્ગને તારી જાય છે, તેમનાં જીવનનો આદર્શ આંખ સ્હામે ખડો કરવા માટેજ, તેમનાં તરણ તારણ સ્મરણ ચરણ અને અનુસરણથી આ ભવાટવીને પાર ઉતરવા માટેજ આપણે એ અવતારી નરવીરોના પરાક્રમો પ્રમાણી, ગુણસ્વભાવ જાણી, જ્ઞાનાનંદની ઉજાણી માણીને ઘેરઘેર હર્ષની લાણી કરીએ છીએ પરંતુ અફસોસ ! કે આજકાલ એ જયંતિનો ઉજવણી ઉદ્દેશ માત્ર ખાનપાન અને ગાન-તાનની લ્હાણી તેમજ ઉજાણીમાંજ સમાઇ રહ્યો છે ! જે લોભ લાલચ-જે પ્રલોભનની સાંકળને તોડવા માટે એ આનંદ મંગળ ઉજવવો જોઇએ, તેને ઉલટી બેવડી મજબૂત બનાવવામાંજ આજે જગતની બજારમાં લૂટાતો જોવામાં આવે છે ! સાવધાન, પ્રવાસી ! શું જગમોહિનીનો વિધુત પ્રવાહ ત્હારા અધિષ્ઠાતા દેવતાની આકર્ષણ શક્તિ કરતાં પણ વધી જતો જોઇને તું બેસી રહેશે ! પ્રિય ભ્રમિત પ્રવાસી ! જો, દેવ મંદિરોમાં ગાજતો અને જગતને ગજાવતો આ ઘંટાનાદ ત્હેને મોહ નિદ્રામાંથી જગાડે છે ! ગગન ભેદી અવાજોથી ગાજતી નોબતો ત્હારા બ્હેર મારી ગયેલા કાનની દિવાલો ઉપર પડઘા પાડે છે ! સોગંધમય ધૂપનો ધુમ્ર ત્હારી ઘ્રાણેંદ્રિયને ધમધમાવી મુકે છે ! આંખોને આંજી નાખનારો દીપમાલાનો ઝગઝગાટ ત્હારા માર્ગમાં ઉજ્વલ પ્રકાશ પાથરે છે ! અરે ! સાક્ષાત ઇષ્ટદેવતા, ત્હારા વિસ્મરણને વિસારી સ્મરણ શક્તિને સતેજ કરવા સન્મુખ આવી ઉભા છે ! જો, ત્હેમનાં મંગલમય હાસ્યપ્રફુલ્લ મુખ કમલની છટા શું સૂચવે છે ! ત્હેમની કમળની પાંખડી જેવી તેજ ભીની આંખડી શું કહી રહી છે ! શું એ ત્હારા-ત્હારા જેવા પ્રલોભન પંકમાં ખરડાયેલા પામર જીવોનું ઉપહાસ કરે છે ! અથવા આપણાં આપેલાં વચનોના વીતી ગયેલા વાયદાની શું યાદી આપે છે ! નહિ, પ્રિયવર ! આ માંગલિક દિવસે દેવના માંગલિક વરને શાન્તિથી શ્રવણ કર—એ પવિત્ર વેદવાણીથી હૃદય ભર. " मृतं न मन्येत् हृतं न शोचयेत् "—"बीती ताही बिसार दे, आगेकी सुध ले. " ભાઇ ! ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો. જાગ્યા ત્યાંથી સ્હવાર સ્હમજી માર્ગ શોધીને આગળ વધો " વીત્યું તેનો શાનો સોક ! મૂઆ પછી શી પાડો પોક !" હજી પણ આ મહામૂલ્ય માનવજન્મની મોંઘી ઘડી ત્હા હાથમાં છે, તેનો સદુપયોગ કરી લે.

महता पुण्य पण्येन क्रितेयं कायनौस्त्वया ।
पारं दुःखो दधे गन्तुं तर यावन्नभिद्यते ॥

અનેક જન્મનાં પ્રબળ પુણ્યની કિંમત આપીને આ નરદેહ રૂપી નૌકા આપણે પ્રાપ્ત કરી છે, તે ખડક ખરાબામાં અથડાઇને ચૂર્ણ વિચૂર્ણ નથઇ જાય, ત્યાં સુધી આ અપાર

ભવસાગરને તરવાનો આપણો સતત્ પ્રયાસ કરવો જોઇએ. એક પળ પણ જાણી જોઇને વ્યર્થ ગુમાવવી એ જ્ઞાનરત્નને પત્થરમાં પછાડયા બરોબર છે, રત્નજડિત સોનાની કડાઇમાં દીવા તળવા જેવું છે. લાખનો હીરો બકરાની કોટમાં ન શોભે, સિંહની સોડમાં કૂતરી ન શોભે,- તેમજ અમૂલ્ય માનવ જન્મમાં વિષયનાં વલખાં પણ ન શોભે. એકેક પ્યારી પળ, પ્રાણીને મૃત્યુનાં મુખ તરફ ઘસડી જાય છે. માટેજ કહ્યું છે કે,-"આજનો લ્હાવો લીજીયેરે, કાલ કોણે દીઠી છે ?" તે કંઇ વિષયનાં વિષમય ફળો ખાઇને પોતાને હાથે પ્રાણ હાનિ કરવા માટે નહિ, પણ સ્વધર્મના સેવન વડે ભવસાગર તરવા માટેજ છે, ભયંકર ભવાટવીને પાર ઉતરવા માટેજ કહ્યું છે, પ્રભુ કૃપાએ પ્રાપ્ત થયેલાં સાત્વિક સાધનો કંઇ ઘડીમાં ફૂટી જાય એવાં બચ્ચાંઓનાં રમકડાં બનાવવા માટે નથી મળ્યાં;-પણ સદાને માટે શોભી રહે એવો અવિચળ મુક્તિનો મુક્તાહાર બનાવી કંઠમાં ધારણ કરવા માટે મળ્યાં છે. વિષયમાં રચીપચી રહેલા વૃત્તિયોનો વિલાસ, એ બચ્ચાંનાં માટીનાં રમકડાં જેવો નિઃસાર અને ક્ષણિક છે. સ્વધર્મ-કર્મક્ષેત્રમાં સાત્વિક વૃત્તિયોનો પ્રવાહ એ કિંમતી હીરા મોતીનો હાર છે. એથીજ શાસ્ત્રો કહે છે કે,-" मुक्तिमिच्छासि चेत्तात विषयान् विषवत्त्यज । " હે તાત ! જો અમૂલ્ય મુક્તિ મેળવવાની ઇચ્છા હોય ભવાટવીને પ્હેલે પાર પ્રકાશતા આનંદમય ઉજવળ પ્રદેશની આનંદ લહરિયોમાં ઉડવું હોય અને વસંતના રસમય દિવસોમાં ખિલતી ગુલાબની કળી પેઠે અનંત સાત્વિક વિકાસને પ્રાપ્ત થવું હોય તો, વિષયોને વિષ જેવા વિષમ સમજીને ત્યજ. દેહમય અજ્ઞાન બુદ્ધિને એ બુદ્ધિની જડતા અને ક્ષીણતાને ગુરુવચનોની જ્ઞાન ભૂકીથી ઘસી ભૂસીને સાફ અને સતેજ બનાવ. માનવજીવન એ કંઇ ક્ષણિક વિષયોની વિલાસ ભૂમિ નથી, માનવ જીવન એ કંઇ પશુઓને અખાર કરવાની મેલી જગ્યા નથી, પણ મહામુલ્યવાન રસાળ ઉપવન છે, વિવેક, વૈરાગ્ય, અભેદ, આનંદ આદિ પરિપક્વ રુચિકર અને ગુણકારી ફળોનું ઉત્પત્તિ સ્થાન છે, પ્રખર કર્મ ભૂમિ છે, આ ક્ષેત્રમાં આવાં ઉત્તમ ફળોનો ઉપયોગ ત્યજીને બાવળ અને બાવળની ઓગળમાં શા માટે અટવાય છે ! પકવાન્ન મૂકીને વિષ્ટા શા માટે ખાય છે ! એથી વિકૃતિ અને દુર્ગતિ શિવાય બીજી શી પ્રાપ્તિની તું ઇચ્છા રાખે છે !

" કરત કુસંગ ચાહત કુશળ યહિ બડો અફસોસ !"
આમ્રફળ મૂકી મુખને પકાવનારો થુવર ચૂસવાથી શું શ્રેય થશે ! ભાઇ !

" अन्यक्षेत्रे कृतं पापं धर्मक्षेत्रे विनश्यति ।
धर्मक्षेत्रे कृतंपापं वज्रलेपो भविष्यति ॥ "

થુવરની ઝાડીમાં તેમાં ઉપજેલી કીટ પેદા થાય છે, તે થુવર ખાઇને પણ જીવી શકે છે પરન્તુ કેળાંનો કીડો તો થુવરનો રસ અડકતાજ નાશ પામે છે, તું આમ્રવનનો કોકિલ અહિં થુવરની ઝાડીપર શા માટે ભમે છે !

પ્રિય ભાઇ ! આ કંઇ વિષયરૂપી થુવરની કાંટાવાળી ઝાડી નથી. અજ્ઞાત દશાનાં સ્વપ્નમાં ભ્રાન્તિવશ થયેલાં ત્હારાં હૃદયને જાગૃત કર અને આ દિવ્ય કર્મ ભૂમિનું મહત્વ તેમાં ઉતારી "I slept dreamt that life was beauty, But awoke and found that life is duty" આપણાં આર્યશાસ્ત્રો જેમ માનવશરીરને ધર્મક્ષેત્ર-પુણ્યક્ષેત્ર કર્મભૂમિ માને છે, તેમ આ ઉક્તિમાં પાશ્ચિમાત્ય કવિવર પણ કહે છે (અપૂર્ણ.)

# जंगलनी झुंपडी.

(અંગ્રેજી ઉપરથી.)

(ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા.)

હું, કિશોરીબાબુ અને એક ભોમિયો એમ ત્રણ જણાં સાંજે જંગલમાં એક દિવસ ફરવા ગયા. ઘેરથી નીકળ્યા ત્યારે આકાશ સ્વચ્છ હતું. કોઇના સ્વપ્નમાં પણ નહિં આવે કે એકાદ કલાકમાં પ્રચણ્ડ તોફાન આવી ન્હડશે. હમે બરાબર જંગલનાં ઊંડાણમાં પેઠા અને તોફાન શરૂ થયું. વરસાદ મુશળધાર પડવા લાગ્યો, વિજળીના કડાકા અચાનક જંગલમાં ફુંફાડા મારવા લાગ્યા. ભયંકર ગર્જના કરતો પવન, મ્હોટાં મ્હોટાં વૃક્ષોને બાથમાં ભીડીને ઉખેડી નાખતો જંગલમાં ચીસો પાડવા લાગ્યો.

ધીમે ધીમે અન્ધકાર પણ વધવા લાગ્યો. એથી હમે એકેકને ઝાલીને ચાલવા લાગ્યા. એક પગલું ખોટું ભરાય તો ઊંડી ખીણોના ભક્ષ થઇ જવાય તેવી સ્થિતિ હતી. મ્હેં અને કિશોરીબાબુએ ભોમિયાની સ્હામા જોયું; ભોમિયાએ પોતાનો ચ્હેરો સ્વસ્થ રાખવાનો પ્રયત્ન તો કર્યો પણ તે વૃથા ગયો. હમે તરતજ જાણી લીધું કે ત્હેને પણ હમારા જેટલીજ રસ્તાની ખબર હતી. વિજળીનો કડાકો થયો અને પછી પાછો ગાઢ અન્ધકાર ફેલાઇ ગયો. હવે બીજો ઉપાય ન હતો. વખતે આગળ વધીએ અને ખીણ વચમાં આવે, ત્હેના કરતાં જ્યાં ઊભા હતા ત્હાંજ ઊભા રહીએ તો સારૂં એમ હમને લાગ્યું. તેથી ત્યાંજ હમે બેઠા. પાંચ મીનીટ થઇ હશે કે એક કલાક થયો હશે તે જણાયું નહિં, પણ પછી હું જરાક ખસવા ગયો એટલામાં એકદમ ગોથું ખાઇ ગયો. ઢાળ બહુ ન હતો તેમ છતાં હું નીચે ગબડતો ચાલ્યો. હું કેટલું ગબડ્યો હઇશ તે અટકળ કરી શકાય તેવું નથી; પણ સુભાગ્યે મ્હારા હાથમાં એક ઝાડની ડાળખી આવી તેથી ગબડતો અટકી ગયો. મ્હેં ઊભા થઇને જોયું તો તે ઝાડની આસપાસ ન્હાની સરખી વાડ હતી આથી મ્હેં આનન્દથી કિશોરીબાબુને અને ભોમિયાને બૂમ મારી મહા મહેનતે તેઓ મ્હારી પાસે આવ્યા, એટલે હમે ત્રણે જણ વાડની આસપાસ પ્રદક્ષિણા ફરવા લાગ્યા. આખરે ઝાંપો હાથ લાગ્યો, એટલે ઉઘાડીને અન્દર પેઠા. ત્યાં એક ન્હાની ઝુંપડી હતી. ત્હેનું બારણું બન્ધ હતું તેથી લાકડી વડે મ્હેં ઠોક્યું પણ જવાબ કાંઇ નહિં મળવાથી મ્હેં આંચકો માર્યો. ઘણા વખતથી બારણું બન્ધ રહ્યું હોય અને નકુચાઓ કટાઇ ગયા હોય તેમ કચડડડ અવાજ કરતું બારણું ઉઘડ્યું. અન્દરનો અન્ધકાર બ્હારના અન્ધકાર કરતાં પણ વિશેષ હતો, પણ કિશોરીબાબુ પાસે દિવાસળીની પેટી હતી એટલે અડચણ પડી નહિ. દિવાસળી સળગાવી એટલે પ્રકાશ થયો ઝુંપડી ધીમે ધીમે અન્ધકારમાંથી નીકળીને હમારી દૃષ્ટિ સન્મુખ ખડી થઇ.

પણ એટલામાં એક આશ્ચર્ય કારક બનાવ બન્યો. હમારા ભોમિયાની નજરે ઝુંપડી બરાબર જણાઇ કે તરતજ તે એક ચીસ પાડીને ઝુંપડીમાંથી નાઠો. હમે ત્હેને પાછો બોલાવવાના બહુ પ્રયત્ન કર્યાં પણ વ્યર્થ ! ! ફક્ત ઉત્તરમાં, અતીશય બ્હીકથી કમ્પતા સાદની "જંગલની ઝુંપડી." "જંગલનીઝુંપડી" એવી બુમ હમારા હૃદયને થરકાવતી હમે સાંભળી. પળવારમાં તે બુમ પણ પવનના સપાટામાં શમી ગઇ અને ઝુંપડીનો અન્ધકાર હમારી દૃષ્ટિને વીંટી વળ્યો.

"આ ઝુંપડી બાબત કાંઇક ગામમાં વ્હેમ હશે," કિશોરીબાબુ બોલ્યા. "આપણે અહિં તાપણું કરશું એટલે એની બ્હીક જતી રહેશે અને આકુરો પાછો આવશે. આવાં ગામડાંઓમાં તો લોકો જાતે આવા વ્હેમોને ઉત્પન્ન કરીને સહવાસનું સુખ માની લે છે."

હમે ઝુંપડીની આસપાસ ફરીને, સુકી ડાખળીઓ અને છોડીયાં શોધી કહાડ્યાં અને દિવાસળીથી સળગાવીને ન્હાનું તાપણું જેવું બનાવ્યું અને પછી વખત ગાળવાને આસપાસ નજર ફેરવીને ઝુંપડીમાં પડેલી વસ્તુઓ તરફ દૃષ્ટિ ફેરવી.

ઝુંપડી જુનાં લાકડાંનાં ઠુંઠાંની બનાવેલી હતી અને ઘણા વર્ષો પૂર્વે બંધાયલી હોય એમ લાગતી હતી. બારેડીઓ ઉપર વિચિત્ર જાતનાં જનાવરોનાં અને મનુષ્યોનાં ચિત્ર પાડેલાં હતાં. અન્દર બે ઓરડા હતા. અસલના વખતમાં બે ઝુંપડીઓ જુદી જુદી બાંધી હશે અને પાછળથી તે બન્નેને જોડી દઈને એક ઝુંપડી જેવું બનાવ્યું હશે; કારણકે બે ઓરડીની વચમાં એક ન્હાનો માર્ગ જેવો હતો. અન્દરનું કેટલુંક રાચ રચીયું તો ઝુંપડીના જેવુંજ પુરાણું હતું, પણ કેટલીક વસ્તુઓ તો પાછળથી ઉમેરેલી હોય તેમ જણાતું હતું. જો કે તે વખતે તો બધીય વસ્તુઓ સડી ગયલી સ્થિતિમાં હતી.

ત્હેમાં ઉભાં રહેનાર ધણીએ તે ઝુંપડી અચાનક છોડી દીધી હોય તેમ જણાતું હતું, કારણ કે ઘરમાં વપરાતી સામાન્ય વસ્તુઓ જેમની તેમ કાટ ખાતી પડી હતી એક ન્હાની પુસ્તક ઉઘાડેલું અને ઉધઈથી ખવાઈ ગયલું ટેબલ ઉપર પડ્યું હતું, બીજી ચોપડીઓ ઝુંપડીની બન્ને ઓરડીમાં ગમે તેમ પડી હતી; બારી ઉપર તદન જીર્ણ થઇ ગયલો પડદો લટકતો હતો. એક ખલા ઉપર એક સ્ત્રીનું વસ્ત્ર ચડયું હતું. ટેબલ ઉપરની એક ન્હાની લાકડાંની પેટીમાં નોટપેપરોનો થોકડો હતો. આ કાગળોમાંના લગભગ બધાજ લખેલા હતા અને ત્હેના ઉપર જુદી જુદી તારિખ માંડેલી હતી અને બધું મળીને ચારેક માસની મુદતમાં તે લખાયા હોય તેમ જણાતું હતું; તેની સાથે એક મોટું પાકીટ હતું જેમાં તે કાગળો બીડીને કોઇક મનુષ્ય ઉપર મોકલવાનો તે લખનારનો વિચાર હશે, કારણકે પાકીટ ઉપર સિરનામું પણ કરી રાખ્યું હતું.

હમારી કુતુહલની લાગણી હમે દબાવી શકયા નહિં તેથી વિવેક અને મર્યાદાનો ભંગ કરીને કાગળો એક પછી એક વાંચ્યા. છેલ્લો કાગળ વાંચીને હમે પેટીમાં મુકયો એટલે હમારી નીચે જમીનમાંથી એક દુઃખથી ભરેલી, નિરાશાથી છલકાતી ભગ્ન હૃદયની ચીસ તોફાનને વીંધીને આવતી હમારે કાને પડી, અને સ્વનાર પડી ત્હાં સુધી ચારે દિશાના અન્ધકારમાં ભયાનક પડઘો પાડતી, ઝુંપડીમાં પેસતી અને પાછી ધીમી પડીને અન્ધકારમાં મળી જતી આ ચીસો હમને સંભળાઇ. આ ચીસો હમારાં ઉશ્કેરાયલાં મગજની સ્થિતિને લઇને હશે કે બીજાં કોઈ અન્ય કારણને લઇને હશે ને તો પ્રભુ જાણે.

પત્રોનો સાર નીચે પ્રમાણે હતોઃ

—પત્ર ૧.—

" સ્નેહી—

મ્હોટાં શહેરની વ્યગ્રતા અને ચંચળતા અનુભવ્યા પછી આ ગામડાંના જીવનની સ્વસ્થતા કેવી આલ્હાદ્કારક લાગે છે ત્હેનું ત્હને શું વર્ણન કરૂં ! મ્હારાં શરિરમાં પુનઃ સ્ફુરતી આવી ગઇ છે અને દિન પ્રતિદિન તબિયતમાં સુધારો થતો જાય છે. પરન્તુ મ્હને સૌથી આનન્દ ઉત્પન્ન કરનાર તો એ છે કે મ્હારૂં મગજ આ શાન્ત જીવનની અસરથી પ્રફુલ્લ થઇ ગયું છે. આ એકાન્ત અને ઉજડ વાસમાં જે લખવાનું કાર્ય મ્હેં માથે લીધું છે તે બહુ સ્હેલું લાગે છે. હમારી ન્હાની પર્ણકુટિ જંગલમાં એક ન્હાના પર્વતની કઠણ ઉપર આવી છે. એક બાજૂએ જાણે પર્વત આકાશને ભેદતો હોય તેમ એકદમ ઊંચો છે અને બીજી બાજૂએ લગભગ દોઢ હજાર ફીટ નીચે એક પ્રચણ્ડ ઝરો ખીણને ગજાવતો પર્વતોની સાથે

અનેરા તાલ ઝીલે છે. હમારી પર્ણકુટિને બે ઓરડા છે—અથવા તો બે પર્ણકુટીને સાંધી દઈને એક મોટી પર્ણકુટિ બનાવાયલી છે એમ કહીયે તો પણ ખોટું નથી. આગલો મ્હોટો ઓરડો હમે બેસવા ઉઠવાના કામમાં લઈયે છીએ અને પાછલો ઓરડો સૂવાને માટે વાપરીયે છીએ. હમે ચાકર પણ નથી રાખ્યો અને ઘરનું કામકાજ સઘળું હમેજ કરીયે છીએ. મ્હને કોઈક કોઈક વાર એમ લાગે છે કે તરૂલતાને એકાન્ત બહુ લાગતું હશે, કારણ કે હમારા પાસેના પડોશી આઠેક માઈલ દૂર છે અને અહિં કોઈ પણ મનુષ્ય ભાગ્યેજ દૃષ્ટિએ પડે છે; પણ ત્હેના બદલામાં હું આખો દિવસ બનતાં સુધી તરૂલતાની સાથેજ વાતચિતમાં ગાળું છું અને રાત્રિએ જ્હારે તે સૂઈ જાય છે ત્હારે લખવાનો પ્રારંભ કરૂં છું. જો આ પ્રમાણે મ્હારાથી લખી શકાય તો હું ધારૂં છું કે આવતી વસન્ત ઋતુ સુધીમાં હું પ્રથમભાગ તો બ્હાર પાડી શકીશ. ત્હારે જરૂર એક વાર અહિં આવી જવું જોઈએ. આપણે પ્રસ્તુતાં કુદરતી મન્દિરોમાંની ગુહામાં બેસીને અનેક વાતો કરીશું. અહિં આવ્યા પછી હું જાણે જુદોજ મનુષ્ય હોઉં એમ મ્હને લાગે છે. વિચારોને શોધવાનો પ્રયત્ન કરવાને બદલે વિચારો પોતેજ મ્હને શોધતા આવે છે. આ પુસ્તક જો પૂરૂં થાય તો મ્હારૂં નામ અમર રહી જશે."

પત્ર કાગળમાંથી કેટલોક ભાગ; કારણ કે પત્ર રત્નમાં તો પોતે લખવા માંડેલા ખાસતજ વિવેચન કર્યું હતું.—

" સ્નેહી—

મ્હેં ત્હને બે પત્રો લખ્યા પણ તે હું ટપાલમાં નાખી શક્યો નહતો. દરરોજ હું ગામડાંમાંથી મ્હને કોઈ મળવા આવશે એમ આશા રાખતો હતો પણ આજ પન્દર દિવસ વીતી ગયા તેમ છતાં કોઈ ફરકયું પણ નથી. ખાવાની વસ્તુઓ સમ્બન્ધી પણ હમને તાણ પડવા માંડી એટલે ગઈ કાલે હું પ્રાતઃકાળમાં અહિંથી નીકળીને ગામડામાં ગયો હતો. ત્હાં મ્હને એવો અનુભવ થયો કે ત્હને તે વિશે લખ્યા સિવાય ચાલતું નથી. મ્હને ગામડાને પાદરેજ એક ડોશી મળી. ત્હેને મ્હેં સહજ પ્રશ્ન પૂછવા માંડ્યા, પણ ત્હેનો ઉત્તર આપવાને બદલે જાણે હું કેમ કોઈ જંગલી પ્રાણી હોઉં તેમ ત્હેણે મ્હારાથી દૂર ન્હાસવા માંડ્યું; ગામડાંમાં પણ મ્હને તેજ પ્રમાણે વીત્યું. છોકરાંઓ મ્હારાથી બીને ન્હાસવા લાગ્યાં, મનુષ્યો પણ મ્હને જોઈને છેટે જવા લાગ્યાં પણ આખરે એક વૃદ્ધ પુરૂષને મ્હારે માટે દયા આવી એટલે ત્હેણે ખુલાસો કર્યો. વાત એવી છે કે હમે જે ઝુંપડીમાં રહીએ છીએ તે ઝુંપડી વિષે અહિં લોકોમાં વ્હેમ છે અને તેથી ઝુંપડીની પાસેનો કોઈ આવનાર નથી, એટલુંજ નહિં પણ ત્હાં જે કોઈ રહે ત્હેના સમ્બન્ધમાં આવતાં પણ ડરે છે.

" આ ઘરમાં પ્રથમ એક પૃથુરાજ કરીને જુવાન પોતાની સ્ત્રી સાથે રહેતો હતો. ત્હેમનું જીવન સારા માર્ગે ચાલ્યું જતું હતું પણ એવામાં દુર્ભાગ્યે થોડે છેટે એક બીજું ઘર હતું ત્હેના માલિકની પુત્રી પૃથુરાજને ચ્હાવા લાગી.

" દિનપ્રતિદિન રાત્રિએ તે સ્ત્રી પર્વતની અનેક કન્દરોમાં થઈને આવતી અને પૃથુના ઘરનું બારણું ધીમેથી ઠોકતી પાછલા ઓરડામાં પૃથુની પત્ની સૂતી હતી અને આગલા ઓરડામાં પૃથુ કોતરકામ કરતો અને લખતો, એટલે જ્હારે પૃથુની સ્ત્રી નિદ્રાવશ થતી ત્હારે પૃથુ અને પેલી સ્ત્રી ધીમે ધીમે વાતો કરતાં.

" પણ એક રાતે પૃથુની સ્ત્રીએ આ સર્વ વૃત્તાંત જાણી લીધો અને તે વખતે તો કાંઇ બોલી નહિ તે વખતે પણ હમણાનીજ માફક ઊંડી ખીણ ઉપર ન્હાનો લાકડાનો પુલ હતો જેના ઉપર થઇને પેલી સ્ત્રી રોજ રાતે પૃથુને મળવા આવતી હતી. એક દિવસે જ્યહારે પૃથુ બ્હાર ફરવા ગયો હતો ત્યહારે ત્હેની સ્ત્રીએ તે લાકડાનાં પુલના ટેકા બધા કાપી નાખ્યા પણ પુલ એમનો એમ રહેવા દીધો. રાતનાં જ્યહારે પૃથુ વાટ્ય જોતો બેઠો હતો ત્યહારે ભયંકર રાત્રિમાં એક ભયાનક ચીસ સંભળાઈ. પુલના લાકડાનો કડાકો સંભળાયો અને પુનઃ તે સર્વ શમી જઇને પ્રચણ્ડ ઝરાનો ઘોષ પર્વતોમાં ગાજી ઉઠયો.

" પરન્તુ તે સ્ત્રીના મૃત્યુનો બદલો પૂરેપૂરો લેવાયો. થોડાક દિવસ પછી કોઇક વટેમાર્ગુએ બે શબને એકેકને ગળચીમાંથી પકડીને પડેલાં જોયાં. તે બે શબ પૃથુબાબુ અને ત્હેની સ્ત્રીનાં હતાં.

" ત્યહાર પછી અહિંના લોકો કહે છે કે પેલી સ્ત્રી ભૂત થઇ છે અને જો ઝુંપડીમાં કાંઇક પણ પ્રકાશ જૂએ છે તો બારણું ઠોકે છે અને કોઇ પણ મનુષ્ય ત્હેને અન્દર દાખલ થતી અટકાવી શકતું નથી. ઘણાં મનુષ્યોએ ત્હાં રહેવાનો પ્રયત્ન કરેલો પણ તે સઘળાનો ભોગ લેજ થયો હતો. પૃથુ બાબુની ઝુંપડીમાં કોઇજ રહી શકતું નથી. બધાં જ અકાળ મૃત્યુ પામે છે.

" મ્હેં આખરે કેટલાકને બહુ સમજાવ્યા ત્યહારે મ્હારે જોઇતી ચીજો મ્હારી ઝુંપડીથી આશરે અર્ધ માઇલ દૂર મૂકી જાય છે. તેથી પાસે આવવાની તો તેઓ ચોખ્ખી ના જ પાડે છે. અહિંના રહેવાસીઓ છેક અશિક્ષિત નથી તેમ છતાં આવા વ્હેમ માને એ જેવું શોચનીય છે !

તેજ પત્રનો પાછલો ભાગ. પણ આ ભાગ બે એક દિવસ પછી લખાયો હશે એમ લાગતું હતું.

" મ્હોટાં શહેરમાં આવી વાતો આપણે સાંભળી હોય તો એકાદ કલાકમાં આપણે ભુલી જઇએ છીએ, પણ આ પર્વતોમાં તો જાણે ભૂતોનો કિલ્લોજ કેમ નહિ હોય તેમ આ વાત અક્ષરે અક્ષર મ્હારા હૃદયમાં કોતરાઇ રહી છે. અત્યહારે તો મ્હને એમ લાગે છે કે આ સ્ત્રી મ્હને પણ જણાશે, રાત્રે લખવાને બદલે ઘણીવાર હું બારણાં બાજુ ધ્યાનથી જોતો બેસું છું અને હમણાં બારણું ઠોકાશે એવી ભ્રમણા મ્હારાં હૃદયમાં થયા કરે છે. એમાં ગઇકાલે મ્હને એવો અનુભવ થયો કે મ્હને મ્હારી અક્કલને માટે પણ વ્હેમ પડવા માંડયો છે. હું કાલે ફરવા ગયો હતો અને સન્ધ્યાનું તેજ ધીમું ધીમું અન્ધકારમાં મળી જતું હતું તેવે સમયે હું પાછો ઘર આગળ આવી પહોંચ્યો. વિચારમાળામાંથી ચમકીને મ્હેં સહસા ઊંચું જોયું તો ખીણની બીજી બાજુએ એક સ્ત્રીની આકૃત્તિ જોઇ. ત્હેણે શ્વેત વસ્ત્ર પ્હેર્યું હતું. મ્હેં ત્હેને કાંઇક પ્રશ્ન પૂછ્યા પણ ત્હેનો ઉત્તર મ્હને મળ્યો નહિ એથી કોણ જાણે શાથી મ્હારૂં આખું અંગ ઠંડું થઇ ગયું, મ્હારી જીભ ભારે થઇ ગઇ અને હું તેજ જગ્યાએ જાણે ચોંટી ગયો હોઉં, તેમ સ્તબ્ધ થઇ ગયો. હું તે સ્ત્રીની સ્હામું એકીટશે જોઇ રહ્યો. ધીમે ધીમે તે આકૃત્તિ અન્ધકારમાં ભળી ગઇ અને હું ઘેર આવ્યો. મ્હેં આ વાત તરલતાને કહી નથી. આકૃતિ જોઇને જે વિચારો મ્હને આવ્યા અને ત્હેની જે અસર મ્હારાં હૃદય ઉપર થઈ તેથી મ્હને એમજ લાગે છે કે આ વાત તરલતાને નજ કહેવી."

—અગીઆર દિવસ પછી લખેલા પત્રમાંથી ઉતારો.—

"તે સ્ત્રી આવી છે. જ્યારથી મ્હેં ત્હેને પ્રથમ આવતી જોઈ ત્હારથી જ મ્હારા મનમાં એમ હતું કે તે આવશે અને તેમજ બન્યું. ગઈ રાત્રિએ તે આવી હતી અને હમે ઉભયની આંખ સ્હામું જોયું હતું. તું કદાચ એમ કહેશે કે હું ગાંડો થઇ ગયો છું—મ્હારાં શરિરની અશક્તિ હજી ગઇ નથી. હું બહુ સખતો હઈશ. મ્હેં પેલી વાત સાંભળી તેજ વાત મ્હારાં મનમાં રમી રહી હશે. મ્હેં પણ તેવાજ પ્રશ્નો મ્હારાં હૃદયને પૂછ્યા હતા. પરન્તુ તે તેમ છતાં આવી–તે આપણા જેવીજ મનુષ્ય હશે! કોઇ હવાની મુર્તિ હશે! મ્હારી કલ્પનામાંથી ઉત્પન્ન થઇ હશે! ગમે તેમ હો પણ મ્હને તો તે ખરીજ લાગતી હતી.

"ગઇ રાત્રે જ્યારે હું એકલો કામ કરતો હતો ત્યારે તે આવી. દર રાત્રિએ મ્હેં ત્હેના આવવાની રાહ જોઇ હતી. લાકડાંના પુલ ઉપર ત્હેના પગલાંનો અવાજ, બારણાં ઉપર ત્હેના હાથના ઠોકવાનો અવાજ અને ટપ, ટપ, ટપ, ત્રણ વખત બારણાંનો અવાજ મ્હેં સાંભળ્યો. હું ધ્રુજવા લાગ્યો. બે હાથે ખુરશી ઝાલીને મ્હેં એક ચિત્તે સાંભળ્યું. પુનઃ તેજ પ્રમાણે ત્રણવાર ટપ્, ટપ્, ટપ્, અવાજ સંભળાયો. હું ઉઠ્યો. બીજા ઓરડાના બારણાં કઇને આગળો દીધો અને પુનઃ કાન માંડ્યા. પુનઃ ટપ્, ટપ્, ટપ્, મ્હેં ઉઠીને આગલા બારણાંનો આગળો ઉઘાડ્યો. પવનના સુસવાટાએ અન્દર દાખલ થઇને મ્હારાં કાગળીયાં અસ્તવ્યસ્ત કરી નાખ્યાં. આકૃતિ અન્દર દાખલ થઇ. મ્હોંનો હેઠો ખસેડ્યો, હાથમાંનો રૂમાલ ટેબલ ઉપર મુકીને તે એક ખુરશી ઉપર બેઠી. દિવાના પ્રકાશમાં મ્હેં જોયું કે ત્હેના પગ બ્હારના વરસાદના પાણીથી ભીંજાયલા છે.

"હું ત્હેની સ્હામે ઉભો રહ્યો. ત્હેણે મ્હારી સ્હામું જોઇને સ્મિત કર્યું. ક્રુર, વિચિત્ર સ્મિત કર્યું. પણ તેમ છતાં હું તે ઘડીએ મ્હારો આત્મા પણ ત્હેના પગ સન્મુખ ધરી દેત. તે કાંઇ પણ બોલી નહિ અને મ્હને, પણ બોલવાની શક્તિ જણાઇ નહિં.

"આમ કેટલોક કાળ વ્યતીત થઇ ગયો હશે તે મ્હારા જાણવામાં નથી પણ અચીંતા તે એણે કાન માંડ્યા. પાસેની ઓરડીમાં સ્હેજ અવાજ થયો એટલે તરતજ ત્વરાથી તે સ્ત્રી ઉભી થઇ અને ગઅ સકોડીને મન્દ ગતિથી બારણાં બ્હાર ચાલી ગઇ. હું પછી ત્હાંજ ઉંઘી ગયો હઇશ.

"હું જ્યારે જાગ્યો ત્યારે મ્હેં એકદમ પેલા રૂમાલને માટે ટેબલ ઉપર જોયું પણ ત્યાં રૂમાલ ન હતો. ન્હા તૈયાર થઇ ગઇ હતી, ત્હેનો પ્યાલો લઇને તરૂલતા મ્હારી સ્હામે કાંઇક વિચિત્ર વિકારમય ચ્હેરાથી જોતી હતી. આ બાલાનો ચ્હેરો મ્હેં પ્રથમજ જોયો હતો.

"ત્હેણે મ્હને નિયમ પ્રમાણે સુપ્રભાત આપ્યું પણ ત્હેના કેશ છુટા થઇ ગયા હતા. મ્હને એમ લાગ્યું કે ગઇ રાત્રિનો બનાવ ફક્ત સ્વપ્નજ હશે, પણ બપોરે જ્યારે હું અચાનક સુવાના ઓરડામાં ગયો ત્યારે તરૂલતા તેજ રૂમાલને હાથમાં લઇને જોતી હતી."

"મ્હેં એમ માનવાનો ઘણો યત્ન કર્યો કે તે રૂમાલ તરૂલતાનોજ હશે અને બીજું સઘળું સ્વપ્નજ હશે. જો એમ નહિ હોય તો શું તે સ્ત્રી ખરી હશે! પણ હું શી.અન પૂર્વક કહી શકું છું કે તે સ્ત્રી ખરી ન હતી કેમ ખરી સ્ત્રી રાત્રિએ આવે વખતે મ્હારી ઝુંપડીમાં આવે! અને તે જ્યારે આવે ત્હારે મ્હારૂં શરિર કેવું ટાઢું થઇ જાય! ત્હેને સ્પર્શ કરવા પણ કેમ બીક થઇ જાય! પણ જો તે પુનઃ અહિં આવશે તો હું ત્હેને જ પુછી જોઇશ; મ્હારો હાથ લંબાવીને હું ત્હેને સ્પર્શ કરી જોઇશ એટલે ખબર પડશે કે તે આ દુનિયાની સ્ત્રી છે કે નહિં."

—પત્ર ૫.—

" સ્નેહી—"

આ પત્રો ત્હમને કોઈક વખતે પણ મળશે કે નહિ તે હું કહી શકતો નથી. હું તો આ પત્રો ટપાલમાં નાખવાનો નથી. જો હું કોઈક વખત ત્હમને જાતે મળું તો આ પત્રો બતાવીશ પણ તેમ ક્યારે કરીશ કે જ્યારે તેમ કરતાં હું પણ ત્હમારી સાથેજ આ બનાવ ઉપર હસી શકું ત્યારેજ. હમણાં તો હું મ્હારા ઉન્માદ મગજને શાન્ત પાડવાજ લખું છું.

" હવે તે રોજ આવે છે અને રોજની જગ્યાએજ બેસે છે. પોતાની વિશાચિણુ જેવી આંખ્યો મ્હારા ઉપર નાખે છે ત્યારે મ્હારૂં આખું શરિર અનેક વિકારોથી સળગી ઉઠે છે પણ વચમાં જ્યારે તે સ્મિત કરે છે ત્યારે જાણે હું મ્હારૂં શરિર ત્હેને અર્પી દઉં એમ થાય છે. હું મ્હારૂં પુસ્તક લખવાનો યત્ન કરતો નથી. રોજ રાતે પુલ ઉપરના ત્હેના પગનો અવાજ, ઘાસ ઉપરનાં ત્હેનાં પગલાંનો અવાજ અને બારણાં ઉપરનો ટપ્, ટપ્, ટપ્, નો ધ્વનિ સાંભળવાની રાહ જોતો બેસું છું. હમે ઉભય એક બીજાં સાથે એક શબ્દ પણ બોલતાં નથી. દરરોજ સ્હવારે હું એમ પ્રતિજ્ઞા લઉં છું કે આજ રાતે ત્હેને પૂછીશ પણ જ્યારે તે આવે છે ત્યારે મ્હારી સર્વ શક્તિ ચાલી જાય છે.

" ગઇ રાત્રિએ હું ત્હેની સરોવરના જેવી સુન્દરતા નિરખતો હતો, તેવામાં તે અચાનક ચમકી. મ્હેં જોયું તો બારીના કાચમાંથી કોઇક આકૃત્તિ હમને જોતી હતી, પેલી સ્ત્રી એકદમ ઉભી થઇને ચાલી ગઇ હું થડકતે હૃદયે તરૂલતાનાં બિછાના આગળ ગયો પણ ત્હાં જોયું તો તરૂલતા નિન્દ્રામાં હોય તેમ ત્હેની આંખ્યો મિંચાયલી હતી. પછી કોણ જાણે!"

—પત્ર. ૬.—

"હું હવે રાત્રિથી બ્હીતો નથી પણ દિવસથી બ્હીતો ફરૂં છું. જે સ્ત્રીને હું મ્હારી પત્ની કહું છું તેને જોઉં છું ને મ્હારા હૃદયમાં ધિક્કારની ઉર્મી ઉત્પન્ન થાય છે. હું ત્હેના ચુમ્બન રૂપી ફટકાથી બીહું છું. ત્હેની આંખ્ય સાથે મ્હારી આંખ્ય મળવાથી મ્હારૂં આખું શરિર કંપી ઉઠે છે. ત્હેણે બધું જોયું છે, બધું જાણે છે; હું તે સર્વ જાણી શક્યો છું, જાણી શક્યો છું, તેમ છતાં મ્હને તે આલિંગન કરે છે અને પતિ, વ્હાલા પતિ કહીને સમ્બોધન કરે છે, હમે ઉભય એકકને પ્રેમના શુષ્ક શબ્દોથી બોલાવીએ છીએ. આહા ! પણ તેજ પળે ત્હેની તીરછી આંખ્યો મ્હારી સ્હામા તિરસ્કારથી હસે છે, અને તેથી જાણે મ્હને સર્પદંશ થયો હોય તેમ મ્હારૂં આખું અંગ સળગી ઉઠે છે. ને બદલો વાળવાનો ઉપાય શોધે છે અને વેર વાળવાથીજ ત્હેનું હૃદય તૃપ્ત થશે એમ મ્હને જણાય છે. હા ! હું ત્હેને ધિક્કારૂં છું, ધિક્કારૂં છું, ધિક્કારૂં છું."

—પત્ર ૭. માંનો કેટલોક ભાગ.—

" આજે સ્હવારે મ્હેં તરૂલતાને કહ્યું કે મ્હારે ઘણું દૂર ફરવા જવું છે. હું જ્યાં સુધી ત્હેની દ્રષ્ટિમર્યાદાથી બ્હાર ગયો નહિં ત્યાં સુધી તરૂલતા ઉંબરામાં ઉભી રહી. આખરે એક ન્હાના ડુંગરાની ઓથે હું આવી ગયો એટલે હમે એકકને દેખાતાં બન્ધ થયાં. જેવો હું ત્યાં સુધી ગયો કે તરતજ હું બીજે રસ્તે પાછો વળ્યો અને આડકતરે રસ્તે થઇને આખરે એવી જગ્યાએ આવ્યો કે જ્યાંથી હું મ્હારૂં ઘર બરાબર જોઇ શકું: તરૂલતાના હાથમાં એક ન્હાની કુહાડી હતી અને લાકડાંના પૂલ આગળ ઉભી ઉભી તે ઘા કર્યે જતી હતી. હું એટલે દૂર હતો તેમ છતાં હું ત્હેના મ્હોં ઉપરનું નિર્દય, ક્રુર, અસ્વાભાવિક સ્મિત જોઇ શકતો હતો.

" પછી પાછો હું રસ્તા બણી વળ્યો અને આમ તેમ ભટકીને મોડો ઘેર

ગયો. ત્યાં આઘેથી તરૂલતાએ મ્હને જોયો એટલે પોતાનો રૂમાલ હલાવ્યો મ્હેં પણ મ્હારો રૂમાલ પ્રેમની નિશાની તરીકે હલાવ્યો પણ ત્હેની સાથે મનમાં મ્હેં અનેક શાપ આપ્યા. પણ ત્હેમાં શું વળ્યું ! શાપ પવનના સપાટામાં મળીને નીચે મ્હેંના ધોધમાં મળી ગયા. હું છેક પાસે ગયો. મ્હને તરૂલતાએ ચુંબન આપ્યું. મ્હેં ત્હેને જાણવા નહિં દીધું કે ત્હેનું કહેલું કામ મ્હેં જોયું છે. ભલે ત્હેની પુરી મુરાદ બર આવો ! તેથી મ્હને ખબર તો પડશેજ કે કેવી જાતની આકૃતિ મ્હારી પાછળ પડી છે. જો તે સ્ત્રી હવાનીજ પુત્રી હશે તો તો ત્હેણે આણેલો પુલ શું કરવાનો હતો ! પણ જો તે ખરીજ સ્ત્રી હશે તો— !

"પણ ના ના, તેમ તો નહિંજ હોય. જો સાચીજ સ્ત્રી હોય તો તે મ્હારા સ્હામું એક પણ શબ્દ ઉચાર્યા વિના શા માટે બેસી રહે ! હું ત્હેને શા માટે એક પણ પ્રશ્ન પૂછી શકું નહિં ! શા માટે ત્હેને જોવાથી મ્હારા શરિરની સર્વ શક્તિઓ નાબુદ થઇ જાય છે ! પણ તે જો પ્રેતાત્માજ હોય તો હું ત્હેના પગલાંનો અવાજ શી રીતે સાંભળી શકું છું ! વરસાદના બિન્દુઓ ત્હેમનાવાળ ઉપર શાથી પડેલાં દેખાય છે !

"હું મ્હારી રોજની ખુરશીએ બેઠું છું; રાત્રિ ઘણી વ્યતીત થઇ ગઇ છે; હું એકલો શૂન્ય અન્ધકારમાં ભણકારા સાંભળતો, રાહ જોતો—કોની રાહ જોતો ! બેસી રહું છું. જો તે પ્રેતાત્મા હશે તો મ્હારી કને હજીપણ આવી શકશે અને જો તે ખરી સ્ત્રીજ હશે તો ત્હેની ચીસ હું આ પ્રચણ્ડ તુફાનમાંથી પણ સાંભળી શકીશ. હા હૃદય ! આ ઉદ્વેગ કેમ સહન થાય !

"હાય ! મ્હેં ચીસ સાંભળી. તુફાનને વીંધીને, પુલના લાકડાંઓના કડકાના અવાજને દાબી દેઇને, પુલની સાથે દૂર પડેલા પત્થરોના અવાજને ચીરીને, ભયાનક રાત્રિના ભયંકર અન્ધકારને ભેદતી ચીસ નિર્જન અરણ્યમાં ગાજી ઉઠી ! ! ! આહા ! હજી હું સાંભળું છું; નીચેના પ્રચણ્ડ ધોધમાંથી તે ચીસ ઉપર નીકળે છે; જે વખતે હું આ શબ્દો લખું છું તે વખતે પણ આ ચીસ મ્હારાં હૃદયના ચુરેચુરા કરી નાખતી, મ્હારા ઉશ્કેરાયલા મગજને વિવશ કરી મૂકે છે. અરે ! હું તે ચીસ સાંભળું છું ! કેવી હૃદયદ્રાવક હજી હું સાંભળું છું એ પ્રભુ !

"હું ખુરશીએથી પડીને છેક પર્વતની કડણ સુધી ગયો અને નીચે જોયું, પણ શું જણાય ! ખીણ અન્ધકારથી ભરેલી હતી, મ્હેં ગાંડાની માફક બુમો મારી પણ નીચેના ધોધના અવાજથી જાણે કોઇ યમદુત ભયાનક અટ્ટહાસ્ય કરતો હોય તેમ જણાયું. જે ઉન્માદાવસ્થા મ્હને દર પળે ઘેરી લેતી જાય છે ત્હેની સત્તામાં ઝોલાં ટક્કર ઝીલતો હું અહિં બેઠો છું. હું જાણું છું કે આ બધી વાત ફક્ત મ્હારા મગજનીજ ભ્રમણા છે, પુલ સડેલોજ હશે તુફાન ભયંકર હતું એટલે તૂટી પડ્યો હશે; ચીસ બીજું કાંઇ નહિં પણ પર્વતોના પડઘોજ હશે !!! પણ આહ ! તે કેમ મનાય ! મ્હારૂં હૈયું તે વાત કેમ કબુલ કરે ! વળી પાછી ચીસ ! તેજ ચીસ ! જંગલના ઝાડોને ભેદીને, પાણીના ઉછળતાં ફુંફાડાને ચીરીને હવામાં તે ચીસ ચોખ્ખી સંભળાય છે અને મ્હારાં ઉશ્કેરાયલા મગજ ઉપર હથોડાની માફક પડે છે !! હૃદયમાં એમજ થાય છે કે પેલી સ્ત્રી હવે આ ઝુંપડીમાં નહિ આવે. હાય ! વળી પાછી તેજ ચીસ ! તેજ ચીસ ! "

—છેલ્લા પત્રનો સાર.—

" હું આ બધા પત્રોની સાથે એક પાકીટ મ્હારાં શિરનામાં ઉપર મુકતો જાઉં છું. જો હું પાછો નહિજ મળી શકું તો કદાચ કોઇ આવનો જતો મુસાફર દયા આણીને આ પત્રો ત્હારા ઉપર બીડશે.

" મ્હારાં લખાણો અને પુસ્તકો જેમના તેમ પડ્યાં છે, હુ કાંઇ કામ કરી શકતો નથી. હમે કાળી રાત્રિમાં—જે સ્ત્રીને હુ પત્ની કહું છુ તે સ્ત્રી અને હું—તે પોતાનાહાથમાં એક ગુંથવાનું રાખી મુકે છે પણ ત્હેનો એક પણ ટાંકો વધતો નથી અને હું મ્હારા હાથમાં એક પુસ્તક રાખી મૂકુ છું પણ ત્હેનું એક પણ પાનુ ફેરવતો નથી, રાતદિવસરૂપે એકેકની સ્હામા દ્રષ્ટિપાત્ કરીએ છીએ. કોઇક વખત અચાનક હું તરલતાના મુખ સ્હામુ જોઉં છું તો તેજ ક્રુર, નિર્દય સ્મિત ફરકતું જણાય છે.

" હમે વાતો કરીએ છીએ તે પણ જાણે અજાણ્યાં મનુષ્યો હોઇએ તેમજ. રાત્રે જ્યહારે હું તાપણાના ઝાંખા પ્રકાશ અને કૂદતા પડછાયા જોતો બેસું છું, ત્યહારે કોઇક વખત મ્હને એમ ભ્રમણા થાય છે કે બારણા ઉપર ટપ્, ટપ્, ટપ, અવાજ સંભળાય છે. હું ચમકીને ઉઠીને બારણાં ઉઘાડીને બ્હાર જોઉં છું પણ ત્યહાં તો ફક્ત કાળી રાત્રિજ ઊભી હોય છે. બારણાં બન્ધ કરીને હું પાછો ફરૂં છું એટલે પેલી પિશાચિણી–તરલતા–મ્હારી પત્ની મ્હને પૂછે છે કે કયો અવાજ સાંભળીને મ્હેં બારણું ઉઘાડ્યું. તે વખતે મ્હને એમ થાય છે કે હું ત્હેને બાથમાં ભીડીને કચરી નાખું. ત્હેના હાડકાંના ચુરેચુરા થતાં કેટલો વખત લાગે ?

" અહિં જંગલના શૂન્ય મેદાનમાં હું પણ જંગલી જેવો થઇ ગયો છું. અસલના વખતના જેવી પ્રેમ અને ધિક્કારની ઉર્મિઓ મ્હારા હૃદયમાં ઉછળી રહી છે. તે ઉર્મિઓ ત્હમે હાલના જમાનાનાં મનુષ્યો કલ્પના પણ નહિ કરી શકો તેવી ભયાનક અને નિર્દય છે. અનેક સૈકાઓનું શિક્ષણ, જાણે પવનના ઝપાટાથી જીર્ણ વસ્ત્ર અંગ ઉપરથી સરી પડે તેમ સરી પડ્યું છે. મનુષ્યોની અસલની પ્રચણ્ડ લાગણીઓએ મ્હારાં અંતઃકરણમાં વાસ કર્યો છે. એક દિવસ હું પેલી મ્હારી સ્ત્રીના શ્વેત કંઠની આસપાસ મ્હારી આંગળીઓ દબાવીશ એટલે ત્હેની આંખો બ્હાર નીકળી આવશે. ત્હેના મૃદુ ઓષ્ઠ નિસ્તેજ થઇ જશે અને ત્હેની સર્પના જેવી જીહ્વા ફીકી થઇ જશે, અને ધીમે ધીમે હું ત્હેના લોહી વગરના મુખ સ્હામું જોતો પાછળ હઠાડતો જઇશ, તે વખતે હું પણ સ્મિત કરીશ. પાછળ બારણાની બ્હાર, ન્હાના ન્હાના છોડવાઓથી દૂર હું ત્હેને લઇ જઇશ; આખરે ત્હેના ન્હાના પગ પર્વતની કદણને અડકશે. જીવન અને મૃત્યુની વચ્ચમાં ફક્ત ત્હેના પગજ રહેશે. હા ! ત્યારે હું ભયાનક સ્મિત કરીશ, પછી હું નીચો વળીને ત્હેના ઓષ્ઠને ચુમ્બન કરીશ અને પછી–પછી હું અને તે નીચે, નીચે, ખીણમાં લટકતાં વૃક્ષોને ભેદીને, ખીણમાં ઉડતાં પક્ષીઓને વીંઝીને પ્રચણ્ડ ઝરાના ફીણને કાપીને, ઊંડાં, ઊંડાં, પેલી સ્ત્રી જ્યહાં સૂતી હશે ત્યહાં જઇશું. ઓ ! વળી પાછી પેલી ચીસ ? હવે હૃદય કહ્યું નથી કરતું. પાછી પેલી–"

પત્ર પૂરો થયો. નીચે સહી કરી નહતી. જેવાં સૂર્યનાં કિરણો દેખાવા લાગ્યાં કે તરતજ હમે તે ઝુંપડી છોડીને ચાલ્યા ગયા અને ભટકતાં ભટકતાં ગામમાં પહોંચી ગયા. પણ હમારા ભોમિયાનો પત્તો હમને મળ્યો નહિ. હજી તે ત્યહાં પર્વતોમાંજ ભટક્યા કરતો હશે કે ભૂલથી આડો અવળો પગ ગયાથી ઊંડી ખીણનો ભક્ષ થઇ ગયો હશે તે કહી શકાતું નથી.

# શ્રી સુદામાપુર ગાયત્રિ મંદિરનું ધર્માદા ફન્ડ.

સર્વે ધર્માનુરાગી મહાશયોને આથી વિદિત કરવામાં આવે છે કે કચ્છ, કાઠિઆવાડ, તથા ગુજરાતમાં શ્રી ગાયત્રિ માતાનું મંદિર નહિ હોવાને લીધે અનેક સદ્‌ગૃહસ્થોની ઇચ્છાનુસાર શ્રી સુદામાપુરી ( પોરબંદર ) મધ્યે શ્રી ગાયત્રિ માતાનું મંદીર બાંધવાના કાર્યનો પ્રારંભ કરવામાં આવેલો છે. તેને માટે શ્રી પોરબંદરના ઍડમીનીસ્ટ્રેટર દરબાર **શ્રી વાજસુરવાળા સાહેબ** તરફથી શ્રી લકેશ્વર મહાદેવની, જોડમાં આસરે રૂ. ૩૦૦૦) ની જગા કૃપાની રાહે ધર્માદા આપવામાં આવેલી છે, અને તેના કમ્પાઉન્ડને લગતી દિવાલ મુંબઇના પ્રતિષ્ઠિત ગૃહસ્થ સદ્‌ગત **શેઠ. વૃન્દાવનદાસ પુરૂષોત્તમદાસના** સત્પુત્રો તરફથી બંધાવી આપવામાં આવી છે. આ ફન્ડના ટ્રેઝરર તરિકે કામ કરવાને શેઠ **ધીરજલાલ વૃન્દાવનદાસ તથા શેઠ. મગનલાલ દલપતરામ** ખખ્ખરે કબુલેલું છે. આ મંદિરને લગતા બ્રાહ્મણોને માટે વેદાભ્યાસ અર્થે એક **ધર્મશાળા તથા પુસ્તકાલય** પણ સ્થાપવાની આવશ્યકતા છે. એ સર્વેનો અડસટો લગભગ રૂ. ૭૦૦૦) ધારવામાં આવેલો છે. જે કોઇ સખી ગૃહસ્થ રૂ. ૩૫૦) ની ઉમદા સખાવત કરશે તેના નામનો એક ઓરડો બાંધી આપવામાં આવશે. માટે સર્વે ઉદાર ગૃહસ્થોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે આ ધર્મ કાર્મની અંદર ઉદારદીલથી જો કોઈ મદદ કરશે તો પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય થશે એમાં કઇ સંશય નથી. આ ધર્મ કાર્ય **જોશી હીરજી પ્રભાશંકરે** માથે લીધું છે અને તન મનથી સતત પ્રયાસ કરે છે, અને તેઓનેજ નાણા વસૂલ કરવાની અમારા તરફથી સત્તા આપવામાં આવી છે, માટે બીજા કોઇને પણ એ નિમિત્તે આપવું નહિ.

લી૦ સેવકો.

ધીરજલાલ વૃન્દાવનદાસ.

જમનાદાસ માણેકચંદ ગોરા ગાંધી.

મગનલાલ દલપતરામ ખખ્ખર.

નરોત્તમ મનજી.

પ્રભુદાસ ગોકુલદાસ ઠાક્તર.

ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી વકીલ.

કલ્યાણરાય છબીલદાસ વકીલ.

શા. મોતીચંદ કપુરચંદ ગાંધી.

# પી. પી. રેળે અને કંપની.

## રબર સ્ટેંપ મેકર્સ ને એન્ગ્રેવ્હર્સ વિગેરે.

૧૯૯ કાલકાદેવી રોડ, મુંબઈ.

જાત જાતના રબરી શીક્કાના નમુના-પેટી, બ્રશ અને શાઈ સાથે નીચેની કીંમતમાં મળશે.

નં. ૪૧૭ રૂ. ૪-૦-૦ નં. ૫૧૪ રૂ. ૩-૦-૦













## લાખને માટે પીતળના સીલ.

બે અક્ષરોના મોનોગ્રામની કીંમત રૂ. ૨-૮-૦

ત્રણ અક્ષરોના મોનોગ્રામની કીંમત રૂ. ૩-૦-૦

## સ્ટાયલો પેન.



ફક્ત એકવાર શાહી ભરવાથી ૧૦૦૦૦ શબ્દ ઝડપથી લખાય એવી.

કીંમત આના ૧૪. રૂ. ૧ા. રૂ. ૧ાા.

## અંગુઠો છાપ.



દસ્તાવેજ જેવા કીમતી કાગળોપર અભણ લોકોના અંગુઠા છાપી લેવામાં બહુજ ઉપયોગી પડે છે. અંગુઠાની નિશાની હોવા વગર તે કાગળ કાયદાસર થતો નથી.

નં. ૧ (સામાન સાથે) કીંમત આના ૧૨

નં. ૨ રૂ. ૧-૦-૦ નં. ૩ રૂ. ૩-૦-૦

નં. ૩ ની સાથે પ્લેટ, રબરનો રોલર શાહીની શિશી અને છુરી આવશે.



એક નાની પેટી વિજળીના લાઈટ સાથે રોજ થોડીવાર સુધી બળતી રાખવાથી ઘણા મહીના સુધી ટકે છે. કીં. રૂ. ૧૦ તથા ઇલેક્ટ્રીક ડ્રાયબેટરી, પોકેટ લેમ્પ અને કૉલબેલ વિગેરે અમારે અહીંયા મળશે.

# જુવાની.

## રૂસ્તમી બળ

—અને—

**મરદાઈ તાકાત ગઈ હોય તો**

## —એમ. ઇ. હકીમની બનાવેલી—

શક્તિની ગોળીઓ વાપરવામાં બહુજ ઉત્તમ અને ફાયદાકારક છે.

આએ ગોળીના વાપરનારાઓએ તેના ઉત્તમ ગુણોની ખાત્રી કરયા બાદ પોતાના હજારો લાગતા વળગતાઓમાં ચાલુ કીધી છે, અને તેને ૫૦ રૂપીઆની પાકુતી અને તેવીજ બીજી દવાઓ કરતાં પણ વધારે ફાયદાકારક છે એમ કબુલી સુકયા છે.

આએ દવા દુન્યાના પ્રખ્યાત ડાક્ટર લુકમાને હકીમના ઉત્તમ નુસ્કાઓમાંની એક ઉત્તમ બનાવટ છે, માટે વાપરી ખાત્રી કરો.

તમારી જુવાનીપણાની નબળાઇ દુર થશે. ઢીલી પડેલી નસો મજબુત થશે, બીમારીથી લોહી તથા શક્તી ઓછી થઇ હશે તો તે શક્તિ વધારશે અને ઓછી યાદશક્તિને ખીલવીને મગજની નબળાઇ દુર કરશે. અને તેવાજ બીજા શક્તિને લગતા દરદો માટે બહુજ ઉત્તમ છે, માટે દરેક જણે વાપરવાની ખાસ જરૂર છે, કારણ કે તેથી એક નહિ પણ અનેક સાધારણ દરદો દુર થશે.

૪૦ ગોળીની શીશી ૧ નો રૂ. ૧—પોસ્ટેજ જુદુ.

લખોઃ—એમ. ઈ. હકીમ. સીધપુર—નોર્થ ગુજરાત.

---

## —સફેદ બાલ કાળા કરવા માટે—

### —તદન નવી શોધ—

વેદન કું. નું બનાવેલું.———અતિ ઉત્તમ.

# હેઅર ગ્રૉવર (સોલ્યુશન)

૧૫ દીવસ સુધી બાલ ઉપર નિયમિત લગાડવાથી ગમે તેવા સફેદ બાલ કાળા કરી નાંખશે અને માથામાં પડેલી તાલની જગાએ ફરી બાલ પેંદા થશે અને કાળા બાલ ઘડી ઘડી સફેદ થવાની તમારી બધી પંચાતી દુર થશે એટલે પછી તમે.

**જુવાનજ દેખાશો! ખરૂં કે?**

આએ સોલ્યુશન તેના ઉત્તમ ગુણ માટે સાધારણ રીતે ઘરેઘર વપરાય છે.

કારણ કેઃ—તેથી મગજને ઘણીજ ઠંડક મળે છે અને બાલોને નરમ રેશમ જેવા અને ચળકતા બનાવે છે, તો પછી તે કરતાં

**વધારે શું જોઇએ છે?**

કીમત બાટલો એકના રૂ. ૨-૦-૦ પોસ્ટેજ જુદુ.

**લખો—વેદની કું.** ખાંડ બજાર, } મુંબઇ

એજન્ટો મેસર્સ હરજી મુળજીની કું. જુમામસજીદ—મુંબઈ.

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો ! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ !! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળકપણ નહિ નીકળે !

દીનવત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દરમાસે રૂ. ૭ ) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમ્મરના અનાથને, અને દર માસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમ્મરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પુન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

સચિત્ર માસિક

# શ્રીભક્ત.

વૈશાખ અને જેઠ પૂર્ણિમા, સંવત ૧૯૬૯.

પુસ્તક ૯. અંક ૧૧-૧૨, મો.



ग्रीष्म विहार.

આ પુસ્તક વાંચ્યા સિવાય તમને ચાલે એમ નથી, આજે વાંચો કે કાલે વાંચો પણ તમે વાંચ્યા વગર રહેવાનાજ નથી.

# ભદ્રબાલા.

પ્રથમ ભાગ.

રચનારઃ—જ. લ. પંડિત, મુંબઈ.

"પ્રત્યેક પ્રકરણ જીજ્ઞાસાના તંતુને અધિક અધિક લંબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મન તથા આત્માને આનંદમાં તલ્લીન કરેછે."



આ પ્રકરણો જરૂર વાંચો.

૧ સુલોચના અદ્રશ્ય.
૨ મહાત્માનો આદેશ.
૪ સંકેત મુદ્રા.
૫ મહામંડલ.
૬ હનીમૂન માટે પ્રયાણ
૧૦ સુધારાનું સ્વાતંત્ર્ય.
૧૮ માદીકરીની ટપાટપી.
૧૯ નૃત્ય શિખતી છોકરીઓ.
૨૧ સ્પર્ધાકરતી કુમારિકાઓ.
૨૨ સનવિલા અને અતિથીઓ
૨૩ દીક્ષા અને આંતર સૃષ્ટિઓ.
૨૪ દિવ્ય સંગીત.
૨૫ કામનાથ મહાદેવ.



"મારી મનકામના અવશ્ય સિદ્ધ થશે."

(ભદ્રબાલા પૃષ્ઠ ૨૧૨.)

# શ્રી ભક્ત.

## ( સચિત્ર માસિક )

વૈશાખ અને જ્યેષ્ઠ પૂર્ણિમા.

વિષયાનુક્રમ.



**વિનંતી**—પ્રૂફ રીડીંગમાં થએલી ભૂલો માટે અલક્ષ કરવા લેખકો તથા વાચકોને મ વિનંતી છે.

# વાચકોને નમ્રવિજ્ઞપ્તિ.

આ માસિકના વૈશાખ અને જ્યેષ્ઠના અંકો વિલંબે પ્રકટ કરવા માટે અમે દીલગીર છીએ. અમારા ખાનગી વ્યવહારિક પ્રસંગમાં રોકાણ થવા ઉપરાંત રેજીસ્ટ્રેશન વી. પી. ના સંબંધમાં પોસ્ટ ખાતા સાથે અડચણ ઉભી થવાથી તથા રેજીસ્ટ્રેશન રીન્યુ કરવા સંબંધની અણધારી અડચણ આવવાથી ધારવા કરતાં વધારે વિલંબ થયો છે, જેને માટે અમારાં ગ્રાહકો અલક્ષ કરશે એવી આશા છે.

અમારાં ગુણગ્ર ગ્રાહકો તરફથી આ માસિકના કાર્ય માટે જે સંતોષ જણાવવામાં આવે છે તેને માટે અમે આ સ્થળે અંતઃપૂર્વક આભાર માનીએ છીએ.

શ્રી ભક્ત માસિકનું નવમું વર્ષ આ અંક સાથે પુરું થાય છે. આખા વર્ષનો વિષયાનુક્રમ નવા અંક સાથે મોકલવામાં આવશે. ભવિષ્યનાં વર્ષો પરમાત્મકૃપાથી લેખક વાચક સર્વને અધિક પ્રોત્સાહક થાઓ એવી પ્રભુપ્રાર્થના છે.

## ખાસ નિવેદન.

**શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીનું સચિત્ર લીલામૃત તૈયાર થાય છે;** તેમાં મૂકવાનાં ચિત્રો સંબંધમાં ઘણી તપાસ કરવા છતાં સંતોષકારક મળી શક્યાં નથી. પ્રયત્ન ચાલુ છે. ગ્રંથને સંપૂર્ણ રીતે ઉપયોગી તથા સુંદર બનાવવાની અમારી ઇચ્છાને અમે રોકી શકતા નથી, અને તેથીજ ચિત્રો વગેરે માટે વધારે પ્રયાસ કરીએ છીએ. બનતી ઉતાવળે આ ભેટનું પુસ્તક બહાર પાડવામાં આવે તેને માટે અમે ઉત્સુક છીએ છતાં થોડા માસ વિલંબ થાય તો તેને માટે અમારાં ગ્રાહકો દરગુજર કરશે એવી આશા છે. વિલંબ થવા છતાં પણ ભેટનું પુસ્તક વધારે સારા સ્વરૂપમાં પ્રકટ થશે એ જોઈ પ્રત્યેક જણનું અંતઃકરણ પ્રસન્ન થશે એવી અમને આશા છે. શ્રી આચાર્યજી મહાપ્રભુજી અમારા કાર્યને સહાય અર્પો એવી નમ્ર પ્રાર્થના છે.

અધિપતિ.

# આતંક નિગ્રહ ગોળીઓ.

આતંકનિગ્રહ ગોળીઓ આરોગ્યની દેવી છે, પૌષ્ટિક દવાઓની મહારાણી છે. ડાકટરો અને વૈદ્યોનું અમોઘ હથિયાર છે, વીર્યની ઉત્પત્તિનો ઝરો છે, શક્તિનો અખૂટ ખજાનો છે, સ્મરણશક્તિનો સાગર છે, બુઢ્ઢાઓને જુવાનીનો મંત્ર છે, દુખિઓને આશિર્વાદ છે અને ટુંકામાં મનુષ્યમાત્રનું જીવન છે.

ગુમ થએલી યાદદાસ્ત, ગુમ થયેલો મરદાઈ તત્વ, તથા ગુમ થયેલ તાકાતને પાછી મેળવવા માટે, મગજને પુષ્ટિ આપવા માટે, જ્ઞાનતંતુઓને તેજ કરવા માટે, ધાતુવિકારને દૂર કરવા માટે, આતંકનિગ્રહ ગોળીઓ બિનહરીફ ઈલાજ છે.

કિંમત ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂપિયો ૧ એક.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવીંદજી.

હેડ ઑફીસ—જામનગર કાઠીયાવાડ.

માલેક-આતંકનિગ્રહ ઔષધાલય.

બ્રાંચ મુંબઇ કાલબાદેવીરોડ. પોષ્ટ નંબર ૨

સઘળી જાતના નૈતિક અને શારીરિક ભયમાંથી મુક્ત રહેવા માટે અહેરબાની કરી

# "કામશાસ્ત્ર"

નામનું અમારૂં પુસ્તક વાંચો, તે આરોગ્ય, દોલત અને આબાદીના ઉત્તમ માર્ગો દેખાડનારૂં છે.

૮૨ આવૃત્તિઓ બહાર પડી આજ સુધીમાં તેની આઠ લાખ કરતાં વધારે પ્રતો વહેંચાઇ ચુકી છે.

તે પુસ્તક

ઈગ્રેજી, મરાઠી, ગુજરાતી, હીંદી, ઉર્દુ (ગુજરાતી લીપીમાં) તથા બંગાળી અને તામીલ ભાષામાં તૈયાર છે.

વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી

જામનગર કાઠીયાવાડ.

બીજાઓ કરતા

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણ

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ હજાર રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ મોતીલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સોનાવાળા માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઇના બીજા તીજોરી વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી વધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક કલાકમાં થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

ગોદરેજ રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે.

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહી, કારણ જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ કરનાર પાતળી પ્લેટ વાપરે. તીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ કહી શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

## ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ સ્ક્રુથી વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ડીસમીસથીજ તીજોરી ફોડી શકાય.

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો હતો જોકે અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ બળી જાય.

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોતે પોતાની ચોપડીમાં લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાંનાં ખાંનાને લગાડવાની નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે લાયક નથી.

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓની તીજોરીઓને ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને દરેક વેળા પેહેલા ઇનામ મેળવયાં છે.

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે મજબુત તેમજ બીજા ઓથી સસ્તી હોવાના સબબથી જયારે

**ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ જાથુક કામ કરે છે.**

ત્યારે બીજા કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં નથી.

—કારખાનું—

ગેસ કંપની પસે, પરેલ મુંબઇ.

.દુકાન— શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ બજારની સામે, મુંબઈ.




—श्री रामभक्त—



*Lakshmi Art—Bombay.*

श्री रामभक्त भरत.

અનુષ્ટુપ— ગુરૂસંમતિ લેઇને, દશરથે નક્કી કર્યું,
રાજ્યાભિષેકની વેળા, મૂહુર્ત સારા દિનનું.

ઉપેન્દ્રવજ્રા— આનંદ આનંદ ઉરે બધાંને,
રાજા પ્રજા ને નર બાળ સ્ત્રીને,
આનંદ રેલી ઉભરી જતો'તો;
દુઃખી છતાંએ સુખડું હતું ત્યાં.

અનુષ્ટુપ— મંથરાચિત્ત ધોળાતા, વિચારો કો વિધવિધા,
દહીંનું ચિત્ત એનું એ, સુખ માનતું ના જરા.

દ્રુતવિલંબીત— દશન સર્પ તણો જત તેજ જો !
મરણના શરણે થઇને જતો.
દશન દુષ્ટ જનો કરતા કદા,
તૃતિય માણસને જતી આપદા.
શ્રવણપુટ જઇ દશી મંથરા,
ભરતમાત તણા, સહયું તદા–
જનકપુત્રી તથા રઘુવીરને;
વરષ ચૌદ હતું પડયું કષ્ટમેં.

અનુષ્ટુપ— કૈકેઇ કારણે રાજ, દશરથે વન સોંપીયું,
રાજ્ય સ્પૃહા ત્યજી રામે, હર્ષથી તે સ્વીકારીયું.

ગીતિ— ભ્રાત શિરોમણી ભરતે, જાણ્યું જ્યારે 'રામવને વસીયા,
'પિતાપ્રાણ તજાયા, ' માતા સન્મુખ હાથપગો ઘસીયા.

સોરઠો— લીલાં વનનાં ઝાડ, તેમાં પર્ણકુટી કરી,
રહેતાં દશરથબાળ, ઋષિઓની સેવામહિં,
સરિતાનાં ગંભીર, નિર્મળ જળ વે'તાં સદા,
તે'વાં સુંદર નીર, શ્રમ હરે તે શું'કતાં.
પક્ષી કરી કલ્લોલ, માતાં ને મલરાવતાં;
મોજાઓ હતાં અનેક, કરતા*ત્રણ દીન ગાળતા,

દોહરા— રામભક્ત શ્રી ભરતજી, આવી મળીઆ ત્યાંય,
પાદે પડતા નીરખી, રામે ઝાલી બાંય.
ભરતે બે કર જોડીને, વિનવ્યા રઘુપતિ રામ.
" પુર પધારી, કૃપા કરો—મહવા રાજ્ય-લગામ.
" માફ કરો મુજ માતને, જુઓ પ્રજાની દાઝ,
" આપ તણું તે આપ લ્યો, ન્યાય સ્વીકારી આજ. "

રેખતો ' આજ્ઞા પિતાની પાળવી યોગ્ય,
' મારે તારે તે સઉ લોક.
' વચન આપ્યું પિતાએ પાળ્યું,
' વિરહાગ્નિમાં તન ઓગાળ્યું.
' અમને વન તમને રાજ,
' બાપે દીધ ભોગવવા કાજ.
' ભરત ! માટે, પાછા જાઓ,
' કૈકેઇ રોષ મન ન લાવો.
' કહી, મનજો તમારૂં ન માને,
' રાજ્ય કરો, પાદુકા બાને."

અનુષ્ટુપ— પાદુકા શીર્ષ ધારીને, રામ ભક્ત સીધારીઆ,
અયોધ્યા આવી વારમાં તે, રામ વન વાસી રહ્યા.

ગીતિ— ક્યાં દઢ વચની પિતા ! ક્યાં આજ્ઞાપાળક પુત્રો રૂડા !
ક્યાં પ્રેમી ભ્રાતાઓ ! ક્યાં ભરતો ! પ્રેમી સંતન ભીડા !

ઉમાશ્રેત્ર તા. ૧૫-૪-૧૩
શ્રી રામનવમી —કુંદન—

* રામ, સીતા ને લક્ષ્મણ.

# प्रियतमाने.

ચાહીશ તું નહિ મને યદિ, હોય હું તો;
ત્હારોજ, હા, નકી સદૈવ રહીશ ત્હારો.
અર્પ્યું તને હૃદય પાછું, હવે લઉં શે,
અર્પ્યું પુનર્ગ્રહવું એ, નહિ ધર્મ મ્હારો. ૧
એ આવડે કદરહીન! મને કંઇ ના;
શીખ્યો ન, શીખીશ નહિ, તુજ ધર્મ એવો.
જાણું નહિં હૃદય કેમ કઠિન થાયે,
કે બાપડું અણુપઘેલું નમે કદી તો. ૨
કિંતુ, તું સ્વર્ગ, પદમોક્ષતું મ્હારૂં તું તો;
સેવીશને ભજીશ કષ્ટ સહી તને હું.
ત્હારી સમાધિ ચઢવીસ પ્રિયે! વળી હું,
તું તુંજ બ્રહ્મ, સખિ! તુંમય હું થવાનો. ૩
ત્યાગી સઉ જગત વ્હાલી! બનીશ જોગી;
ચોળીશ પાદરજ તુજ, વિભૂતિ મ્હારી.
ને બ્રહ્મરન્ધ્ર મહીં સ્થાપીશ તુજને હું,*
ત્હારૂંજ ધ્યાન કરી કહેશ પછી હું "सोऽहम्" ૪
જોડીશ ના નયન રેડીશ ના પ્રીતિ તું;
આપીશ ના હૃદય તુજ ભલે પ્રિયે! તું.
અર્પીશ પ્રેમ સહ, રંક બ્રચીત આપો,
ત્હારા વિના જગત શૂન્ય પ્રિયે! છતું શું. ૫

૧૫-૬-૧૦ રા. કુસુમાકર.

---

# विराग.

૧

જાશું હમે ગંગા તટે ને પર્ણકુટી બાંધશું;
ને વાસ કરશું ત્યાં હમારો, સૌખ્યમય આનંદથી,
વૃક્ષો હમારા પ્રિયજનો સરિતા હમારી બેનડી,
બોલાવશું, સંલાપશું સંસારના સુખ દુઃખ વિષે.

કંદમૂળ આહાર થાશે ઉદરનો,
કર ચરણ થાશે હમારા પરિજનો.

* ત્હને બ્રહ્મ માનીને હું "सोऽहम्" કહીશ.

૨

ના કોઇ હમને ત્યાં ઉપાલંભો દઇને દુઃખ દે,
ના કોઇ ત્યાં અમ ગરીબ ધન લે કો હમોને ત્રાસ દે.
માતા હમારી પાર્વતી ને તાત વ્હાલા ઇશ છે;
ના તે કદી અમશિશુપદે કોપિત થઇ શોકિત કરે.
રમણી ન કો ત્યાં આવીને દુઃખ આપશે,
એકાન્ત વ્હાલાને, ન એ સંતાપશે.

૩

બળી ગાન રૂડું પક્ષિઓનું સાંભળી ફરશું હમે;
સરિતાનું મીઠું ગીત ધીમું કર્ણને સુખ આપશે.
વળી ઇશ કુદરતની હમે કૃતિઓ રૂડી અવલોકશું,
ને પ્રેમથી કર્ત્તાની તેના ધુન ખુબ મચાવશું.
સંસારમહિં સુખ કંઇએ ના મળે,
અજ્ઞાન પાપી મનુજ આરે ના કળે.

૪

એ કપટથી, એ દુઃખથી જાૂદા જાૂદા એ સ્નેહથી,
ને પાપથી, વિશ્વાસઘાતથી પૂર્ણું એવું અગાર છે.
ના પ્રેમની ના સ્નેહની, ના આંસુની કો ન કદર;
ઇચ્છીત વસ્તુ મેળવી તેમાં સઉ મશગુલ છે.
સંસાર એવાને ત્યજી જાવું હવે,
રેહેવું રૂડું બાધીજ પર્ણકૂટી તહિં.

૫—૧૨—૦૮ "સ્વામિ નિર્ગુણાનંદ."

---

# स्वर्गस्थ रा. बा. भोळानाथ साराभाई.

( લે૦ શ્રીમતિ વિદ્યાગવરી રમણભાઇ નીલકંઠ બી. એ. અમદાવાદ. )

'શ્રી ભક્ત' ના વાચકો માટે ગુજરાતના આ મહાન ભક્ત કવિ અને સુધારકનું સંક્ષિપ્ત જીવન આલેખતાં આ લેખકને અત્યન્ત આનન્દ અને ગર્વની વૃત્તિ થાય છે—આનન્દ એટલા માટે કે 'ભક્ત' માસિકના નામને યોગ્ય ઇશ્વરના એક સાચા ભક્તનું એ ચરિત્ર છે—ગર્વ એટલા માટે કે એ પુણ્યશાળી પુરૂષના કુટુંબમાં જન્મ ધારણ કરવાનું માન આ લખનારને છે.

રા. બા. ભોળાનાથ ભાઇનું જીવન ચરિત્ર તેમના પુત્ર રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથે પુસ્તક રૂપે ઉત્તમ રીતે લખેલું છે. એ પુસ્તકને તેમજ કાંઇક આછાં સ્મરણોને આધારે આ ટુંકો લેખ લખેલો છે. જીવન ચરિત્રો મનુષ્યના જીવનને ઉચ્ચ માર્ગે ગતિ કરાવવામાં એટલાં

* સંસારના દુઃખમાં પરિણામ પામતા આનંદથી જાૂદો સુખમાં પરિણામ પામતો.

બધાં ઉપયોગી છે કે ગુજરાતી ભાષામાં તેવાં પુસ્તકોની ખોટ માટે શોક થયા વિના રહેતો નથી. મહાપુરુષોના જીવનની કથા સામાન્ય જન સમૂહમાં જાણીતી થાય તે માટે 'શ્રી ભક્ત' તરફથી વારંવાર ચરિત્રમાળા પ્રગટ કરવામાં આવે છે એ ઘણો સ્તુત્ય પ્રયાસ છે. જેમનાં જીવનચરિત્ર પુસ્તકરૂપે અગર બીજા કોઈ સ્થાનમાં નથી તેમનો પરિચય વાચક વર્ગને આ રીતે થાય છે; જેમનાં જીવન ચરિત્રના ગ્રંથો છે તે ગ્રંથોના નાયક કેવા હતા તે સંક્ષેપમાં આવા લેખદ્વારા બતાવી તે ગ્રંથો વાંચવાની જિજ્ઞાસા ઉશ્કેરાય છે–એ રીતે એ પદ્ધતિ સર્વથા શ્રેયસ્કર છે.

રા. બા. ભોળાનાથનો જન્મ વડોદરામાં સંવત્ ૧૮૭૮ના શ્રાવણ સુદ પાંચમને દિવસે એટલે ઇ. સ. ૧૮૨૩ના જુલાઈની ૨૨ મી તારીખે થયો હતો. તેમના પિતા પાસે સમૃદ્ધિ સારી હોઈ તેઓ ગર્ભશ્રીમંત હતા. તે પિતાના એકના એક પુત્ર હતા. સારાભાઈ અમદાવાદના વતની હતા. તેમને વડોદરામાં અંગ્રેજ રેસીડેંટ પાસે દફતરદારની જોખમદારી વાળી નોકરી હતી. ભોળાનાથ પિતાના લાડકવાયા પુત્ર છતાં સારાભાઈએ તેમને શિક્ષણ આપવામાં કોઈ રીતે શિથિલતા રાખી નહોતી. તે સમયમાં સરકારી અંગ્રેજી શાળાઓ અત્રે નહોતી. કોઈ યુરોપીઅન ગૃહસ્થની ખાનગી શાળામાં ભોળાનાથે અંગ્રેજી અભ્યાસ કર્યો. તે અભ્યાસમાં તેમના પિતા પણ તેમને સહાયતા કરતા. એ રીતે તેમણે ઇંગ્લીશનું પણ સારું જ્ઞાન સંપાદન કર્યું હતું. તે ઉપરાંત સંસ્કૃત અને ફારસી ભાષાનો સારો અભ્યાસ તેમણે કર્યો હતો. આ પ્રમાણે એ ત્રણે ભાષામાં તેઓ પ્રવીણ હતા. વળી વડોદરામાં બાળપણ ગાળેલું હોવાથી તેઓ મરાઠી ભાષા પણ બહુ સારી રીતે જાણતા.

ભોળાનાથના પિતા સારાભાઈ દૃઢ આગ્રહ વાળા અને નિશ્ચિત સિદ્ધાંતો વાળા અર્થાત્ અંગ્રેજીમાં જેને strong personality કહે છે તેવા હતા. નામદાર બ્રિટિશ સરકારના સાચા અને વફાદાર નોકર તરીકે એમને અંગ્રેજ સરકાર તરફથી ઇનામી ગામ મળ્યું હતું. બીજું ઇનામી ગામ રાધનપુર રાજ્ય તરફથી પણ સારાભાઈને મળ્યું હતું. અંગ્રેજ સરકાર તરફ પૂર્ણ ભાવને લીધે સારાભાઈએ ભોળાનાથને સરકારી નોકરી માટે તૈયાર કર્યા. ઇ. સ. ૧૮૪૪થી મુનસફની નોકરીની શરૂઆત થઇ. ખેડા, કપડવણજ, ભરૂચ, ઉમરેઠ, થાણા વગેરે સ્થળોમાં તેમણે નોકરી કરી હતી. છેવટે પ્રિન્સિપલ સદર અમીનનો માનવંતો હોદ્દો તેમણે મેળવ્યો હતો. ઇ. સ. ૧૮૭૪માં તેમણે પેનશન લીધું. ત્યાર પછી મૃત્યુ સુધી તેમનો નિવાસ, ( મુસાફરીઓ બાદ કરતાં ) અમદાવાદ ખાતે હતો. એ છેલ્લાં બાર વર્ષ તેમણે લોકસેવામાં પરિપૂર્ણ રીતે ગાળ્યાં હતાં. નોકરીમાં હતા ત્યારથીજ લોકસેવા શરૂ કરી હતી. સરકારી નોકરી યથાયોગ્ય બજાવવા ઉપરાંત લોકોપયોગી સંસ્થાઓ નવી સ્થાપવી, જુની હોય તેને પુષ્ટિ આપવી અને સર્વથા લોકોની ઉન્નતિ માટે તન મન અને ધનથી પ્રયાસ કરવા, એ તેમનો સ્વભાવ હતો. પેનશન લીધા પછી અવકાશ વધારે મળતાં તેમણે પોતાના સર્વ પ્રયાસ એ દિશામાં વાળ્યા.

રા. બા. ભોળાનાથ જુના આચાર વિચાર વાળા ચુસ્ત રીત સંપ્રદાયના વાતાવરણમાં ઉછર્યા હતા. અસલથીજ ધર્મ તરફ હૃદય વિશેષ ઢળેલું હોવાથી જુના ધર્મ ઉપર તેમને અતિશય શ્રદ્ધા હતી. આગળ જતાં બુદ્ધિ સંસ્કારથી, વાચનથી તથા અન્ય સંપર્કથી જુના ધર્મ તરફ તેમની શ્રદ્ધા શિથિલ થવા લાગી. ઘણા વર્ષોના પુખ્ત મનન પછી તેમના ધાર્મિક

વિચાર બદલાયા અને એકેશ્વરવાદ તેમણે સ્વીકાર્યો. એ એકેશ્વર મત તે આપણા સનાતન હિંદુ ધર્મમાં અંતર્ભૂત રહેલો છે અને સર્વ ધર્મોમાંથી નકામી વાતો અને કેટલાક નિરર્થક અંશો કાઢીને શુદ્ધરૂપમાં જોઇએ તો સંસ્કારી બુદ્ધિને એ ધર્મનું સત્ય જણાયા વિના રહે તેમ નથી. રા. બા. ભોળાનાથને એ સત્યનું દર્શન થતાંજ તેનાપર તેમની અચળ શ્રદ્ધા બેઠી. તેમના મહાનુભાવ હૃદયને એ સત્ય આપણા દેશમાં પ્રવર્તાવવાની મહાકાંક્ષા થઇ. આપણો દેશ અનેક કારણોથી અજ્ઞાન અને વહેમમાં ડૂબેલો જોઇ તેમની દેશપ્રીતિ જાગૃત થઇ. દેશીજનો શુદ્ધ સત્ય ધર્મ પાળે, વહેમ અને પાખંડના પાશમાંથી છૂટે એ તેમની તીવ્ર ઇચ્છા હતી. આ માટે તેમણે અને તેમના મિત્ર સ્વ. રા. બા. રણછોડલાલે મળી ધર્મસભા નામનું ધાર્મિક મંડળ સ્થાપ્યું હતું. ત્યાર પછી એ બે મિત્રો અને તેમના બનેના સામાન્ય મિત્ર સ્વ. રા. સા. મહીપતરામે અમદાવાદમાં પ્રાર્થના સમાજ ઇ. સ. ૧૮૭૧ માં સ્થાપી. તે પછી એ સમાજનો ઉત્કર્ષ કેમ થાય એ એમની રાત દિવસની મુખ્ય ચિંતા હતી સમાજ માટે મકાન બંધાવ્યું; સમાજ માટે પુસ્તકો રચ્યાં; બીજાં ગામોમાં પ્રાર્થના સમાજો સ્થાપી. એમનાં પોતાનાં સંતાનોના ભવિષ્ય કરતાં સમાજના ભવિષ્યની એમને વિશેષ ચિંતા હતી. એ સંસ્થા એમને કેટલી પ્રિય હતી તે એમના સમાગમમાં આવેલાં સર્વ કોઇને પરિચિત છે. સુંદર આસન તો સમાજ માટે, ઝુમર તો સમાજ માટે, સારી ઉપયોગી ચીજ તો સમાજ માટે. જેમ કોઇ પિતા પોતાના અતિ લાડકવાયા બાળક માટે જે કાંઇ દેખે તે લેવા ઇચ્છે એવી તેમની સમાજ પર મમતા હતી. સમાજના વાર્ષિક ઉત્સવો પર જે ઉત્સાહ અને ઊર્મિ તેમનામાં જણાતાં તેની સરખામણી કશા સાથે થઇ શકે તેમ નથી. પ્રાર્થનાસમાજ એજ તેમના જીવનનું મોટું લક્ષ્ય થઇ પડ્યું હતું.

રા. બા. ભોળાનાથના ધાર્મિક પરિવર્તનને બંગાળાની બ્રહ્મસમાજથી ઘણી પુષ્ટિ મળી હતી. બંગાળાની બ્રહ્મસમાજના અગ્રેસરો સાથે તેમને સારી મૈત્રી હતી. કેશવચંદ્રસેન સાથે એમને સમાગમ થયો હતો અને કેશવ બાબુ માટે તેમને અસાધારણ માન વૃત્તિ હતી. તથાપિ સત્ય માટે તેમનો આગ્રહ એટલો બળવત્તર હતો કે કેશવચંદ્રસેન બ્રહ્મસમાજના મુખ્ય મંડળથી છૂટા પડ્યા ત્યારે તેમની નિર્બલતા રા. બા. ભોળાનાથે સ્વીકારી હતી. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર તથા તેમના પુત્ર સત્યેન્દ્રનાથ ટાગોર પણ ભોળાનાથના મિત્રો હતા. પંડિત શિવનાથ શાસ્ત્રી, નવીનચંદ્રરાય અને સત્યાનંદ અગ્નિહોત્રી વિગેરે પ્રતિષ્ઠિત ધાર્મિક સુધારકો સાથે તેમને ઘણો સારો સંબંધ હતો. તેમનું નિખાલસ હૃદય સર્વને માટે ખુલ્લું હતું. તથાપિ એ હૃદયમાં ધર્મનું બળ વિશેષ હોવાથી એ પ્રદેશમાં વિચરતા બંધુઓ તરફ ખાસ આકર્ષાતું. ધર્મ માટે આટલી પ્રબળ લાગણી છતાં–ધર્મ માટે દૃઢ આગ્રહ છતાં–કોઇ રીતે ધર્માંધ નહોતા. ધર્મ માટે બહુ ઉદાર વૃત્તિ પોતે ધારણ કરતા. પોતાના ઉપદેશના શાન્ત સૌમ્ય સાત્વિક સ્વભાવને અનુસરી બીજાના ધર્મમત માટે સહિષ્ણુતા રાખતા. સાધારણ રીતે ધર્મ ધુરંધરો પોતાના મતની સત્યતા માટેના અત્યાગ્રહને લીધે ધર્મમત તરફ સંકુચિત અને અનુદારવૃત્તિ દેખાડે છે, પરંતુ રા. બા. ભોળાનાથમાં ઇશ્વરનો દિવ્ય અંશ એવા મોટા પ્રમાણમાં ઉતર્યો હતો કે ઇશ્વર જેમ પાપી પુણ્યવાન સર્વ તરફ પ્રેમમય દૃષ્ટિ રાખે છે તેમ તેમની વૃત્તિ રહેતી. સૌજન્યની અતિશયતા એ એમના સ્વભાવનું ખાસ લક્ષણ હતું.

ધાર્મિક પરિવર્તનની સાથેજ ભોળાનાથના વિચાર સંસાર સુધારણા તરફ દોરાયા હતા.



શ્રીમાન્ ભોળાનાથ સારાભાઈ,
( ગુજરાતના મહાન્ ભક્ત કવિ અને સમાજ સુધારક. )

આપણા સાંસારિક રીવાજોમાં જે અનિષ્ટ હોય તે દૂર નહીં થાય ત્યાં સુધી આપણા દેશનો ઉદ્ધાર થવાનો નથી એમ એઓ દ્રઢતાથી માનતા. માનતા એટલુંજ નહીં પણ અનિષ્ટ રીવાજો બને તેટલા પોતાના કુટુંબમાંથી દૂર કરવા પહેલ કરતા. બુદ્ધિમાન અને સંસ્કારી હોઈ ખરા દેશહિતેચ્છુને છાજતી હિંમતથી તેમણે સંસારસુધારાનો પક્ષ લીધો હતો. તે વેળા પરદેશગમન—ઈંગ્લાંડ જવાની હિંમત આ તરફના હિંદુઓએ કરી નહોતી. સ્વ. રા. સા. મહીપતરામે જ્યારે પહેલ વહેલી લોકમતના સામા થવાની હામ ભીડી ત્યારે એમની જ્ઞાતિએ એમનો બહિષ્કાર કર્યો. તે સમયમાં જ્ઞાતિનો બહિષ્કાર એટલે સર્વરીતે હાડમારી ભોગવવાની હતી. ઈંગ્લાંડ જઈ આવેલા માટે તેમને ત્યાં કોઈ નોકર રહે નહીં; કોઈ ઘર રહેવા આપે નહીં. સગાં સંબંધીઓ તેમનો ત્યાગ કરે; અને છોકરાનો લગ્ન સંબંધ થાય નહીં. આવી મુશ્કેલીઓ જ્ઞાતિથી બહિષ્કાર પામનારને હતી, તે રા. સા. મહીપતરામને પડતી. તે જોવા છતાં તેમનીજ ખાતર અથવા પોતાના સિદ્ધાંતની ખાતર એ સર્વ જોખમ ખેડવા ભોળાનાથ પોતે તૈયાર થયા અને રા. સા. મહીપતરામ સાથે કેટલાક મિત્રોને લઈ ભોજન કરી જ્ઞાતિ બહાર રહ્યા. એ ઝઘડો સુરતમાં તેમજ અમદાવાદમાં ઘણાં વર્ષ રહ્યો અને ઘણી અગવડોના ભોગે તથા સ્નેહી સંબંધીઓનાં મન દુખવીને પણ પોતાના મતનું અવલંબન તેમણે છોડ્યું નહીં. એ અને સંસાર સુધારાના બીજા વિષયોમાં તેમને તેમના કુટુંબનો અને વિશેષ કરી તેમનાં સંસ્કારી જ્યેષ્ટ પુત્રી સ્વ. સૌ. કૃષ્ણ બહેનનો ઘણો ટેકો હતો.

સંસાર સુધારાના સર્વ પ્રશ્નો તરફ તેમની પરિપૂર્ણ સહાનુભૂતિ હતી, બલ્કે સર્વ માટે તે અંતઃકરણ પૂર્વક પ્રયત્ન કરતા. બાળ લગ્નની અનિષ્ટતા સ્વીકારી પોતાના કુટુંબમાં લગ્નની ઉમર ધીમેધીમે વધારી હતી. સ્ત્રી કેળવણી આવશ્યક છે એમ માની પોતાના કુટુંબની કન્યાઓ તેમજ વધુઓને શિક્ષણ આપવાનો આરંભ કર્યો હતો. ગણિકાના નાચ જોવા પોતે જતા નહીં. વિધવાઓની દશા સુધારવી જોઈએ અને જેઓ ખુશી હોય તેમને પુનર્લગ્નની છૂટ હોવી જોઈએ એમ તેઓ આગ્રહ પૂર્વક માનતા.

સાહિત્યના ક્ષેત્રમાં પણ રા. બા. ભોળાનાથનું સ્થાન ઘણું ઉંચું છે. ગુજરાતી ભાષાના ભક્ત કવિ તરીકે તેમની ખ્યાતિ જેવી તેવી નથી. પ્રાર્થનામાળા, અભંગમાળા, હિંદી સંગ્રહ અને બીજા નાના ગ્રંથો તેમણે રચ્યા છે. તેમનાં કાવ્યોનો શ્રેષ્ઠ અંશ તે કાવ્યોની સરળતા, ઋજુતા અને માર્દવ છે. પ્રાર્થના માળા તે માત્ર ભજન સંગ્રહ નથી. તે ઉપરાંત તેમાં ધર્મનાં ગૂઢ રહસ્યોનું, તત્વચિંતનના મહાન સિદ્ધાંતોનું કઠિન દૃષ્ટિએ નિરીક્ષણ થઈ સામાન્ય બુદ્ધિને સમજાય એવા સ્વરૂપમાં મુકાયેલું છે. આ કવિની નૈસર્ગિક પ્રતિભાનુંજ પરિણામ છે. તેમનાં કાવ્યો ભક્તિરસથી ભરપૂર છે અને તે સમજનારના આત્માને તે રસમાં તલ્લીન કરવા સમર્થ છે એમ જણાયા વિના રહેતું નથી.

ઉપર દર્શાવ્યા પ્રમાણે ધાર્મિક સુધારણાના તથા સાંસારિક સુધારણાના અગ્રેસર હોવા ઉપરાંત રા. બા. ભોળાનાથ સાક્ષર તરીકે પણ નામના પામી ગયા છે. તેમની રહેણી કરણી અત્યંત સાદી હતી. કોઈ જાતની મોટાઈ કે ડોળ તેઓ પસંદ કરતા નહીં. તેમનું હૃદય કોમળ અને વાત્સલ્યપૂર્ણ હતું અને બાળકો તેમજ મોટાં તરફ પ્રેમવૃત્તિ ધારણ કરતું. તેમનો અતિથિસત્કાર સુપ્રસિદ્ધ હતો. તેમની તબીયત ઘણી સતેજ હોવાથી મુસાફરીનો ઘણો શોખ તેમને હતો. તેમની મુખમુદ્રા ગંભીર અને ભવ્ય હતી. તેમનો પ્રતાપ અને પ્રભાવ

એવા હતા કે તેમના સમાગમમાં આવેલા મનુષ્ય પર તેથી કાયમની છાપ પડતી. જે કાળમાં શિક્ષણનાં દ્વાર હાલના જેટલાં ખુલ્લાં નહોતાં તેવા વખતમાં શ્રીમંત પિતાને ત્યાં જન્મ થવા છતાં તેમણે પ્રાપ્ત કરેલું ભાષાજ્ઞાન અને તે દ્વારા થએલો બુદ્ધિનો આટલી હદ સુધીનો વિકાસ એ સ્વાભાવિક શક્તિ તેમજ ખંત અને ઉત્સાહનું પરિણામ હોવું જોઇએ. ઉદ્યોગી સ્વભાવ હોવાથી નવરા બેસી રહેવું તેઓ પસંદ કરતા નહીં. પ્રાતઃકાળે ચારવાગે ઉઠી કામ કરવાનો પ્રારંભ કરતા અને એમ ઉદ્યમપરાયણ રહેવાની તેમની ટેવ છેક સુધી ટકાવી રાખી હતી. એમની નિયમિત કાર્યપદ્ધતિ અનુકરણ કરવા યોગ્ય હતી. તેમનું જીવન ઘોંઘાટ વાળું નહતું. તથાપિ ગુજરાતમાં જે સંગીન કાર્યોનાં બીજ તેમણે વાવ્યાં છે તેનાં શુભ પરિણામોનું ઘણી રીતે દર્શન થાય છે.

રા. બા. ભોળાનાથનું આ જીવન ઇ. સ. ૧૮૮૬ ના મે માસમાં સમાપ્ત થયું. તેમને પાંચ પુત્ર અને બે પુત્રીઓ હતી. તેમાંના બે મોટા પુત્રો તેમના છતાં મૃત્યુવશ થયા હતા. ત્રીજા પુત્ર ભીમરાવ ભોળાનાથ ભાઇના અવસાન પછી પાંચ વર્ષ પછી મૃત્યુ પામ્યા. ગુજરાતી ભાષામાં કેટલાંક નાટકો કાવ્યો તેમણે લખેલાં છે. તેમના ચોથા પુત્ર રા. રા. નરસિંહરાવ અંગ્રેજ સરકારની નોકરીમાં આસીસ્ટંટ્ કલેકટરના હોદ્દાપર હતા અને હાલમાં પેનશન પર છે. ગુજરાતી ભાષાના વાંચનારને રા. રા. નરસિંહરાવનું ઓળખાણ આપવાની જરૂર નથી. ગુજરાતી ભાષામાં અર્વાચિન કવિ તરીકે તેઓ મશહુર છે. તેમના સૌથી નાના પુત્ર રા. રા. કૃષ્ણરાવ બૅરિસ્ટર છે અને રા બા ભોળાનાથના જીવનચરિત્ર સિવાય બીજા કેટલાક ગ્રંથોના કુશળ લેખક તરીકે ગુર્જર પ્રજામાં જાણીતા છે.

આ લેખમાં જે જે ગુણો રા. બા. ભોળાનાથમાં ગણાવ્યા છે તે જીવન ચરિત્ર લખવા માટે મોટુંરૂપ આપી દર્શાવ્યા નથી. એ સર્વ સદ્‌ગુણ તેમનામાં હતા એ વાત તેમના સંબંધમાં આવેલા સર્વ કોઇને વિદિત છે. તેમનું જીવન એવું શુદ્ધ, પવિત્ર, સીધા માર્ગ વાળું હતું કે તેમના વિરુદ્ધ પક્ષના માણસો પણ તેમનામાં દોષ જોઇ શકતા નહીં, એમના જીવન સ્રોતને ગતિ આપનાર ધર્મનું પ્રબળ એટલું બધું હતું કે તેમનો જીવનવ્યવહાર સર્વ ઇશ્વર ને માટે હતો. ઇશ્વર પરાયણતા એ એમના જીવનનું સ્વરૂપ હતું. ધર્મ માત્ર બુદ્ધિથી સમજાયો હતો એમ નહીં પરંતુ જીવનમાં તે ધર્મ તેમણે ઉતાર્યો હતો. ધર્મમય અથવા ભક્તિમય જીવન ગાળવા તેઓ સમર્થ થયા હતા. એવા સાધુ પુરુષ વિરલ છે.

રા બા. ભોળાનાથ અગ્રેસર સંસાર સુધારક હતા અને તે તરફની એમની પ્રવૃત્તિનાં સુફળ તેમના કુટુંબને, તેમની જ્ઞાતિને અને એકંદરે ગુર્જર પ્રજાને મળ્યાં છે. તથાપિ ધાર્મિક સુધારક તરીકે તેમનું સ્થાન એથી પણ ઉંચું છે. ગુજરાતમાં સર્વત્ર વંચાતી પ્રાર્થના માળા સરખાં ભક્તિ રસપૂર્ણ અપૂર્વ ધર્મ પુસ્તકો લખવા માટે ગુજરાત એ મહા પુરુષનું કાયમનું ઋણી છે. હિંદુ જનસમાજમાં અજ્ઞાનના પ્રબળથી સાંસારિક તથા ધાર્મિક અનીતિ થઇ હતી, તે જોઇ રા. બા. ભોળાનાથ તથા તેમના સહગામીઓએ એ બંને દિશામાં પ્રયાસ કરવા માંડ્યા હતા. એ બંને સુધારણાના માર્ગમાં વિઘ્નરૂપ લોકોનું અજ્ઞાન અને ખોટી મનોવૃત્તિ છે. આપણી કેવી સ્થિતિ છે અને કેવી હોવી જોઇએ એનું જ્ઞાન નહીં હોવાથી કેટલેક દરજ્જે લોકસમુદ સુધારા તરફ વળતો નથી. ઇશ્વરકૃપાથી જો એ અજ્ઞાન દૂર કરી પ્રકાશ પાડનાર કોઇ દેશહિતેચ્છુ પેદા થાય તો આપણું તે ખોટું દોષ જ નહીં, પાર

પૂર્વથી ચાલતી આવેલી સર્વ સંસ્થાઓ માનનીય છે એવી ખોટી ગર્વ વૃત્તિ લોકસમૂહને ખરે માર્ગે જતાં અટકાવે છે. એટલુંજ નહીં પણ એ સંસ્થાઓ સર્વ ન્યાયપુરસ્સર છે એમ મારી મચડીને ઠરાવવા પ્રયત્ન થાય છે અલબત્ત પ્રાચીન સંસ્થાઓને ઘટે ત્યાં માન આપવું જોઈએ; પણ તેમાં સમયોચિત ફેરફાર ન કરવો એ દુરાગ્રહ છે. ભોળાનાથ તથા તેમના મિત્રોએ ગુજરાતમાં ધર્મ તથા સંસારસુધારવાનો આરંભ કર્યો, તેને આજ લગભગ અડધી સદી થઇ છે અને એ પ્રયાસ કેટલે દરજ્જે સફળ થયા છે તેનું કંઇક માપ થઇ શકે એટલો કાલ વીતેલો છે. સંસાર સુધારાનો પ્રવાહ તેના પ્રવર્તકો ઇચ્છે તેટલો આગળ નથી વધ્યો એ સત્ય છે, તથાપિ સામાન્ય લોકમત એ વિષયમાં ઘણો કેળવાયો છે એમાં કંઇ સંશય નથી. બાળલગ્નની અનિષ્ટતા, સ્ત્રીશિક્ષણની અગત્ય, પરદેશગમનની છૂટ, જ્ઞાતિ બંધન શિથિલ કરવાની આવશ્યકતા અને વિધવાઓની સ્થિતિ સુધારવાના પ્રયાસની જરૂર, એ વગેરે બાબતો માટે યોગ્ય વિચાર ધરાવનાર કેળવાએલા વર્ગનો મોટો ભાગ છે એ સર્વ વિદિત છે. એ વિચાર પ્રમાણે વર્તન કરનાર ઓછા છે એ ખરું છે પણ સંસાર સુધારાની આવશ્યકતા માનનાર વર્ગ મોટો થયો છે. આવ સુધારકોના પ્રયત્ન અને ઉદાર શિક્ષણ એ બન્નેનું એ શુભ ફળ છે. ધાર્મિક સુધારણા એટલી ફળીભૂત થઇ નથી તેનાં પણ ઉપર દર્શાવ્યાં તે બે કારણો છે. ધર્મની બાબતમાં પોતાની માન્યતા તરફ પક્ષપાત અને વિશેષ ગર્વ હોય એ સ્વાભાવિક છે અને તેથી તેમાં સુધારણા કરવાની ના મરજી હોય એમાં નવાઇ નથી. તે ઉપરાંત બીજું એક કારણ એ છે કે ધર્મની અવનતિનાં પરિણામ સાંસારિક અવનતિનાં પરિણામ જેવાં તરત જણાઇ આવે તેવાં નથી. આપણા રીત રીવાજોની ખામીઓનાં દુઃખદાયક ફળ આપણે પ્રત્યક્ષ ભોગવીએ છીએ; સ્પષ્ટ રીતે અનુભવીએ છીએ. ધર્મ એ એવી બાબત નથી. ધર્મની દુર્દશાથી થતાં પરિણામ તત્કાલ નજરે પડે તેવાં હોતાં નથી. આ કારણથી લોકોનું લક્ષ જોઇએ તેટલું ધાર્મિક સુધારણા તરફ વળ્યું નથી. તે સિવાય ગુજરાત માટે એક કારણ એ પણ કહી શકાય કે સ્વ. રા. બા. ભોળાનાથે આરંભેલું ધાર્મિક સુધારણાનું કાર્ય ઉપાડી લેનાર તેમના સરખા ખરેખરા પરમેશ્વરના માણસ જેને કહીએ તેવા–ઇશ્વરપરાયણ, ભક્તિમય જીવન ગાળનાર, પ્રભુને અંતઃકરણમાં ધારણ કરનાર, તેની સાથે સતત યોગ કરનાર ब्रह्म सत्यं जगन्मिथ्या નો યથાર્થત અર્થ સમજનાર પ્રભુના સાચા ઉત્સાહી ભક્ત બીજા કોઇ થયા નથી.

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ.

---

# चारित्र्यलाघव.

મે. શ્રી ભક્ત ના તન્ત્રી સાહેબ,

જીવનનું સાફલ્ય સારાં કૃત્યો કરવામાં છે એમ નીતિનાયકોનું માનવું છે. માત્ર સદ્વિચારો ધારણ કર્યાથી જીવનનો ઉદ્દેશ સધાતો નથી. માણસે સત્કૃત્યો કરી, જીવનને પ્રવૃત્તિમય બનાવી એ ઉદ્દેશ સાધવો એમ નીતિપુસ્તકોમાં કહેવામાં આવે છે. નિવૃત્તિના દિવસો હવે ગયા છે. હવે તો જ્યાં જાઓ ત્યાં પ્રવૃત્તિ, પ્રવૃત્તિ, ને પ્રવૃત્તિજ છે. આધુનિક જીવન એટલું બધું પ્રવૃત્તિમય છે કે આપણો ઉદ્દેશ સાધવા કંઇક અંકુશની આવશ્યકતા છે. પ્રવૃત્તિનું ક્ષેત્ર વિસ્તીર્ણ

ન રાખતાં તેને સંકુચિત કરી નાખવાથી અમુક ઉદ્દેશ ઉત્તમતાથી સધાય છે. આપણી પ્રવૃત્તિઓનું ક્ષેત્ર સંકુચિત કરવાથી એટલું તો નક્કીજ છે કે અમુક ગણ્યાગાંઠ્યા ઉદ્દેશો આપણે સાધીશું તે બીજા નહિ સાધે. તેનાં કારણો એ છે કે થોડાકજ ઉદ્દેશો પાછળ હમેશ મચ્યા રહેવાથી આપણે તેમાં પ્રવીણ થઇશું. તે ઉદ્દેશો સાધવામાં આપણે લાગુ હોવાથી બીજા તે તરફ માથું ઘાલતાં ડરશે. તે ઉદ્દેશો સાધારણ રીતે આપણી પ્રકૃતિ અથવા આપણા સ્વભાવને અનુકૂળજ હશે અને તેથી પણ કોઇ અન્ય વ્યક્તિ તે સાધવા પ્રયત્ન નહિ કરે. અન્તે અમુક ઉદ્દેશો સચોટ રીતે આપણે પાર પાડ્યા એમ હમેશને માટે દુનિયામાં આપણું ગુણગાન થશે. જીવનકલહ આધુનિક સમયમાં જેમ વધ્યો છે તેમ કીર્તિ પ્રાપ્ત કરવાનો કલહ પણ વધ્યો છે. તોપણ આ રસ્તો મને એવો જડ્યો છે કે કર્મ કરાય ને કીર્તિ પણ મેળવાય. એ માર્ગનો ખાનગી રીતે ઉપયોગ ન કરતાં હું મારા માનવબન્ધુઓના હિતાર્થે, તીવ્ર કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇ પ્રગટ કરવાનું ઉચિત ધારું છું. એનું નામ—"ચારિત્ર્ય-લાઘવ". પ્રવૃત્તિનું ક્ષેત્ર નકામું વિસ્તીર્ણ કરી ઘણા લોકો પોતાનો સમય ગુમાવે છે, તેમ ન કરતાં થોડું કરવું પણ તે એવું કરવું કે દુનિયા જાણે કે કોઇ વીર પુરુષ, કોઇ નરસિંહ, કોઇ મહાત્મા ખરેખર આવી ગયો.

આ પ્રમાણેના મિતકાર્ય કર્તૃત્વના ઉત્તમ નમુના મેં જોયા છે. આપણી પ્રવૃત્તિઓને અનેક રીતે આપણે સંકુચિત કરી શકીએ. ઉદરનિર્વાહને અર્થે માત્ર આવશ્યક હોય એટલાજ કર્મ કરી બાકીનો સમય આલસ્ય ને નિદ્રાની દેવીની પૂજા કરવામાં જો વ્યતીત ન કરવામાં આવે તો આપણો ઉદ્દેશ સધાય ખરો. એવી પદ્ધતિના પણ કેટલાક હીમાયતીઓ છે ખરા, પણ જે જાતનો નૈતિક ઉદ્દેશ આપણે સાધવો છે તેને માટે આટલા બધા સંકોચની જરૂર નથી. એમાં કેટલાક મૂર્ખત્વનો દોષ જોય છે તેથી એ આપણે અનિષ્ટ ગણીશું.

આધુનિક જીવનશાસ્ત્રના નિયમ પ્રમાણે આપણા માનવ દેહ પાસેથી કામ જેમ બને તેમ ઓછું લેવું એ નિયમ ઘણો અગત્યનો છે. તેટલાજ માટે સ્કુલ કે કોલેજમાં ભણતા અભ્યાસીઓને એવી શિખામણ આપવામાં આવે છે કે રમતગમત ને આનંદમાં મનને સારી પેઠે પરોવવું. એટલુંજ નહિ પણ અભ્યાસી જીવનને અન્તે આબુ, મેથેરાન, કે મહાબળેશ્વર જેવે ઠેકાણે હવા ખાવા જવું. વળી જો શિક્ષકનો કે અન્ય ધંધો માણસ કરતો હોય તો તેણે શાળામાં જેમ બને તેમ ઓછો સમય શિક્ષણ આપવું ને તે પણ જેમ બને તેમ ઓછો પરિશ્રમ લઇને. વધારે સમય બોલવાથી ને વધારે પરિશ્રમ લેવાથી શરીરને હાનિ થાય છે. અને શિક્ષણ સારું આપ્યું તોએ શું ને તેમ ન કર્યું તોએ શું? વિદ્યાર્થીઓને ખરું શિખવવાનું છે તે સ્વાશ્રયી બનવાનું શિખવવાનું છે. જેમ વિદ્યાર્થીઓ આ વાત વધારે શીખે તેમ તેમને લાભ છે. માટે શિક્ષકનો ખરો ઉદ્દેશ શિષ્યોને જ્ઞાન આપી ન દેતાં, તે જ્ઞાન તેઓ જાતે પ્રાપ્ત કરે એવી પદ્ધતિએ ચાલવાથીજ વધારે સધાય છે. જ્ઞાન આપી દેવાની પદ્ધતિ હવે જૂની ગણાય છે. હવે તો શિષ્યોની બુદ્ધિને વિકસાવવી ને તેમને સ્વાશ્રયી બનતાં શિખવવું એમાંજ શિક્ષકનું કાર્ય પરિસમાપ્ત થાય છે. એટલે જીવનશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, (મને ઉમેરવાની રજા હોય તો સ્વાર્થશાસ્ત્ર) એ બધાના ઉદ્દેશો એકજ દિશામાં રહેતા જણાય છે. તોપણ મારા નમ્ર મત પ્રમાણે નીતિશાસ્ત્ર આ બાબતમાં જુદું પડે છે. તેટલા

મારે શિક્ષકે પોતાના પરિશ્રમોપર દાબ મુકવો ને પોતાની પ્રવૃત્તિ સંકુચિત કરવી એ વાજબી નથી. આ પ્રકારનું ચારિત્ર્યલાઘવ પણ આપણે આપણી ચર્ચાની બહાર મુકવું પડશે, કારણ કે આપણે એવી જાતના સંકોચના અન્વેષણમાં છીએ કે જેથી કીર્તિનું સંપાદન થાય ને નીતિ પણ સાધી શકાય.

વાંચનારે મારા નકારોથી ગભરાવાનું લેશ પણ કારણ નથી. હું કંઇ માત્ર નેતિ નેતિ કરવા નથી માગતો. પણ મારા આજના વિષયનું ક્ષેત્ર બરાબર દર્શાવવાના હેતુથીજ આરમ્ભમાં મારે આ નકારો દર્શાવવા પડ્યા છે. હું જે ચારિત્ર્યલાઘવ વિષે કહેવા માગું છું તે જેમ બને તેમ વધારે પ્રાપ્ત કરાશે તેમ તેમ લોકસેવા ને સાહિત્યસેવાના કાર્યોમાં વૃદ્ધિ થશે. એ નિઃસંદેહ છે. આ પ્રકારનું લાઘવ લોકસેવાને સાહિતસેવાના અગ્રગણ્ય વીરનરોમાં શરૂ થઈ ચૂકેલું જોઈને મને અત્યન્ત આનંદ થાય તેમાં શું આશ્ચર્ય ? હું પ્રથમ લોકસેવા ને પછી તેનો એક ભાગ, સાહિત્યસેવા એ બન્ને વિષે બોલીશ.

## પ્રથમ ત્યારે લોકસેવામાં ચારિત્ર્યલાઘવ.

મારા કેટલાક મિત્રો એવા છે કે જેઓ અહર્નિશ જ્ઞાતિપૂજામાં સંલગ્ન રહે છે ને જ્ઞાતિદેવ, તડદેવ, ને કલહદેવ એ પ્રકારના બ્રહ્મા, વિષ્ણુ, ને રૂદ્રની માળા જપ્યાં કરે છે. અલબત જ્ઞાતિને ટકાવી રાખવી, જૂનાં તડોને ટેકવી રાખવાં, કલહને કાયમ રાખવો એ બાબતો તેમને પ્રિય તો હોવીજ જોઇએ. એ બાબતો સાધવામાંજ ખરી લોકસેવા પૂરી થાય છે એમ તેમનું દૃઢતાથી માનવું છે. એ દિશામાંજ પ્રવૃત્તિને સંકુચિત કરવાથી સમાજ ઉન્નત થશે ને તેમને પોતાને કીર્તિ મળશે એમ તેમની સંપૂર્ણ શ્રદ્ધા છે. તેથી તેઓ અન્ય દિશા તરફ માથુંજ નથી ઘાલતા. આગગાડી, સ્ટીમરો, તારો, પત્રો, નવીન અથવા પાશ્ચાત્ય કેળવણી, યુરોપની પ્રજાઓના સમાગમ, પ્રવાસ આદિથી થએલા ને થતા ફેરફારો તરફ ભૂલેચૂકે પણ દૃષ્ટિપાત ન થાય, ને તેમનું પ્રાચીનત્વ ભ્રષ્ટ ન થાય તેની તેઓ પૂરતી કાળજી રાખે છે. ! હું તેમને ધન્યવાદ આપું છું, અહો ! શી તેમની સરલતા ! શી તેમની એકાગ્રતા ! શી તેમની પ્રાચીન પૂજા ! નીતિમય ને કીર્તિથી જાજ્વલ્યમાન તેમનું આર્ય જીવન ! પ્રભુ તેમને મદદ કરો !

આપણા ઉદ્દેશો સંકુચિત કરવા, આગળ પાછળ જોવુંજ નહિ એ વાતનેજ જ્યાં લક્ષ અપાય ત્યાં સ્વાભાવિક છે કે ઉપર દર્શાવ્યા તેથી જુદા વિચારો તરફ પણ કોઈ દોરવાય. વાચક! તું જાણીને રાજી થઈશ કે મારા કેટલાક મિત્રો એવા પણ છે કે જેઓ પ્રાચીન ને નવીન વસ્તુઓના ખાસ પૂજકો છે. તે એટલે સુધી કે જ્ઞાતિમાં સુધારો કરવો એવો મત જો તેમના આગળ રજુ કરવામાં આવે તો તો તેઓ ખડખડ હસે. ( અસ્તુ ! જેને જે રુચે તે ખરૂં. ) જ્ઞાતિમાત્રનું જડમૂળથી ઉચ્છેદન કરી, ( ને તે પણ હાલ ને હાલ ) નવીન પ્રકારની સંસ્થાઓ સ્થાપી અન્તે ભ્રાતૃભાવ વધારવો એવો ઉન્નત ને સ્તુત્ય તેમનો આદર્શ છે. ખરેખર ઉદ્દેશ સ્તુત્ય છે. તોપણ આ ઉચ્છેદક સુધારકોની મને—શું કહું ?—દયા આવે છે, કારણ કે પ્રજાવર્ગ તેમના તરફ અતીવ ક્રુરતા દાખવે છે ને તેમની પાસે ન કરવાનું કરાવે છે. આ વર્ગ પણ પોતાનું કાર્ય એકાગ્રતાથી સાધવા મથે છે. પ્રાચીન રિવાજો, સામાજિક બંધારણ, આર્ય સંસ્કારોની શુદ્ધતા, વગેરે વગેરે વાતો ઘણીએ તેમની આગળ રજુ કરવામાં આવે છે. પણ જેમ સમાધિમસ્ત કોઇ ઋષિની સમાધિનો ભંગ કરાવવો

અશક્ય છે, તેમ આ આધુનિક મુનિરાજો પોતાની એકાગ્રતામાં નિશ્ચલ રહે છે. આવું અવળું જોવુંજ નહિ એજ નિયમ તેમને ઉત્તમ ભાસે છે. ગમે તે જોખમ ખેડીને પણ પાશ્ચાત્ય ને નવીન તત્ત્વો ગ્રહણ કરવાં એ તેમનું જીવનકાર્ય છે. ભૂલેચૂકે પણ આપણું કોઇ પ્રાચીન તત્ત્વ એ નવીન સમાજમાં દાખલ ન થાય તેની તેઓ પૂરતી કાળજી રાખે છે. હું તેમને ધન્યવાદ આપું છું. અહો ! શી તેમની હીંમત ! શી તેમની પાશ્ચાત્ય વસ્તુઓ તરફ પ્રેમની લાગણી ! શું તેમનું સુધરેલું જીવન ! પ્રભુ તેમને મદદ કરો !

વાચક વર્ગને લાંબા લેખના વાચનનો કંટાળો આપવો એ મારૂં કાર્ય નથી, એટલુંજ નહિ પણ ચારિત્ર્યલાધવ પર લેખ લખવામાં આવે ને લેખનું લાઘવ ન જળવાય એ કંઈ વસ્તુસ્થિતિને બંધબેસતું ન ગણાય, તેટલા માટે હવે સાહિત્યસેવામાં ચારિત્ર્યલાધવ વિષે દિગ્દર્શન કરીશું.

ગુર્જર સાહિત્યમાં હાલમાં એક યુવાન્ લેખક વર્ગ એવો ઉભો થયો છે કે તે સાહિત્યના બધાજ ક્ષેત્રમાં માથું મારે છે, પોતાના ઉદ્દેશો અમુક દિશામાંજ સાધવા પ્રયત્ન કરવાનું તેને સુઝતું નથી. સદ્ભાગ્યે કેટલાક લેખકો એવા છે કે જેઓ થોડા પણ એકદેશીય ઉદ્દેશોથીજ હમેશ દોરવાય છે. તે કેમ બને છે તે આપણે જોઇએ. સાહિત્યમાં કોઇ પણ જાતનું લખાણ થાય તો તે પર હમેશ કોઇ છુપાયલા દુશ્મન પેઠે ઘુરકી પડવું એ એક ઉદ્દેશ છે. વળી અમુક અગ્રગણ્ય લેખક વા લેખકોના લેખો કે સાહિત્યની પ્રવૃત્તિ પર હમેશ ખરાખોટા દોષો શોધવાને ઇશ્વરે આપણને અવતાર આપ્યો છે એમ માની લઇ તદનુસાર કાર્યમાં નિમગ્ન રહેવું એ તેના જેવીજ બીજી વાત છે. કર્તવ્ય સાધવા અને કીર્તિ પ્રાપ્ત કરવાના આ સુંદર માર્ગો છે. નીચે બતાવેલી બાબતોમાંની કેટલીક પર અગ્રગણ્ય લેખકોનું લક્ષ જઈ ચૂકેલું છે, અને જેટલી બાબતો પર લક્ષ નથી ગયું તે પર ભવિષ્યમાં જશે એમ મારૂં ધારવું છે. સાહિત્યસેવાના પ્રસંગમાં એ બધી બાબતો ચારિત્ર્યલાધવ ઠીક સાધે તેવી છે. એટલુંજ નહિ પણ તેમાંની કેટલીક તો દિવ્ય છે.

## ટીપ.

૧ કહે છે કે પ્રેમાનંદનાં નાટકો વિષે કંઇક ચર્ચા ચાલે છે. આ ચર્ચામાં રા. નરસિંહરાવ, રા. સ. વગેરે સામેલ છે. ચારિત્ર્યલાધવની પ્રાપ્તિના ઉમેદવારે ખાસ આ વિષય લઈ હજી સુધી જે જે લેખકોએ લખ્યું છે તે બધાની દલીલો તોડી બધાને મ્હાત કરવા પ્રયત્ન કરવો. લાભમાં અમર નામ ને સત્ય સંશોધન.

૨ કહે છે કે જોડણીના વિષય પર ગુજરાતના સાક્ષરોનો ને નિરક્ષરોનો દરેકનો મત જુદો છે; વળી સાક્ષર સાક્ષરનો મત જુદો છે, નિરક્ષર નિરક્ષરનો મત જુદો છે. આપણા ઉમેદવારે નવીજ પદ્ધતિ કાઢવી ને ચાલુ બધી પદ્ધતિ પર આડી અવળી રીતે ટીકા કરવી. લાભમાં અમર નામ ને ભવિષ્યની પ્રજાનો આશીર્વાદ.

૩ કહે છે કે "શાળાપત્ર" કરીને કંઇક માસિક છે, ગુજરાતના શિક્ષણ વ્યાપારમાં અગ્રગણ્ય છે. તેમાં વાણી લાધવની અમુક પદ્ધતિ કંઇક છે. તેનો વિચાર કરતાં કોઇક મિસ્ટર બા૦ લા૦ શા૦ પૂ૦ એ વાણી લાધવના આખા શાસ્ત્ર વિષે કંઇક વિચારો દર્શાવ્યા. મને જરા વિચિત્ર એ લાગ્યું કે તેમાં મિનાક્ષરોની પદ્ધતિએ ચર્ચનાં દૃષ્ટાન્તો લીધા તેમાં "પાંચજે" ને "પાંચી"ના લીધા છે. વળી કહે છે કે જે પત્રમાં તે પ્રસિદ્ધ થયું છે તેને પેહેલે પાને તે સાહેબ

શોધ્યું ભુલભુલ મળે નહીં અંતર વળી ક્યાં લઇ જશે '

* * * * * *

'વળી વ્હાલા સ્મરતો તને ઉછળતા હૃદય ફુવારા ઉલ્લાસથી,
ભુલી જઇ ક્યાં જશે નહીં છોડે હૃદય તારૂં મને કદી;
વૈભવ વ્હાલા કંઇ કર્યા પણ સ્મરતો નહીં તે વ્યર્થ છે,
અનેક કષ્ટો વેઠ્યાં વ્હાલા સ્મરજે પ્રિય તું તે કષ્ટને.
ત્યાગી નિંદ્રા ત્યાગી વૈભવ ત્યાગી સુખ તારી શૈયા કને,
સેવ્યો તને અચળ ઉર્મીથી તપ કરી પ્રિય સ્મરણુ શું કંઇ તને;
ભુલેતો, મધુર ધ્યાન ધરી સ્મરજે કારતક તણા પરોઢને,
આલંગી હીચકાની સાંકળે જોઈ રહ્યો નવીન દષ્ટિએ પ્રિયને.
સ્ફુરી જ્યારે હૃદય વાણી વ્હાલા સત્યનું ભાન થયું તને,
ઉર્મી ઉછળતાં કુદી પડી ભેટી હૃદય સાથે પ્રેમીને;
નિર્મળ અશ્રુધારા વહી જતી ખીલવતી બેઉની કપોળ-ગુલકળી,
જોયું સમીપે મળી ત્યાં તો નૃત્ય કરતી ભીની ભીની આંખડી.
મળી ત્યારે તો ઓષ્ટ કળી અધરને સંગીત કર્યું પ્રેમનું વ્હાલા ચુમી કરી,
ધ્વનિ ત્યાં તો વ્હાલા ગાજ્યો સર્વાંગે વેદના પુર્ણ કરી. '

* * * * * *

'વળી ભુલું નહીં નવરાત્રી તણાં પારણાની રાત્રીને,
લીધો ખોળે વ્હાલા પ્રેમીને સુખે ઉંઘાડ્યો પ્રીતથી તેં મને;
લવનાં નામ બ્હેનતણું વિસારૂં શી રીતિ પ્રિય એ રજનીને,
વળી જોઇ સુખ સ્વપ્ન કંઇ લીધી ધીરજ પ્રેમી કષ્ટ કને.
બસ હવે કન્યા ધરી અંતર મહીં પ્રેમની કફની અંગે ધરી,
સ્મરે સુખ કંઇ પણ સ્મરે દુઃખ નિત્યે એજ પ્રીત મધુરી ખરી. '

* * * * * *

' વ્હાલા વીચારૂં સ્નેહથી મારા પૂર્વમાં ઝળકતા ઉદયને,
ને હસ્તી જોઉં હું વળી રાત્રીએ મીઠી પુર્ણીમા ઉલ્લાસીને;
ઉછળે **પ્રીતી**મોજાં **પ્રેમ** સરોવર મહી તેમાં હૃદયનૌકા વહીજતી,
સઢ પ્રફુલિત ન્હાવ્યો **વિશ્વાસ** કેરો ખીલી ફરકતો **અંતર ભકિત**ના વાયુથી
તેમાં બેસી વ્હાલા નીહાળું સૃષ્ટીમાં પ્રેમલીલા રજની,
જોતાં જોઇ ડોકીલી સુઈ રહી જમણી જંગાં પર મસ્તક મુકી;
સુતો વ્હાલા દાબી પાસે ઉંચું જોઈ પ્રિય તેં સ્મિત કીધું,
જોયું મુખડુ મારી બ્હેનતું તારી આંખો વીચી આનંદે હસતું. '

* * * * * *

' અહા ક્યાં જતું રેહતું માનસિક મૃગજળ વ્હાલા હાય એ શું હશે,
પ્રિય પ્રીતે ઇષ્ટ પ્રતિ ધ્વનિ કરે નહી ખોટું એ સુખ સ્વપ્ન સત્ય છે. "

---

## "રોનારાંને:—"

શોચે શીદ ? સંસારી સજ્જન !
શોચ્યા કરતાં થેઈ નિમજ્જન;
કહેને શાનું માન્યું ખંડન ?
        કે જેથી આંસુડાં ખેરે !

નાશ નથી કોઈએ વસ્તુનો,
રૂપાન્તર થાય નૂતન જૂનાં:
ફળતાં એ દૈશ સાધુનાં,
        સાધુ થા તું પેરે પેરે.

જોને ! આ બ્રહ્માણ્ડ બધુંય,
છે આકાર રૂપાન્તરનું એ:
દગથી અનિત થયેલ વસ્તુને:
        નાશવન્ત ગણી શોચે રે ! રે !

કિન્તુ એ પેલાશ, કવિ,
મનુજ ટુંકી નજરે જોતાં,
ને તેથી જોતાં ને રોતાં:
(આગી)        અભિમે ગીજ મગની મેરે.

"વારિ બનતું બરફ નિમગતે,
"વારિથી પણ વરાળ પ્રકટે,
વરાળ દ્વારા પર્જન્ય વરસે:
        ને અમૃત બિન્દુઓ વેરે.

એમજ સલિલની સરિતા વહતી,
સરિતાથી સિન્ધુની ચડતી,
ઉદધિથી પુનઃ બાષ્પોત્પત્તિ !
        મગ વસ્તુ જો ! આતી ટેરે !"

આમ, વસ્તુ દષ્ટિથી દૂર થઈ,
નાશ માનવો એનો નહિ નહિ,
ખરી ખુબી પ્રિકિસ્તામાં રહી:
        રહી જન્મ કરવો શું એ ?
રોશો ના રોશો ના બાપુ !
અમર મંત્ર આ જ્યારે જે આપું,
રોગો તો રોગી જેણ આંસુ !
        શોકાગ્નિ તો શોભમ ફેરે '

મારે એ સંસારી ભાંડુ !
વારે વારે વિનયે વન્દુ,
સાધુ હૃદયનો થા સદા બન્ધુ;
આંસુડાંની કદર છે જેને.

મુંબઇ, છીપીચાલી. તા. ૩–૩–૧૩.
કેશવ, હ. શેઠ. ઉમરેઠ.

# શ્રી કૃષ્ણ અને ગોપીઓ.

—તેઓની વચ્ચે આત્મિક સંબંધ—

( લેખક—સુના. )

દ્વાપર યુગાંતના શ્રીકૃષ્ણ પ્રભુએ આ પવિત્ર ભારત ભૂમિપર અનેકશઃ લીલાએ કીધી છે. કોઇને માર્યા છે તો કોઇને છતાડયા છે. કોઇને પ્રેમ બતાવ્યો છે તો કોઇના વૈરાગ્ય છે. જે જે લીલાએ ગોકુળ મથુરાં અને દ્વારિકા પુરીમાં થઇ તેમાં ગોકુળ ગ્રામમાં થયલી વસ્ત્રહરણની તથા રાસની લીલા અગ્રગણ્ય ગણાઈ છે. આ લીલાઓમાં અનહદ્ પ્રેમભાવ છે. શુદ્ધ પ્રેમ—વિશુદ્ધ પ્રેમના દર્શન થતાં છતાં સાંપ્રત કાળમાં કેટલોક મૂઢ જનસમૂહ એમ માન્યતા રાખે છે કે શ્રીકૃષ્ણે અનીતિ ગ્રહણ કીધી હતી. અનીતિના પંથ ઉપર ગોપીઓને દોરવી હતી. સાક્ષાત્ વ્યભિચાર કીધો હતો ! પરંતુ તે લોકોને હું પ્રશ્ન કરૂં છું: " ક્યા ક્યા પ્રમાણપ્રદ ગણાતા ગ્રંથોનું અવલોકન કીધું છે ? ક્યા શાસ્ત્રીય ગ્રંથોનો અભ્યાસ કીધો છે ? ક્યા બ્રહ્મનિષ્ટ ગુરૂપાસે તેનું શ્રવણ કીધું છે ? અને શ્રવણ કીધા પછી કેટલા દિવસ પર્યંત તે વિષય પરત્વે મનન અને નિદિધ્યાસન કીધાં છે ?"

ઉક્ત જનસમૂહ તરફથી આ પ્રશ્નોનાં ભાગ્યાં તૂટયાં અને લૂલાં પાંગળાં ઉત્તરો મળશે. કોઇક પુસ્તક વાંચ્યાનું કહેશે તો કોઇક લેભાગુ ગુરૂમુખદ્વારા શ્રવણ કીધેલું કહેશે. તો કોઇક વળી પુસ્તકને નવલકથાવત્ વાંચી મનન કીધેલું કહેશે ? આ શ્રમ કીધેલો શું કામનો ! નિર્વિલંબે તમે માનો તો ખરૂં કે પ્રાકૃત પુરૂષોથી લખાયલા ગ્રંથો વિના અભ્યાસે, વિના ગુરૂ શ્રવણે અને વિના મનને સમજાતાં નથી; તો પછી હજારો વર્ષો પૂર્વે તદ્દન જૂદાજ યુગમાં લખાયલા અવનારી પુરૂષોના અમૃતભાવના ગૂઢ ગ્રંથોનું રહસ્ય અનભ્યાસે અને વિના મનને કેમજ માલૂમ પડે ?

દષ્ટાંતઃ—કાલીઆવાડના એક રમુજીલાલ નામના મનુષ્યે એક સમય પર પોતાના દશેક વર્ષના બાળકને કહ્યું: " ભાઇ ! હું શાકભાજી લેવા જાઉં છું. તું અંદર બેસજે અને કોઇ આવે તો બારણું ઉઘેડીશ નહિ. " આટલું બોલી રમુજીલાલ શાક લેવા ગયા અને છોકરો અંદરથી સાંકળ, આગળો બરાબર દઈ નિરાંતે બેઠો. અર્ધાકલાકે તેના પિતા શાકભાજી લઇ પુનઃ આવ્યા અને બૂમો પાડી " બેટા ! બાબુ ! બારણું ઉઘેડ. " છોકરાએ વિચાર કીધો કે બાપુ તો " કોઈ આવે તો બારણા ઉઘાડવાં નહિ. " એવું કહી ગયા છે એટલે બારણા કેમ ઉઘેડાય !! પુનઃ રમુજીલાલે હાંકો મારી " અલ્યા,

બાપુશ ! બારણું ઉઘેડને " બારણાં પણ ખખડાવ્યાં. તથાપિ છોકરાએ બારણુંએ ખોલ્યાં નહિ. તેતો એમજ વિચારતો કે હાંકો મારનાર છે તો મારા બાપુ...... પણ...... કોઇ આવે તો બારણાં ઉઘાડવાં નહિં એવું કહી ગયા હતા એટલે કેવી રીતે બારણાં ખોલું ! એતો ત્હેમની આજ્ઞાનો અનાદર કીધો કહેવાય ? આખરે કેટલીકવારસુધી હાંકો મારતાં અને બારણાં ખખડાવતાં છોકરાએ બારણા નહિ ખોલ્યાં ત્યારે તે ભાંગીને રમુજલાલ અંદર પ્રવેશ્યા. અને પ્રશ્ન કીધો " અલ્યા ! બારણાં કેમ નહિ ઉઘાડ્યાં ? શું બહેરો થઇ ગયો હતો ?" " બહેરો તો નહિ થયો હતો. સાંભળતો હતો, પણ બજારમાં જતાં જતાં ત્હમે એમ કહી ગયા હતા કે કોઇ આવે તો બારણું ઉઘેડીશ નહિ એટલે મેં બારણાં નહિ ઉઘાડ્યાં " એવો ઉત્તર પિતાના પ્રશ્નનો બાપુ તરફથી નીકળ્યો. બોધ દેતાં રમુજલાલે કહ્યું, " અલ્યા, તેમાં મારા કહેવાનો ખાસ ભાવ એ હતો કે, મારા સિવાય બીજો કોઈ પરાયો આવે તો બારણું નહિ ઉઘાડતો. " " તેવું ત્હમે ક્યા કહી ગયા હતા કે. ' કોઇ આવે તો બારણું ઉઘેડીશ નહિ ' એટલે પછી હું શું કરું !" પરિહાસયુક્ત આવું બીજું વાક્ય પુત્રના કંઠુમીવામાંથી સર્યું !"

રમુજલાલે પોતાના છોકરાની આવી સ્થૂળ બુદ્ધિ જોઇ વિચાર કીધો કે સામાન્ય વાક્યના શબ્દાર્થને પકડી રહે છે તો તે આગળ શું ઉદય કરવાનો ?

વાંચક ! આ દૃષ્ટાંત પરથી એમ તો તને સમજાયું હશે કે–વાક્યના શબ્દાર્થ પકડી રહેવાથી કેટલી હાનિ થાય છે. તેમ શાસ્ત્રમાં કોઇ પણ વાક્યના શબ્દાર્થને પકડી રહેવાથી ઘણીજ હાનિ થાય છે. આસપાસના વિષયો જોઇ દેશકાળ અવલોકી શ્રોતાવક્તા અને કર્તા ભોક્તાનો ખ્યાલ કરી અને જોઇ ભાવાર્થ કરવાનો છે.

જુઓઃ—

केवलं शास्त्रमाश्रित्य न कर्त्तव्योहि निर्णयः ।
युक्तिहीने विचारेतु धर्महानिः प्रजायते ॥

ભાવાર્થઃ –કેવળ શાસ્ત્રના શબ્દાર્થને પકડી રહી યુક્તિ વિના ભાવાર્થ કરી નિર્ણય નહિ આણે તો ધર્મની હાનિ થાય છે.

શાસ્ત્રના આજુબાજુના સંબંધો જોવા જોઇએ. તેમ ચાલો આપણે આ વિષયમાં પણ અવલોકીએ. પછી શું નિર્ણય આવે છે તે જુઓ.

પરમાત્મા ક્યારે અવતાર ધારણ કરે છે તે પહેલાં વિચારી જુઓ. કોઇના પુત્ર થવા કોલ આપ્યા હોય તો તે પૂરા કરવા કોઇના સ્વામિ થવા, દુષ્ટોના જુલ્મથી સાધુ પુરૂષોને ઉગારવા અને ધર્મનો પુનઃ ઉદય કરવા પરમાત્મા અવતાર રૂપે પ્રકટે છે. શ્રીમદ્ ભગવદ્ગીતાના ચોથા અધ્યાયના " यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥ अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥ धर्म संस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥ આ શ્લોકો ઉપરોક્ત સિદ્ધાંતને પુષ્ટિ આપે છે. શ્રી કૃષ્ણ પણ એવાજ કોલ–કરાર–અનિતા–અને સિદ્ધાંત પ્રયુક્તાર્થ અવતરી જન્મ્યા અને ગયા, " પ્રભુ ! તમો જેવા અમ સરખાને પુત્ર થાવ " એમ નંદ, વસુદેવે તેમના પૂર્વ જન્મમાં કીધેલાં ઉગ્રતપનિ માગેલા વરદાનને પૂર્ણ

કરવા અંશાવતારી પુત્ર સ્વરૂપે પ્રકટયા. કંસાદિક દૈત્યોના ત્રાસથી ધર્માભિમાનીઓને અતિ ત્રાસ સહેવો પડયો હતો. આ ધર્માભિમાનીઓને ઉગારવા પ્રભુ ધર્મ ઉદ્ધારક રૂપે પ્રકટયા. તેમ જે અવતારોમાં સ્ત્રીઓએ જે જે વરદાન માગ્યાં હતાં તે તે પૂર્ણ કરવા શ્રી કૃષ્ણ તેમના સ્વામિ રૂપે પ્રકટયા હતા. રાસલીલા અને વસ્ત્રહરણ લીલામાં શ્રીકૃષ્ણને સંગે રહેનારી ગોપીઓ કોણ કોણ હતી તે હવે નિહાળો.

૧. વેદ તે બ્રહ્મ છે અને શ્રુતિઓ તેમની સ્ત્રીઓ છે. શ્રુતિઓ કામ રહિત છતાં એક પ્રસંગ પર બ્રહ્માની મદન કાંતિ નિરીક્ષણ કરી તેમની સાથે કામેચ્છા તૃપ્ત કરવા લાલસા કીધી. આથી બ્રહ્માએ તેમને મૃત્યુ લોકમાં અવતરવાનો શ્રાપ આપ્યો. શ્રાપથી સર્વ શ્રુતિઓ ભયભીત થતાં બ્રહ્માને પૂછયું "પ્રભો ! પાહિમામ્ ! પાહિમામ્ ! અહો વગર વિચારે શ્રાપના ભોગી થયા છઇએ. અમારો ઉદ્ધાર કયારે થશે તે કૃપા કરી કહો." આના ઉત્તરમાં બ્રહ્માએ જણાવ્યું "તમો સર્વ મૃત્યુ લોકને વિષે વૃંદાવનમાં સ્ત્રી સ્વરૂપે અવતરો. અને દ્વાપરયુગાંતે શ્રીકૃષ્ણનો અવતાર થશે ત્યારે તમો તેની સાથે રહી તમારી વાસના પૂર્ણ કરજો. તેજ તમારો ઉદ્ધાર કરશે." વૃંદાવનની ગોપીઓ પૈકી કેટલીક શ્રુતિઓ હતી.

શ્રીમદ્ વલ્લભ વચન.

૨. દેવોના રક્ષણાર્થે અને દૈત્યોના વધાર્થે દશરથનંદન શ્રીરામચંદ્ર પ્રકટયા હતા તે સર્વને જ્ઞાત છે, આ સમય ત્રેતા યુગનો હતો. જ્યારે શ્રી રામચંદ્રે પ્રચંડ ધનુષ્યનો ભંગ કરી જનક રાજાની પુત્રી સિતાજીનું પાણિ ગ્રહણ કીધું ત્યારે મિથિલા નગરની સર્વ સ્ત્રીઓ રામચંદ્રની કાંતિ અને બળ જોઈ "સિતાના જે પતિ તે અમારાપતિ થાઓ" એવા વચનો શ્રી રામચંદ્રને એકાંતમાં કહ્યા હતા. મિથિલા રમણીઓનાં આવાં વચનો શ્રવણ કરી શ્રીરામચંદ્રે દ્વાપર યુગના અંતમાં ત્હમારી અભિલાષા પૂર્ણ કરીશ એવું વચન આપ્યું હતું. આ જન્મમાં ત્હમો સર્વ તીર્થ, તપ, યાત્રા કરો. આજ સર્વ સ્ત્રીઓ ગોપીઓ તરીકે દ્વાપર યુગમાં અવતરી હતી.

૩. કૌશલ દેશની સ્ત્રીઓ પણ રામચંદ્રને જોઇ મનવડે ત્હેમના પતિ ઈચ્છયા, ત્યારે સર્વના અંતર્યામી શ્રી રામચદ્રે તે જાણી કહ્યું "ત્હમો સર્વ વ્રજમાં ગોપીઓ થશો તત્પ્રસંગે ત્હમારી ઇચ્છા હું પૂર્ણ કરીશ."

૪. અયોધ્યામાં વસતિ સર્વ સ્ત્રીઓ સિતાજી સાથે આવતા રામચંદ્રના દર્શન કરવા આવી હતી. તેને જોઇ મોહ પામેલી, મૂર્છિત અને પ્રેમથી વિન્હલ થયેલી તેઓ શ્રીરામચંદ્રસારૂ વ્રતધારણ કરી સરયુ સરિતા તટે તપ કરવા લાગી. તે વખતે અંતરિક્ષથી વાણી થઇકે દ્વાપર યુગના અંતમાં યમુનાના કાંઠે આવેલા વનમાં ત્હમારો મનોરથ સિદ્ધ થશે.

૫. જ્યારે દંડકારણ્યમાં શ્રીરામચંદ્ર, સીતાજી અને લક્ષ્મણ સાથે ફરતા હતા તે વખતે અરણ્ય નિવાસી સર્વ ભક્તો ધ્યાન મુક્ત થતાં શ્રી રામચંદ્રને કોટિ કામદેવ તુલ્ય જોઇ અતિ સ્તુતિ કરવા લાગ્યા, ત્હેમની સ્તુતિ સાંભળી શ્રીરામચંદ્રે પૂછ્યું: હે, મુનિઓ ! વરદાન માંગો" જેના ઉત્તરમાં "સીતાજી છે તેમ અહો સર્વે ત્હમારા થઇએ." ભક્તોએ જણાવ્યું. આ વચન સાંભળી રાવણારિએ કહ્યું "જેવી રીતે લક્ષ્મણ છે તેમ થવા જો ઇચ્છતા હોય તો આજે જ સફળ થશે; પરંતુ સીતા જેવું થવા દુર્ઘટ છે. કેમકે હું એક પત્ની વ્રતવાળો છઉં. મારા વરદાનથી ત્હમો સર્વ દ્વાપર યુગના અંતમાં જન્મ પામશો. જ્યાં હું ત્હમારો મનોરથ પૂરો કરીશ.

૬. સીતાજીના ત્યાગ પછી જ્યારે જ્યારે શ્રી રામચંદ્ર યજ્ઞો કરતા ત્યારે ત્યારે કનકની સીતા બનાવી પોતાની પાસે તેનું સ્થાપન કરી યજ્ઞવિધિ ચલાવી લેતા. યજ્ઞો કરતાં આખરે આવી કનકસીતાનું ભારે યુદ્ધ થયું. તે સર્વમાં બ્રહ્મની અકલિત શક્તિથી ચૈતન્ય જણાયું અને સર્વે શ્રી રામચંદ્ર સાથે પાણિગૃહણ કરવા તત્પર થઈ. તે વખતે શ્રી રામચંદ્રે કહ્યું કે ત્હમો સર્વ સીતા નામધારી છો, પરંતુ સંખ્યામાં અનેક છો. હું એક પત્ની વ્રતધારી છઉં એટલે આ અવતારમાં ત્હમારી કામના પૂર્ણ થવી અસંભવ છે. જ્યારે ત્હમો વૃંદાવનમાં અવતાર લેશો ત્યારે ત્હમારી ઇચ્છા પૂર્ણ થશે.

૨-૩-૪-૫ અને ૬ રામાયણ.

૭. જાલંધરની જે સ્ત્રીઓ (બીજી) હતી તે સર્વેએ તુલસીના જે શ્રી પ્રભુ સ્વામિ છે તે અમ્હારા પતિ થાઓ એમ વાંચ્છના કીધી. તે વખતે અંતરિક્ષથી વાણી થઇ કે ઝટ ત્હમો લક્ષ્મીપતિનું ધ્યાન ધરો કે ત્હમો વૃંદાવન વિષે તુલસીવત્ થશો.

જાલંધરાખ્યાન અને વ્રતરાજ.

૮. પૃથુ નામના નવમા અંશાવતારી મહાન્ પરાક્રમી રાજા થઈ ગયા હતા. તેને શત્રુઓ જીતી સમગ્ર પૃથ્વી પોતાની કરવા અપેક્ષા હતી. તે વખતે બર્હિષ્મ નામની નગરની સ્ત્રીઓ પૃથુને જોઇ વિહ્વલ થઇ અને અત્રિ ઋષિ પાસે આવી "હે મુનિવર! મ્હોટા પરાક્રમી પૃથુ રાજા અમ્હારા પતિ કેવી રીતે થાય?" તે પૂછવા લાગી. જેના ઉત્તરમાં તે ઋષિવરે જણાવ્યું, "ત્હમો ગાયનું દોહન કરો કે જેથી ત્હમો સર્વે વૃંદાવનમાં ગોપીઓ થશો."

પૃથ્વાખ્યાન.

૯. પાતાળમાં બલિરાજાને દ્વારે જ્યોતિકાદાર થયલા વામનજીના અદ્ભુત દર્શન જોઈ ત્યાંની વસનારી સર્વ સ્ત્રીઓ મોહિત થઇ હતી. તેઓને પણ "વૃંદાવનમાં તમો સર્વ જન્મશો તત્પ્રસંગે રાસમાં ઇચ્છા પૂરી પાડશે; શ્રીવામન પ્રભુએ એમ કહ્યું હતું.

વામન પુરાણ.

વાંચક! આ ઉપરથી તને સહેજે "ગોપીઓ કોણ કોણ હતી."? તેનો ખ્યાલ થયો હશે. જે મત્સ્ય પ્રભુ હતા તેજ વામનાવતારી હતા. તેજ શ્રી રામચંદ્ર હતા અને જે શ્રી રામચંદ્ર તેજ આપણા ષડ્ ઐશ્વર્ય ભગવાન શ્રી કૃષ્ણચંદ્ર છે. એટલે મત્સ્ય ભગવાનની, વામનની તથા શ્રી રામચંદ્રજીની જે જે સ્ત્રીઓ થવા ઇચ્છી તે સર્વ શ્રી કૃષ્ણની હરી-પ્રતિપાદન થઇ. શ્રી મત્સ્ય પ્રભુએ, શ્રી વામનપ્રભુએ તથા શ્રી રામચંદ્રે પ્રસંગમાં આવેલી સ્ત્રીઓ સાથે આધ્યાત્મિક લગ્ન કરી તો લીધાં હતાં; તથાપિ ભૌતિક વાંચ્છના અપૂર્ણ રહેવાથી તે કાર્ય શ્રી કૃષ્ણને કરવું પડ્યું. આ ઉપરોક્ત કથનથી એમ પ્રતિપાદન થાય છે કે વ્રજમાં જન્મેલી સર્વે ગોપીકાઓ એક પ્રસંગપર શ્રી કૃષ્ણનીજ સ્ત્રીઓ હતી. વરદાનની કાંતાઓ હતી. હવે તે સાક્ષાત્ સ્ત્રીઓ છે. તો હવે કામવાસના ભોગવે ત્હેમાં શ્રી કૃષ્ણચંદ્ર કિંવા ગોપીઓ વ્યભિચારના દોષને પાત્ર કેમ ગણાય? એ મિથ્યા દોષ છે. પાણિ ગૃહણ કરેલી પોતાની સ્ત્રી સાથે વિષયવાસના ભોગવવી એ કંઇ વ્યભિચાર કહેવાતો નથી. સામાન્ય પુરૂષોમાં સામાન્યપણું હોવાથી એક સ્ત્રી રાખે છે. રાજાઓમાં વિશેષપણું હોવાથી તે વિશેષ સ્ત્રીઓ પરણી રાખે છે ત્યારે સમગ્ર યુગના નિયંતા સર્વના સ્વામિમાં પ્રવિશેષત્વ હોય તો શા

માટે સામાન્ય કરતાં વિશેષ અને વિશેષ કરતાં પ્રવિશેષ રમણ ન કરે?

વળી ભગવાનને પોતાના પતિ કરવાની ઇચ્છાથી વૃજ કુમારિકાઓ કાત્યાયની વ્રત ઉજવતી હતી. આ વ્રતના દરમ્યાન સ્નાનાર્થે તે સર્વે પ્રાતઃકાળે ઉઠી યમુના તટે જતાં. ત્યાં સર્વે વસ્ત્ર રહિત થઇ સ્નાન કરવાનો તેમનો અભ્યાસ હતો. હવે વાંચક! વિચારી લે કે સામાન્ય પુરુષના કામમાં ક્વચિત્ દોષ જણાય તો તેની ક્ષમા યાચવી પડે છે તો પ્રભુને સ્વામિ ગણવાના જેવા મહાન્ પુરુષના કાર્યમાં વસ્ત્ર રહિત થઈ જાહેર સ્થળે સ્નાન કરવાનો શું દોષ નહિ ગણાય? કુમારીકાઓને વસ્ત્ર રહિત નિહાળવાની કુબુદ્ધિથી કંઈ યમુના તટે કૃષ્ણનું આવાગમન થયું નહોતું. એતો તેમનો દોષ બતાવવા અને ક્ષમા યચાવવા આવ્યા હતા. વસ્ત્ર રહિત સ્નાન કરવાથી વરૂણ જે જળના દેવતા છે તેનું અપમાન થયું. તેમજ કાત્યાયની વ્રત પણ યથાયોગ્ય પળાતુ નહિ તેટલાજ માટે શ્રી કૃષ્ણે કુમારિકાના વસ્ત્રો લઈ કદંબારૂઢ થઇ સર્વેને જળ બહાર આવી સુર્યનારાયણની માફી માંગવા કહ્યું હતું. લક્ષ્મીનારાયણ, શેષનારાયણ, ભીમાનારાયણ, નરનારાયણ, બદ્રીનારાયણ. આદિ જે નવ નારાયણ છે તે પૈકી સુર્યનારાયણ પણ છે. સુર્યનારાયણ દૃશ્ય છે એટલે એની માફી માંગવાથી સર્વે દેવ પ્રસન્ન થાય એ સ્વાભાવિક છે. કુમારીકામાં આ દોષ હતો. તે દોષ મુક્ત કરવા ત્યાં શ્રી કૃષ્ણ આવ્યા હતા.

યમુનામાં સ્નાન કરતી સર્વે સ્ત્રીઓ, "શ્રી કૃષ્ણ પતિ થાય એવી વાંચ્છના રાખતી હતી," છતાં આ વખતે શ્રી કૃષ્ણને જોઈ શરમીંદી પડી ગઇ હતી. કારણકે શ્રી કૃષ્ણને પોતાના સ્વામિ નહિ જાણતાં પર પુરૂષ ગણ્યા હતા. સ્વાભાવિક રીતે સ્ત્રીને પોતાના સ્વામિ સન્મુખ લજ્જા સ્વભાવને વિમૂખ જ કરતી આપણા અનુભવમાં આવે છે. ક્વચિત્ લજામણી બને તો તે પરપુરૂષની ખાતરજ, આ લજ્જા સ્વભાવ તે સર્વે અસ્થાનીય હતો. માટે તે દૂર કરી વિશુદ્ધ પ્રેમમાં વસવા તલ્લીન થવાના પ્રબોધાર્થ આવાગમન. તે પણ યમુના તટે જવાના અનેક કારણો પૈકી એક ગણાય. અતએવ વૃજ ગોપીઓને વસ્ત્ર રહિત જોવાનો જે દોષ શ્રી કૃષ્ણ ઉપર મૂકાય છે તે તદ્દન અયુક્તજ છે.

"પરણ્યા નારી તે સદા બ્રહ્મચારી" એ લોકોક્તિ આધારે તે પરણેલા છતાં સદા બ્રહ્મચારીજ કહેવાતા. દૃષ્ટાંતઃ—

એક પ્રસંગે શ્રી વૃજ ગોપીઓને શ્રી કૃષ્ણને થાળ આરોગવવાની ભારે આકાંક્ષા થઇ, તે આકાંક્ષા મુજબ સર્વ સ્ત્રીઓ વિવિધ વાની બનાવી થાળ તૈયાર કરી વૃજમાં કુષ્ણમાં થઇ લઈ આવી શ્રી પ્રભુને આરોગવા વિજ્ઞાપના કરવા લાગી. શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો "હે, વૃજવનિતા! મેં અહુણાજ પ્રસાદ લીધો છે એટલે હવે એની રંચ માત્ર પણ રૂચી નથી; તથાપિ એ તમને પ્રસાદ ખવડાવવાનો લહાવો લેવો હોય તો આ યમુના સરિતાના સ્હામા તટે દુર્વાસા ઋષિનો આશ્રમ છે ત્યાં જઇ તે ઋષિને આરોગાવો. તે આરોગશે એટલે મેં આરોગ્યો એમ માની લઇશ." આવું શ્રી કૃષ્ણવચન સાંભળી સર્વે ત્યાં જવા તત્પર થઇ, કિન્તુ સરિતામાં ભારે પૂર આવેલું હોવાથી સહસા અટકી અને પૂછ્યું "સ્વામિન્! યમુનાજીમાં તો પૂર છે એટલે અમારે જવું કેવી રીતે?" શ્રી કૃષ્ણે જણાવ્યું "જાઓ, યમુનાને સંબોધો કે શ્રી કૃષ્ણ સદાયે બ્રહ્મચારી હોય તો અમને પેલે પાર જવા માર્ગ આપો." આવાં કૃષ્ણનાં વચન સાંભળી વૃજબાળાને વિચારતાં હાસ્ય તો આવ્યું પણ કંઇક એમના

ખોલવામાં ચમત્કાર હશે એમ ધારી સર્વે તટ પ્રતિ પ્રયાણ કીધું. ત્યાં જઇ શ્રી કૃષ્ણની આજ્ઞાનુસાર યમુનાજીને સંબોધવાથી ગોપીઓને માર્ગ મળ્યો. સર્વે પાર ઉતરી અને દુર્વાસા ઋષિને પ્રસાદ આરોગાવી સંતુષ્ટ થઈ.

હવે જો શ્રી કૃષ્ણે વ્યભિચાર કીધો હોત, શ્રી કૃષ્ણ બ્રહ્મચારી નહિ હોત, શ્રી કૃષ્ણે ગોપીઓને સ્વચ્છંદ માર્ગે દોરવી હોત, તો પતિતપાવિની શ્રી કાલિંદી સરિતા વિષયવાસનામાં મશગુલ થનારા કૃષ્ણના વચનનો આદર કરે ખરાં કે ? વિષયાંધ રમણીઓને માર્ગ આપે ખરાં કે ! વિનવતાં, વિનવતાં પોતાના દેહો ત્યાં પાડત, છતાં સામે પાર જવાનો ખુલ્લો માર્ગ થયો છે એવું વનિતાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવત.

યોગશાસ્ત્ર આધારેના જણાય છે કે સર્વ દેહમાં નાડીઓ છે. આ સર્વ નાડીઓ યોગી પુરૂષ નિહાળી શકે છે. ૧૯૯૦૯૯૦૧) તેની સાથે રમણ પણ કરી શકે છે. તો જેને " યોગેશ્વર " ની ઉપમા શ્રી ગીતાજીમાં અપાઈ છે તેવા શ્રી કૃષ્ણ ઉક્ત નાડીઓ પૈકી મુખ્ય નાડીઓને સ્ત્રી રૂપ આપી તેની સાથે રમણ કેમ નહિ કરે !

વાંચક ! તુંજ વિચારજે કે જેના દર્શન માત્રથી હજારોના મોક્ષ થયા. કંસાસુર-બક્ષાસુર-શકટાસુર અને વ્યોમાસુર જેવા કટ્ટા વૈરીઓ પણ જીવનમુક્ત થયા, તેવા નિરંજન જ્ઞાનસ્વરૂપ શ્રી કૃષ્ણ પ્રભુ વ્યભિચાર કરે ખરા કે અને વ્યભિચાર કરવા કોઈને બોધ પણ આપે ખરા કે ! શ્રીમદ્ ભગવદ્ગીતાનું જ્ઞાન જુઓ ! એ જ્ઞાનથી કેટલાક જીવાત્મા અહીંનિ અહીં જીવનમુક્ત થઇ ગયા અને અસંખ્યો ભવિષ્યમાં થશે પણ ખરા, તેવા અદ્ભુત જ્ઞાનપ્રદાન કરનારા વ્યભિચારી હોય ખરા કે ! શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં જે જ્ઞાનની પ્રક્રિયા સમજાવનાર છે તે કામના દાસ બને ખરા કે ! અને સર્વોત્તમ ઉપદેશ નિમ્ન પ્રમાણે આપે ખરા કે:— !

दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्य धनोपिवा
पतिः स्त्रीभिर्न हातव्यो लोके प्सुभिरपातकी ॥ ७७ ॥

भर्तुः शुश्रुषणं स्त्रीणां परो धर्मोह्य मायया
तद् बन्धुनां च कल्याण्य प्रजानांचानु पोषणं ॥ ७८ ॥

अस्वर्ग्यमयशस्यंच फल्गु कृच्छं भयावहम्
जुगुप्सितंच सर्वत्र औपपत्यं कुल स्त्रिया ॥ ७९ ॥

ભાવાર્થ:—પોતાનો પતિ નઠારા સ્વભાવ વાળો હોય, કિંવા ભાગ્યહિન હોય, વૃદ્ધ હોય, જડ રોગી હોય, કિંવા નિર્ધન હોય, તથાપિએ તેવા પતિનો ત્યાગ નહિ કરવો. સ્ત્રીઓનો એજ પરમ ધર્મ છે કે હમેશાં નિષ્કપટ ભાવથી પોતાના પતિની શુશ્રુષા ( સેવા ) કરવી, તે પતિના સંબંધીઓની પણ યથોચિત સેવા કરવી, પ્રજાનું પોષણ કરવું અને સર્વથા શુભાચરણ રાખવું. કિન્તુ પોતાના પતિ સાથે કપટ વર્તન રાખી અનિત્યમાં દોરાવવું, તે તો સ્વર્ગના રસ્તાનો નાશ કરે છે. અપકીર્તિ આપે છે તથા ભયપ્રદાયક હોય છે. માટે તેવા અનિત્ય આચરણ કરવાની ઇચ્છા તમારે બીલકુલ પણ કરવી નહિ.

યદિ રાસક્રીડા અને વસ્ત્રહરણ લીલા વિષયરસથી ભરપૂર હોય તો શંકરાચાર્ય, મધુસુદન, શ્રીમદ્ વલ્લભાચાર્ય, જેવા સમર્થ બ્રહ્મવેત્તાઓ એવા તુચ્છ વિષયની ટીકા કરવા પ્રયત્ન કરતજ નહિ. કાઠીઆવાડના એક ઉદાસીન સાધુએ રાસ પંચાધ્યાયીના પાંચ અધ્યાય પર ૧૦૦૦૦૦) શ્લોકની ટીકાની અંતમાં એટલું જણાવે છે કે, અહો ધન ભાગ્ય છે મારાંકે વૈરાગ્યથી ભરપૂર રાસલીલાપર આવી સમર્થ ટીકા કરવા શ્રી પ્રભુએ મને સમર્થ બનાવ્યો!!!

આટલા વિવેચન ઉપરથી એમ સ્પષ્ટ જણાય છે કે વસ્ત્રહરણલીલા અને રાસ ક્રીડા વ્યભિચારના દોષથી તદ્દન અળગાજ છે. એ વિષયો તદ્દન વૈરાગ્યમય છે. કેમકે વ્રજ વનિતા સાથે જે સંબંધ હતો તે ભૌતિક ( દેહનો ) નહિ હતો પરંતુ આત્મિક ( આત્મા સાથે આત્માની લગ્ની લાગી હતી ) સંબંધ હતો. અલમ!

---

# રમુજ કુમાર.

( એક ચીત્ર )

અમદાવાદમાં રમુજ કુમારનું કુટુંબ સંસાર સુધારા માટે જાણીતું થયું હતું. એના માતપિતાએ સંસાર સુધારા પાછળજ પોતાનું જીવન ખુટાડયું હતું. સમાજની સેવા કેવા ઉચ્ચ ઉદેશથી ઉદાર વૃત્તિથી, સ્વાર્થ ત્યાગથી અને નીઃસ્વાર્થ મહેનતથી એના માતપિતાએ કરી હતી તે સંસાર સુધારા મંડળનાજ સભાસદો સ્હમજી ન્હોતા શકયા, તો અજ્ઞાન વર્ગ એ સેવાની કીમ્મત નહિ કરી શકયા હોય તેમાં શું નવાઈ! હાલ સંસાર સુધારા માટે સર્વત્ર ધુમ પડી રહી છે, સંસાર સુધારાના હિમાયતીઓ માટે જ્યારે લોકોમાં માન વધતું જાય છે, ત્યારે સંસાર સુધારા માટે અનેક ભોગ આપનાર, બધેથી ધીટકાર પામનાર, સંસાર સુધારાનો પાયો ચણનાર, ઉચ્ચ હૃદયના મજુર અને નીઃસ્વાર્થ કડીઆની વીંટઅણનો ખ્યાલ સમાજસેવા અને સંસાર સુધારા પર માત્ર ભાષણ આપી અટકી જનાર યુવકને આવવો મુશ્કેલ છે.

અનેક ભોગ આપનાર સુધારકની સેવાના વખાણ વખત કરાવશે. રમુજ કુમારના માતપિતાનો ન્યાય યોગ્ય જનોને હાથે થશે. અત્યારે તો રમુજ કુમારના પરાક્રમનો ઇતિહાસ કાંઈક જાણીશું.

રમુજકુમારના લક્ષણ પારણામાંથીજ પ્રકાશ્યાં હતાં રમુજ કુમાર બોલતાં બહુ ન્હાની વયે શીખ્યો હતો. નકલ કરવાની કળા, બીજાપર અમલ ચલાવવાનું અને દોર દમામથી આંજી નાંખવાનું એને પહેલેથીજ આવડતું હતું. માતપિતા પાસે મિત્ર કે સંબંધી કોઈ મળવા આવ્યું હોય તેની સાથે વૃદ્ધ પુરૂષની માફક ગંભીર મુખ રાખી ડહાપણનું પ્રદર્શન કરવાનો શોખ વારે ઘડીએ દેખાઈ આવતો હતો. નોકરોને ધમકાવવા અને તેઓની ભુલ કહડવામાં એઓ હમેશ તત્પર હતા. એના ભાગ્યશાળી ભાઈ બ્હેનને ગમે ત્યારે ગમે તે વિષયપર એમનું ભાષણ સાંભળવા તૈયાર રહેવું પડતું હતું.

રમુજકુમારના પિતાના મિત્રો તથા સંબંધીઓ એને માટે જુદા અભિપ્રાય દર્શાવતા હતા, કોઇ એને હોંશિયાર ગણતા, કોઈ એને લુચ્ચો ધારતા. કોઈ બોલકણો, આનંદી, કે મજાકવરો ધારતા હતા. એના ગુણ માટે મતફેર હતોજ. સર્વ એનામાં જુદા જુદા ગુણ-

જેના હતા ( મહાન સુધારકના પુત્રમાં ખામી હશે કે નહિ તે શોધવાનું તેઓને રુચી-વિરૂદ્ધ અને તુચ્છ લાગતું હતું ). એની માતાનો એ સર્વ ગુણ એનામાં છે એમ ખાત્રીથી માનતી હતી. પિતાનો અભિપ્રાય બધાથી કાંઈક જુદો હતો. એનો ચોક્કસ અભિપ્રાય શું હતો તેજ કોઈ જાણી શક્યું ન્હોતું, તોપણ માતપિતા વચ્ચે પુત્રના ગુણની પરિક્ષામાં મતફેર હતો એનો સ્પષ્ટ હતું અને એ બે બાજુના જુદા જુદા મતને મળતા થવું એમના મિત્રો માટે બહુજ મુશ્કેલ થઈ પડતું હતું.

ન્હાના છોકરાઓ માટે ઉતાવળે અભિપ્રાય દર્શાવવાનું એના પિતા પણ જોખમ ભરેલું ધારતા હતા અને એમ પણ માનતા હતા કે સંપુર્ણ વિચાર કે અવલોકન કર્યા વગર સારો કે ખરાબ અભિપ્રાય બાંધી તે રસ્તે ન્હાના છોકરાંઓને ચલાવવા પ્રયત્ન કરવો એ તેમના કુમળા મન અને હૃદયની આસપાસ કૃત્રિમ, કઠીન, વાડ બાંધી દેવા જેવું છે. પોતાની કલ્પનાને આધારે, કે અટકળને આધારે બાંધેલી એ વાડમાં ઉગી આવતા ન્હાના મન અને હૃદયને સ્વતંત્ર રીતે વિકાસ ન પામવા દેતા એજ વાડામાં બંધીવાન બનાવવાનું, સુસ્ત બનાવવાનું, અને નિર્બળ બનાવવાનું જોખમ ઘણા માબાપો પોતાના માથે વ્હોરી લે છે.

રમુજકુમારે પોતાની હોશિયારીનું પ્રમાણ અભ્યાસ કરતાં તોફાનમાં વધારે બતાવ્યું. નિશાળમાં એનું નામ પ્રખ્યાત થયું. ભીંતપર, બાંકપર, બારીપર, ખુરશીપર, ટેબલપર, ઠામ ઠામ, પોતાનું નામ કોતરી વિદ્યાર્થીઓ તથા શિક્ષકોમાં જાણીતું કર્યું. કેટલાક ખાસ મિત્રોએ એનાપર અમ્મર લેખો અને કાવ્યો ખુણે ખાંચરે ભીંતપર લખ્યા હતા. કેટલાકોએ એના ચિત્રો પણ કાઢ્યાં હતાં. શિક્ષકોને કંટાળો આપવાથી એ ઓળખાયો હતો. વિદ્યાર્થીઓમાં તોફાનથી જાણીતો થયો હતો, અને સિપાઈ અને કારકુન વર્ગમાં દીવાળીની બક્ષીસથી માનીતો થયો હતો. સિપાઈઓ એના મિત્ર ગણાતા હતા અને તોફાનમાં મદદ કરતા હતા. જેમ એક પછી એક વર્ષ ન્હાસતા ગયા તેમ તોફાન વધારતા ગયા, તોપણ નિશાળમાં કાંઈક ગમ્મતાઈ હોવાને લીધે અને ઉમ્મર એટલી ન્હાની હોવાથી એના તોફાન હજુ તોફાન સિવાય બીજાં ચીન્હો દેખાતાં ન્હોતાં.

રમુજકુમાર મેટ્રીક પાસ કરી કોલેજમાં દાખલ થયા. ત્યાંની હવાથી જાદુના જેવો ફેરફાર એમનામાં દેખાયો. તોફાન નિશાળમાં ભુલી આવ્યા હોય એમ લાગ્યું. એમના મુખપર કેટલીકવાર ગંભીરતાના ચિન્હો હવે સ્પષ્ટ દેખાવા લાગ્યાં, બાંકપર, ભીંતપર અને ટેબલપર નામ કોતરી કીર્તિ મેળવવાનું હવે એમને તુચ્છ લાગ્યું. માત્ર તોફાનના વાતાવરણમાં, નિશાળમાં, ઉછરી ગયેલા એમના ગુણ હવે કોળીવાં કરવા લાગ્યા. સંસારીક અને સમાજિક બાબતોપર એમનું ધ્યાન ખેંચાયું. એ વિષયોપર વાત કરવામાં એમને કાંઈક અસાધારણ મઝાના માલમ પડી. માતપિતા સાથે દરરોજ વાત કરતા મિત્રો તથા સંબંધીઓની વાતચરચા, ગામ ગપાટા પરથી, અને કોઈ કોઈ દિવસ કોઈ કોઈ ન્યુસપેપર અને ચોપાનીયાપર નજર ફેરવવાથી, કોલેજના મિત્રો આગળ પોતાના જ્ઞાન ભંડાર ખોલવા અને વિદ્યાર્થીઓનું રાજ્ય બેસાડવા જેટલા કુશળ હતા. કોલેજમાં એમનાથી ન્હાની ઉમ્મરના અને "બાબાભાઈઓ"માં એમણે ઝડપથી કીર્તિ મેળવી.

અભ્યાસ, અવલોકન, ને અનુભવ, વગર સંસાર સુધારાપર ચર્ચા કરવાનો અધિકાર

ગમે તેને સ્હેલાઈથી મળતો હોવાથી એ અધિકાર એમને પણ મળ્યો હતો એટલુંજ નહિ પણ એ વિષય એમનો માનીતો થઇ પડ્યો. અધમ, અજ્ઞાન, જ્હેમી લોકો એની દયાને પાત્ર પણ ન્હોતા. ભણેલા પણ એમના મતને 'હાજીહા' ન કરનારા માટે એમને દયા આવતી હતી. એની ભુલ સુધારનારની હીમ્મતથી અજાયબ થઇ તેને તો હમ્મેશ ધીક્કારતાજ હતા. નિશાળમાં તોફાનથી પ્રખ્યાત થયા હતા. કોલેજમાં વાત કરવાની છટાથી તથા ધમાલ કરવાની શક્તિથી જાહેરમાં આવ્યા હતા. કઇ બાબતમાં સુધારો કરવો અગત્યનો છે, વિદ્યાર્થીઓ કઇ બાબતમાં પછાત છે તે એમની સર્વથી જુદી પડતી વર્તણુક પરથીજ જણાઇ આવતું હતું.

કોલેજની " સાહિત્ય સભા " ના એઓ એક જાણીતા સભાસદ હતા. એમનામાં બોલવાની આવડત અને હીમ્મત જો કે પરમેશ્વરે ઘણી થોડી આપી હતી તોપણ જ્યારે કોઇ સભાસદની મુર્ખતા પર એમને બહુજ કંટાળો આવે ત્યારે ખુબ ઝડપથી, અંગ્રેજ પણ ભાગ્યેજ સમજી શકે એવા અંગ્રેજીમાં બે ત્રણ વાક્યો બોલી જતા હતા. કેળવણી કે કોઈ સમાજિક વિષયપર જ્યારે ચર્ચા ચાલતી ત્યારે એક ખુણામાં પાંચ છ મિત્રોને સાથે લઇ બોલનારના વિચાર ચાળા વિગેરેપર જોરશેર મ્હોઢેથી ટીકા કરવામાં રોકાઈ જતા હતા અને જેમ બને તેમ ઘોંઘાટ મચાવતા હતા તે એટલે સુધી કે કેટલીકવાર ભાષણ આપનારને સાંભળવાને બદલે સભાસદોને એમનીજ મૃદુ (!) વાણી સાંભળવી પડતી હતી. દરેક સભાસદોની ભુલ શોધી કહાડવામાં એઓ કુશળ હતા. જુના વિચારના સભાસદને બનતા લગી ઘાંટા પાડી ગભરાવવા પ્રયત્ન કરતા પણ તેમાં જો ન ફાવતા તો તેને " જંગલી " કહી સંતોષ પામતા અને મનને શાંત કરતા હતા. એમની સાથે તકરારમાં ઉતરી એમને નહિ ફાવવા દેનાર દરેક અસભ્ય પુરૂષ માટે " જંગલી " શબ્દજ વપરાતો હતો, " જંગલી " શબ્દ એમને એટલો બધો સાધારણ થઇ પડ્યો હતો કે એમના એક મિત્રનો પોપટ ( જે એમની ચર્ચામાં હમેશ ઘણા ઉમંગ અને ઉત્સાહથી ભાગ લેતો હતો ) એમને દરવાજામાં દાખલ થતા જોઇ દરરોજ હર્ષથી એકદમ " જંગલી " પોકારી આવકાર આપતો હતો. આવા " જંગલી " પોપટ રાખવા વીરૂદ્ધ રમુજ કુમારે ઘણીવાર મિત્રને ઉપદેશ આપ્યો હતો. મિત્રને આ પક્ષીના નિર્દોષ આવકારમાં શું ખોટું હતું ત્હેની સ્હમજણ પડી નહિ.

કોલેજના કોઇ પણ જાહેર મેળાવડામાં એમની મદદની કેટલી જરૂર હતી તે એમના મંડળના કેટલાક મિત્રો શિવાય કોઇ જાણી શકયું ન્હોતું. ખુરશી ગોઠવવામાં, ગાદીઓ પાથરવામાં, ચ્હા પાણીની ગોઠવણ કરવામાં, અને ફૂલ તોરણ અને રોશનીથી મેળાવડાની શોભામાં ઉમેરો કરવાની કળામાં એમના ઘણા થોડા પ્રતિસ્પર્ધી હશે ! રમુજકુમાર માત્ર કોલેજના મેળાવડામાં નહિ પણ જ્યાં જ્યાં રમત ગમતના મેળાવડા, નાટ્ય પ્રયોગ, જલસા થતા ત્યાં સર્વે, એમની ગમે તેવી રમુજી તથા મુર્ખાઈ ભરેલું બોલવાની ટેવને લીધે એમની આનંદ આકૃતિ જોવામાં આવતી હતી.

માત પિતાની કીર્તિને લીધે સર્વે ઠેકાણે માન પામતા હતા અને ઘણીવાર એમની કંટાળા ભરેલી વાર્તા, અયોગ્ય મશ્કરી, અને ટાયલાં એમની ન્હાની ઉમરને લીધે અને એમના માત પિતાને માન આપી એમના મિત્રો નીભાવી લેતા હતા.

કાંઇક અનિવાર્ય કારણોને લીધે અભ્યાસ માટે રમુજકુમારને મુંબાઇ આવવું પડયું.

પરેલ પોતાના ભાઇને ત્યાં ઉતર્યા એમના મ્હોટા ભાઈ પરેલની શાળાના હેડ માસ્તર હતા. મ્હોટા ભાઇ કાંઇક જુદી પ્રકૃતિના હતા. રમુજકુમારનું વિચારક્ષેત્ર મુંબાઇમાં કાંઇક મ્હોટું થયું. એમના સ્નેહીના હદયે પહેલા તો પરેલથી ચર્ચગેટ લગીના દરેક સ્ટેશનપર દુઃખી પુરૂષોની શોધ ચલાવી. પોર્ટરો, ખાવાના પદાર્થો, હલવા અને પાંઉ બીસ્કીટ વેચનાર સાથે એમને ઓળખાણ થયું. એમના સુખ દુઃખની વાત રમુજકુમાર ધ્યાનથી સાંભળતા હતા અને જરૂર પડે દીલાસો આપવા પણ ચુકતા નહિ. સ્ટેશન માસ્તર અને ગાર્ડ પણ ધીરેધીરે એમનાં સંબંધમાં જોડાયા, એમની મિત્રોની સંખ્યા દિવસે દિવસે વધતી ગઇ. આખો દિવસ " ટીક ટેક, ટીક ટેક " ટીકીટ આપવાથી સુસ્ત ઉંઘણશી પોર્ટરો સાથે માથાકુટ કરવાથી કંટાળી ગયેલા સ્ટેશન માસ્તરને આવા સ્નેહાળ સેવકની જરૂર હોય, અને એવા મ્હાત્માની સેવા અમુલ્ય લેખાતી હોય તેમાં શું નવાઇ! રમુજ કુમાર હમેશ હસીને સ્ટેશનપર પોરટરો તથા સ્ટેશન માસ્તરની સલામ ઝીલતાઃપધારતા હતા. તેમણે કેવા મ્હોટા માયા અને ઉપકારના ડુંગર નીચે સ્ટેશન માસ્તરને ગાર્ડને તથા પોરટરને દાબી દીધા હતા એ એમના ગંભીર પણ મંદ મંદ હાસ્ય કરતા મુખ પરથી જણાઇ આવતું હતું.

મ્હોટાભાઇ પરેલની શાળાના હેડમાસ્તર હોવાથી પરેલમાં એમનું ઓળખાણ સારૂં થયું હતું. આથી રમુજ કુમાર પણ પરેલના સમાજમાં આગળ પડતો ભાગ લેવા ભાગ્યશાળી નીવડયા. મ્હોટાભાઇએ ન્હાનુ સરખુ સુધારા મંડળ કહાડયું હતું. મ્હોટાભાઇ પોતાનાજ જેવા પોતાના મિત્રોને એ મંડળમાં સુધારા તથા સમાજપર ભાષણ આપવાનું સોંપ્યું હતું. કોઇવાર ભજન અને પ્રાર્થના પણ એ મંડળમાં થતાં હતાં. (સંગીતમાં કાંઇ પ્રવિણતા મેળવેલી હોવાથી ભજન અને પ્રાર્થના કરવાનું ઘણુખરૂં મ્હોટાભાઇને માથે આવી પડતું હતું.) સમાજમાં ફરવા આતુર, કીર્તિ ભુખ્યા સુધારા ઘેલા. પરેલ સમાજના "પ્રતિષ્ઠીત" સદ્‌ગ્રહસ્થો અને સન્નારીઓ એ ભાષણ અને ભજનમાં હાજરી આપવા ઉતરી પડતા હતા.

માત્ર ભાષણ અને ભજનથીજ એ મંડળ આગળ ન્હોતુ વધ્યું. એ મંડળના ઉત્સાહી સ્થાપક, સંગીત શોખીન, રમુજ કુમારના મ્હોટાભાઇએ સંગીતના જલસા પણ ઘણીવાર ગોઠવ્યા હતા. સંગીતમાંતો આ મંડળના સભાસદો એક સરખા હોંશિયાર હોય એમ સાગતુ હતું. કોઇએ વાર્ગનપર હાથ બેસાર્યો હતો, કોઇએ ફીડલ ખીલવ્યો હતો. કોઇ તાલસુર માત્રનો અંતર ખોલતું તો કોઇ રાગની પરિક્ષા કરવામાં હોંશિયાર ગણાતું. કોઇ તાન પલટાના ઉસ્તાદ કહેવાતા અને કેટલાક મનુષ્ય મુખ આકૃતિ ભદસુરન કરી વાંદરાને મળતી કરી પ્રખ્યાત સ્માયન્સ શાસ્ત્રી ડાર્વીનની શોધને સત્ય કરવા પ્રયત્ન કરતા હતા. આ મંડળના દરેક સભાસદોની આવડી જાણી પ્રવિણતાને લીધે અજાણ્યા લોકો એ મંડળના જલસામાં ભાગ્યેજ સમજી શકતા. તોપણ એમના સંગીતપરના વાદવિવાદ અને ઘોંઘાટથી શ્રોતાજનો આનંદનો પામતાજ. રમુજકુમાર રાગની પરિક્ષા કરવામાં પ્રવિણ ગણાતા એમના મ્હોટાભાઇના કાંના વખાણ દરેક વખતે થતાં હતાં.

એક બીજી બાબતની સેવા આ મંડળ બજાવતું હતું. આ મંડળ રમતગમતના મેળાવડા પણ ગોઠવતું હતું. રમુજકુમારની સેવા એવી વખતે બહુ ગમતી થઇ પડતી હતી. કારણ એમના સંગીતના શોખને લીધે આનંદી સ્વભાવને લીધે અને જુદા જુદા માણસોના

તથા પશુ પંખીઓના અવાજની નકલ કરવાની કળામાં એમણે પ્રવિણતા મેળવેલી હોવાથી દરેકમેળાવડામાં ત્રણચાર વખત શ્રોતાજનોને આનંદ આપવાનુ કામ એઓ ઉપાડીલેતાહતા.

મુંબઈમાં એમના ગુણોની પ્રસંશા જોઇએ તેવી ઝડપથી નહિ થઇ, કોલેજમાં કાંઈક ઓળખાણતો થયું પણ મુંબઈમાં એમના ગુણ સાધારણ હોવાથી, માતાપિતાના નામથી અંજાઇ નહિજનાર સ્વતંત્ર વિચારના તથા એનેથી પણ વધારે ધમાલ કરનાર યુવકોના સમાગમમાં આ વવાથી કીર્તિ સંપાદન કરવાનું મુશ્કેલ લાગ્યું.

રમુજકુમારની માતાએ તથા માતપિતાના મિત્રોએ એના ગુણ અને હોશિયારી ની પ્રશંસા કરી હતી. એના પિતાનો અભિપ્રાય સર્વથી કાંઇક જુદો હતો. શું હતો એ એમના પત્રપરથી કાંઇક ખબર પડશેઃ—

"ગુણ અને અવગુણ દરેક મનુષ્યમાં હોય છે તેમ ત્હારામાં પણ છે, ત્હારા ગુણની પ્રશંસા તેં ઘણીવાર ત્હારા મિત્રો પાસે સાંભળી હશે પણ ત્હારા થોડાક અવગુણ દર્શાવવાનું કામ મ્હારૂં છે.......તું આપણા કુટુંબ માટે મગરૂર થાય એ સ્વાભાવિક છે...સંસાર સુધારાના ઉચ્ચ ઉદ્દેશોનો પ્રચાર કરે એમાં કાંઇ નવાઈ જેવુ નથી......પણ ત્હારી કેટલીક ખામીને લીધે સુધારાના માત્ર પડછાયાને લીધે ત્હારા મનપર ખોટી છાપ પડવા માંડી છે તે જલદી ભુસાઈ જાય એમ હું ઇચ્છું છું."

" માત્ર વાદવિવાદથી, ટીકાથી, ગામગપાટાથી. નીંદાથી, મશ્કરીથી, સમાજિક મેળાવડામાં આગળ પડતો ભાગ લેવાથી, રમત ગમતના ધોંધાટથી, ભાષણથી કે ભજનથી સુધારાનો માર્ગ સરળ થતો નથી. જો એટલેથીજ સુધારકો સંતોષ પામતા હોય તો સુધારાનું શું થશે તે કહી શકાતું નથી. સુધારાનું કામ સર્વથી મુશ્કેલ છે. સુધારાના ઉદ્દેશ ઉચ્ચ છે. સારા સુધારકોમાં ઘણા ગુણોનો સમાવેશ થવો જોઇએ. ખરા સુધારકો પહેલાં તો પોતાનેજ સુધારે છે–પહેલાં પોતાનાજ ઘરનો કચરો સાફ કરે છે. બીજાની અજ્ઞાનતા દુર કરવા પહેલા પોતાનુ જ્ઞાન બને તેટલું સંપુર્ણ કરવા મથે છે, નિઃસ્વાર્થ મહેનતથી કંટાળતા નથી. અનેક ભોગ આપવા તત્પર રહે છે. પોતાના વર્તનથીજ ખરો માર્ગ દર્શાવે છે, બીજાને પોતાના ક્ષમા લેવા સ્હમજાવે છે, લોભાવે છે, પટાવે છે, ( ત્હારી માફક "જંગલી" શબ્દ એ લોકોના મુખમાં વારંવાર આવી ઉભો રહેતો નથી. ) સુધારકોનું કામ જ્ઞાની, વિદ્વાન, કે સુધારકને સુધારવાનુ નથી પણ એ લોકોનો ઉદ્દેશ તો તું જેને "જંગલી"ની ઉપમા આપે છે, તેવા "જંગલી" લોકોને સુધારવાનો છે. અજ્ઞાન લોકોની મુશ્કેલીઓ સ્હમજ્યા વગર, ઓળખી કર્યા વગર, તેને "જંગલી " કહેનાર આપણેજ જંગલી કહેવાઇએ. અજ્ઞાન, વ્હેમી, જુના વિચારના લોકોને મોડા કે વ્હેલા સુધારવાનું કામ સુધારકોના હાથમાં છે. "જંગલી" લોકોની સંખ્યામાં ઘટાડો ન થતો હોય તો તે માટે સુધારકોજ જોખમદાર છે. અજ્ઞાન, વહેમી, કે જુના વિચારના લોકો માટે "જંગલી" શબ્દ ન વાપરતાં એ લોકોની મુશ્કેલીઓ સમજી, તેઓળખી કરવા પ્રયત્ન કરશે તો તું નવું શીખશે. સમાજીક રમત ગમતના મેળાવડા, સંગીતના જલસા, વાદવિવાદ, ભાષણ, ભજન, કીર્તન, એ સર્વ ઉપયોગી શસ્ત્રો છે પણ ઉપર દર્શાવેલ ગુણ બળ શિવાય એ શસ્ત્રો નકામાં છે. ઉપરાંત એ શસ્ત્રો કયારે, કેમ, અને કોણે વાપરવાં તેનો પણ અભ્યાસ જરૂરનો છે "

અવલોકનાર.

---

નવું કામ સારું હોવાથી તથા ભાવ સાધારણ હોવાથી કેટલીકવાર સુરતથી આવી ભગનને ત્યાં કપડાં શીવવા આપતા.

દિવસે દિવસે મોંઘવારી વધવાથી તથા ભગનનું કુટુંબ બહોળું થતું જવાથી, તે કમાતો તેટલું વપરાઇ જતું, તેથી તેમને ઘણીજ કરકસરથી ખર્ચ કરવું પડતું. પોતે પ્રમાણીક હોવાથી કપડાં લત્તાનું ખર્ચ બધુંજ પોતાને શીર પડતું. ઘણી વખત તો ચીંથરેહાલ જેવી હાલતમાં પણ રહેવું પડતું. ચોમાસાના વખતમાં શહેરમાંથી બીલકુલ કામ તેને ત્યાં આવતું નહિ અને આવા તડાતડીના સમયમાં ભગનના કુટુમ્બને ઘણુંજ શોષવું પડતું.

શહેરમાં દુકાન લેઇ જાય તો ખર્ચ વધે પણ આવકમાં ઘણોજ થોડો ફેરફાર પડે એમ ભગનનું અનુમાન હોવાથી તે ત્યાં પણ જવા રાજી નહોતો. એક વર્ષે ચોમાસાના સમયમાં, જેમ તેમ નિર્વાહ ચલાવતાં હતાં ત્યારે ભગનનું કુટુમ્બ તદ્દન ચીંથરેહાલ થઇ ગયું હતું. ભગનની પાસે પાંચેક રૂપીઆની નોટ તથા તેની સ્ત્રીની પાસે એક રૂપીઓ આટલુંજ રોકડમાં તેમની પાસે રહ્યું હતું. સુરતના એક પરામાં ત્રણેક રૂપીઆ જુદા જુદા ઘરાક પાસેથી લેણા થતા હતા. ભગને આ નવ રૂપીઆનાં કંઇક ચોમાસુ તથા આવતો શીઆળો નીકળી જાય તેવાં કપડાં લાવવા નિશ્ચય કર્યો. મુકરર દીવસે તે સુરત ગયો.

સુરતમાં એક પછી એક એમ તેના ઘરાકોને ત્યાં તે રૂપીઆ માટે ફર્યો પણ સઘળાએ 'હાલમાં પૈસા નથી, પછી આપીશું' " એવાજ જવાબ દીધા. માત્ર એક ઘરાકે, ભગને જ્યારે ઘણોજ આગ્રહ દર્શાવ્યો ત્યારે ત્રણ આના આપ્યા. ભગને એક ડોશીવાણીઆને ત્યાં જઇ કપડાં માગ્યાં અને જણાવ્યું કે હાલમાં માત્ર ૬) રૂપીઆ રોકડા છે, અને બાકીના પછીથી આપી જઇશ. । ડોશીવાણીએ ભગનની શાહુકારી સ્વીકારી નહિ અને કપડાં તેના ગજા ઉપરાંતનાં હોવાથી પોતે ભગનપર, તે પાછાં લેવાની કૃપા જણાવી. ભગનનું ચિત્ત તદ્દન વ્યગ્ર બની ગયું. છેવટે તેણે, સુરતમાં મળેલા ત્રણ આનાની મહુડી પીવા નિશ્ચય કર્યો; અને કલાલની દુકાન પાવન કરી.

મહુડીની અસરથી આનંદમાં લહેરતો લહેરતો પોતાની સ્થિતિ વીસરી જઇ, ભગન પોતાના ઘર તરફ સુરતથી પાછો વળ્યો. વરસાદ રમઝટ પડતો હતો. ઠંડો પવન ચારે તરફ ફુંકાતો હતો. ભગન પાણીમાં છબ છબ કરતો, અદબવાળી, દાંત કકડાવતો તાપીના પુલપર ચાલતો હતો ત્યાં પુલની કમાનમાં, ટાઢથી ધ્રુજતો એક નગ્ન માણસ ભરાઇ પેઠેલો ભગને જોયો. ભગનના મનને શંકા થઇ અને ભૂત ભૂત હશે ધારી, આડું જોઇ ચાલી જવા વિચાર કર્યો પણ વળી કોણ હશે તે નિશ્ચય કરવા, તે નગ્ન માણસ નજીક ગયો. આ માણસ આંખો મીંચી ધ્રુજતો ને દાંત કકડાવતો બેઠો હતો. ભગને પૂછ્યું ' કેમ ભાઇ ! તું કોણ છે ! પેલા માણસે માત્ર આંખ ઉઘાડી, ભગને ફરી પૂછ્યું " તું ક્યાંથી આવ્યો છે ! " તેણે કહ્યું " હું, આ પ્રદેશવાસી નથી " ' કેમ આવ્યો છે ?' 'હું નહિ કહું.' 'તું ભૂખ્યો જણાય છે !' ' હા. ' ભગનના મનમાં કંઇક દયા ઉપજી અને પોતાના ખભાપરથી ઓઢેલો ખેસ તેને પહેરવા આપ્યો, અને પોતાની સાથે ચાલવા જણાવ્યું. અણજાણ્યો માણસ માત્ર હસ્યો અને ભગનની સાથે સાથે ચાલ્યો.

* * * *

મગનને ઘેર તેની સ્ત્રી બેઠી બેઠી વિચાર કરતી હતી, "એ તો વીશીમાં કોઈ જગાએ ખાઈને આવશે; અને બે એક ઢેબરાં પડેલાં છે, તે હું અને છોકરાં જેમ તેમ ખાઈને ચલાવીશું એટલે આજે ચુલો સળગાવવાની જરૂર નથી. ચારેક દીવસ ચાલે એટલા દાણા છે, અને ત્યાં સુધીમાં કંઈક કામ આવી મળશે. હજી, એ કેમ ન આવ્યા! વખત ઘણો થઈ ગયો છે. સંધ્યા થવા આવી છે." બારણે કોઈનાં પગલાં સંભળાયાં. સોના ઉભી થઈ, ને પોતીજ વારમાં, મગન તથા પેલો મનુષ્ય ઘરમાં દાખલ થયા. મગનના હાથમાં કંઈ કપડાંનું બંડલ દેખાયું નહિ. તેનું મ્હોં મહુડીની વાસ ઉડાડતું હતું, અને પડખામાં કોઈએક રખડતો ભટકતો માણસ હતો, આ બધું નિહાળી સોનાનો પીત્તો ખસ્યો, મગનને ઉધડો લીધો અને "આ કોણ! ક્યાંથી લાવ્યા! કપડાં ક્યાં! પૈસા ક્યાં! મહુડી પીધી જણાય છે. અમે તો ભૂખે અને ટાઢે મરીએ અને તમે તો લહેર ઉડાવો. કેમ!" વિગેરે અનેક પ્રમથી રોતડી રડવા માંડ્યાં. મગને સોનાને ટાઢી પાડી અથ ઇતિ બધી હકીકત કહી અને આવેલા માણસને કંઈક ખાવા આપવા કહ્યું. સોનાએ રસોઈ પકાવી નહોતી, છતાં કંઈક દયા આવી અને બધા ભેગો આવેલો માણસ ઢેબરાંની પ્રસાદી પામ્યો. સોનાએ એક ફુટ મુટ ધાબળી સુવાને આપી. અજાણ્યો માણસ હસ્યો.

બીજે દિવસથી મગનની દુકાનમાં કામ આવવું શરૂ થયું અને નવો આવેલો માણસ મગનની મદદમાં લાગ્યો. દિવસપર દિવસ જવા લાગ્યા. નવા માણસે પોતાનું નામ પતિત જણાવ્યું હતું. બીજા કોઈપણ અંગત જવાબ આપતોજ નહિ અને ઘણુંખરું મુંગોજ રહેતો. આજ સુધીમાં માત્ર બેજવાર હસ્યો હતો.

એકાદ વર્ષમાં તો પતિત મગનના કરતાં પણ હુંશીઆર થઈ ગયો. અને સુરતમાં મ્હોટી દુકાન કાઢવાની યોજનાઓ ઘડાવા માંડી. આવામાં એક દીવસ ગામનો મુખી એક અમલદારના છોકરા સાથે કેટલાંક કપડાં શીવડાવવા આવ્યો. મુખીએ મગનને રોકડ કપડાં વેતરવા કહ્યું અને જણાવ્યું કે સાથે આવેલા, રાવસાહેબ મામલતદારના ચીરંજીવી હતા; અને તેથી કપડાં વહેલાં થવાં જોઈએ; તેમજ બીલકુલ બગડવાં ન જોઈએ. જો તેમાં કદાચીત્ ખોડ ખાંપણ આવી તો, મગનને ગામમાં રહેવું ભારે પડે તેમ હતું. મગને પતિત સામે જોયું. પતિત હસ્યો અને કપડાં લેવા તથા માપ માપજ ખરી લેવા કહ્યું. મુખીજી ગુસ્સે થયા અને વેતરવાનો આગ્રહ કર્યો પણ પતિતે જણાવ્યું કે માપ લેઈ, અવકાશે બહુજ સારા કટથી વેતરવામાં આવશે. આખરે મુખીજી કપડાં મુકી, માપ આપી રાવસાહેબના ચીરંજીવી સાથે વિદાય થયા. આજે પતિત ત્રીજીવારનો હસ્યો હતો.

રાવસાહેબના ચીરંજીવી વીશેક વર્ષની ઉમ્મરના હતા તે ગામડામાં મજા માણવા આવેલા હતા ત્યાં દરજીની પ્રશંસા સાંભળી ઉંચી જાતનાં કપડાં મગાવી શીવવા લાવ્યા હતા. ગામડામાં હવે માત્ર બેજ દીવસ રહેવા વિચાર હોવાથી કપડાં જલદી બનાવવાનાં હતાં. બીજે દીવસે પતિતે પેલાં કપડાંમાંથી સાત વર્ષના છોકરાને બેસે તેવો કોટ પાટલુન બનાવવા માંડ્યાં. આ જોઈ મગન ગુસ્સે થયો; અને "તારે મારું સત્યાનાશ વાળવું છે કે શું?" એમ બબડવા માંડ્યું. પતિત તેને જવાબ આપવા જતો હતો તેવામાં એક રાવણીઓ ત્યાં આવ્યો ને મ-

ગનને જણાવ્યું કે રાવસાહેબના ચીરંજીવી કાલે સાંજના ઘોડાપર ફરવા ગયા હતા ત્યાં ઘોડેથી પડી ગયા અને સખત વાગવાથી સવારમાં ગુજરી ગયા છે. જેથી કપડાંના મુખીજીના સાત વર્ષના છોકરા માટે કોટ પાટલુન બનાવવાં.

*    *    *    *

મગનલાલની એક ભારે દુકાન સુરતમાં રાખવામાં આવી હતી. મગનલાલ પૈસે ટકે સુખી થયો હતો. પતિતને મગનના ઘરમાં આવ્યાં આજ સાતેક વર્ષ થયાં હતાં. એક દિવસ પતિત દુકાનમાં બેઠે બેઠે કંઇક કપડું વેરવતો હતો ત્યાં મગનના એક છોકરે બુમ મારી,"આપણી દુકાનમાં એક બાઇ તથા બે છોકરીઓ આવે છે." પતિત ઉભો થયો, બાઇને સલામ કરી અને હસ્યો. બાઇએ છોકરીઓનાં ફરાગશીવવા કપડું આપ્યું. એટલામાં મગનની સ્ત્રી ત્યાં આવી પહોંચી. છોકરીમાંની બન્ને એકસરખીજ જણાવાથી, સોનાંએ પુછ્યું "બાઇ સાહેબ ! આ બન્ને આપની છોકરીઓ છે ? બાઇએ કહ્યું " ના ! એક મ્હારી છે, અને બીજી મારી પાડોશીની છે. પણ બન્ને મ્હારા મનને સરખીજ છે. હું બન્નેને મ્હાઉં છું." સોનાંએ વધુ પૂછતાં તે બાઇએ જણાવ્યું " આ છોકરીને ઘણીજ ન્હાની મુકી તેનો પિતા ગુજરી ગયો અને માત્ર દોઢ વર્ષની થઇ ત્યારે તેની માતા પણ ગુજરી ગઇ. હું તે બાઇને છેવટની ઘડીએ જોવા ગઇ હતી. બાઇના મરણ પછી આ છોકરીને મેં મારે ત્યાં રાખી અને મારી આ છોકરી ને તે, બન્ને સરખાજ હોવાથી હું બન્નેને ધવરાવતી. શરૂઆતમાં મને મ્હારી છોકરી જેટલી, આ બીજી વ્હાલી નહોતી લાગતી, પણ સમય જતાં અને મેંજ ઉછેરેલી હોવાથી આ પણ મને ઘણીજ પ્રિય થઇ પડી. હાલમાં મારે બીજું કંઇ સંતાન નથી અને આ બન્ને છોકરીઓ મારાં બે આંખનાં બે રત્ન છે."

બાઇ ચાલી ગઇ એટલે પતિતે મગનની રજા માગી. પતિતનું શરીર અનહદ તેજથી ઝળહળવા લાગ્યું. મગન, સોનાં વિગેરે પતિતને પાયે પડી તે કોણ હતો ! વિગેરે ખુલાસો માગવા લાગ્યાં. ત્યારે પતિત બોલ્યો " હું પૂર્વે સુરતમાંજ રહેતો હતો. આજે આવેલી છોકરીઓમાંની પેલી પરાઇ છોકરીનો હું પિતા હતો. ઇશ્વરની તથા ગુરૂકૃપાથી હું સિદ્ધ પદ પામ્યો અને તેથી જ્યારે મેં પાર્થિવ દેહ છોડયો ત્યારે સિદ્ધિપતિની સાથમાં રહેવા લાગ્યો. જ્યારે તે છોકરીની માતા ગુજરી ગઇ ત્યારે મને માલૂમ પડયું. મારૂં મમત્વતો ગળીજ ગયું હતું છતાં છોકરીઉપર દયા આવવાથી મેં સિદ્ધિપતિને છોકરીની માના જીવતા દેવા આજીજી કરી. સિદ્ધિપતિએ મને કહ્યું 'હજી તું બહુજ અજ્ઞાન જણાય છે, જા પૃથ્વીમાં જઇ ત્રણ બાબત શીખી આવ.' તરતજ હું તણાવા લાગ્યો અને થોડીવારમાં હું તાપીના પુલની કમાનમાં નગ્નાવસ્થામાં આવી પડયો ત્યાર પછીની વાત તમો જાણો છો. મારે શીખવાની ત્રણ બાબત આ હતીઃ—

(૧) દુનીઆમાં શું છે ?
(૨) દુનીઆમાં શું નથી ?
(૩) માણસ શાથી જીવે છે.

જ્યારે જ્યારે આ ત્રણ બાબતો સંબંધી મને જ્ઞાન થયેલું ત્યારેજ માત્ર હું હસતો.

આજ ત્રણે બાબત જાણી હું છૂટો થયો છું અને તમારી રજા માંગું છું." મગને પૂછ્યું "કૃપાનાથ! એ ત્રણ પ્રશ્નના જવાબ હમને પણ જણાવો." સિદ્ધેશ્વર બોલ્યા "(૧) દુનિયામાં પ્રેમ અનેદયા છે. જેથી તમે મને સંગ્રહ્યો. (૨) દુનીયામાં ઘડી પછી શું થનાર છે તેનું જ્ઞાન નથી. દાખલો રાવસાહેબના ચારંજીવી (વા પળજીવી.) (૩) માણસ પ્રભુની કૃપાથી જીવે છે. દાખલો. મારા ગત જન્મની પુત્રી. મારી ચિંતાથી કંઇજ વધ્યું નહિ. પણ પ્રભુકૃપાથી છોકરી તો જીવી." સિદ્ધેશ્વર વિદાય થયો. આ સિદ્ધની કૃપાથી "મગન અને કંપની" નો મેનેજર મગનલાલ એક શેઠીઓ થઇ પડયો છે અને હાલ મુંબાઇમાં લ્હેર કરે છે.

મહાત્મા ટોલ્સ્ટોયના આવા રસિક ઉપદેશ માટે આપણે તે રાજર્ષિનો ઉપકાર માની અત્રે વિરમશું અને ફરી વળી વિનોદ કરીશું.

ઉમાક્ષેત્ર; તા. ૫. મે. ૧૩. } —કુન્દન.—

---

# सत्संगाद्भवति हि साधुता खलानाम् ॥

રમણીય પુષ્પો અને દુર્લભ ફળોવાળાં વૃક્ષોથી ભરેલા એક સુવ્યવસ્થિત બગીચાથી સ્હેજ દૂર એક વૃક્ષ એની મેળે ઊગી નીકળ્યું હતું. કોઇએ પણ તેની કદી સંભાળ રાખી ન હતી. તેનું ફળ કડવું અને ખાઇ શકાય એવું ન હતું, તેને ચાખવા કોઇ હિંમત કરતું નહીં. તે એકાંત જીવન ગુજારતું અને કોઇ કોઇવાર પોતાને પ્રશ્ન કરતું કે મ્હને શા કારણે તિરસ્કારવામાં આવે છે; કેમકે તેનું ફળ સ્વાદમાં કડવું છે અને મનુષ્યોની હાજત શાન્ત કરવાને અયોગ્ય છે એ વાતથી તે અજ્ઞાત હતું. તેની મ્હાર ફેલાયલી શાખાઓ લગભગ પર્ણશૂન્ય હતી; તેઓ કઠણ અને ખરડ હતી. શ્રમિતને વિશ્રાન્તિ લેવા માટે સ્હેજ છાંયડો પણ તે આપી શકતું ન હતું, તે કંઇપણ ઉપયોગમાં આવતું ન હતું, અને માત્ર ત્હેના કરતાં વિશેષ ઉપયોગમાં આવનારને જરૂરનું પોષણ તે ભૂમિમાંથી ચૂસતું.

આ સર્વ બાબતો કે જેથી તે નકામું થઇ પડયું હતું તેથી તે તદન અજ્ઞાત હતું, અને તેથી કરીને કેવળ ઉગવાના પ્રેમ ખાતર તે પોતે ઘણી ઉંચાઇ સુધી વધ્યું; પરંતુ જેમ જેમ તે વિશેષ વધતું તેમ વધારે ને વધારે પોષણ તે ચુસતું અને ઓછીને ઓછી તેની જરૂર જણાતી. એમ છતાં પોતાનાં પાંદડાં રાખવા અને સ્વાદિષ્ટ ફળ આપવા તે પ્રયત્ન કરતું તેથી વૃક્ષોનું કેવી રીતે રૂપાંતર કરી શકાય છે એ જાણનાર પાસેના બગીચાના માળીએ તેના પ્રતિ પોતાનું લક્ષ દોરાવ્યું.

તેણે મન સાથે વિચાર કર્યો, "એ કંઇક થઇ શકે, કેમકે એ મજબુત અને નીરોગ છે."

પછી તે એ કામપર મંડયો અને જમીન ચોકખી કરી નાંખી તથા મૂળીઆમાં દવા

જાય એવી રીતે તેને ઉથલાવી નાંખી. બરોબર તૈયાર કરેલી સારી માટી તેણે તેની આસ-પાસ નાંખી. આ એકલવાયા વૃક્ષને વધારે કઠણુ ખોરાકની ટેવ હતી તેથી વધારે સારો અને વિશેષ નાજુક ખોરાક પ્રથમ તો તેને અનાવશ્યક જણાયો.

પછી નિર્દય જેવાં દેખાતાં હથિઆરો, કુહાડા અને કરવતો હાથમાં લઇને માણસો આવ્યાં, તેઓ કાપવા અને છાંળવા મંડ્યા, અને બિચારી નિષ્પર્ણ શાખાઓ સુસ્ત બની ઉદાસી થઇ નીચે ભોંયપર પડી. પોતાનાપર કરેલા અત્યાચારથી શોક અને લજ્જાન્વિત બની મુંઝાવું થઇ ગયું.

તે શોક કરવા લાગ્યું, " આ સર્વ દુઃખ શા અર્થનું ? એઓ સારી, ચીરી મ્હારો નાશ કરે છે. મ્હેં એમને શું કર્યું છે કે એઓ આવી રીતે મ્હારાપર અત્યાચાર ગુજારે છે! હું ઉંચું તથા મજબુત અને કઠણ હતું; હું એકલવાયું હતું એમાં એમનું શું જતું રહેતું હતું ! તેમની ર્હેને કંઇ ગણના ન હતી. "

તે એક વખત એટલું તો હેરાન થયું કે તે મરી જશે એવું લાગતું હતું.

પછી જ્યારે તે વધવાના આવશ્યક તત્વો પૂરતું રહ્યું, અને જે સર્વ નકામું હતું તે બધાનો દયાહીનપણે જ્યારે નાશ થઇ રહ્યો, ત્યારે માળીએ પોતાના બગીચામાંના સૌથી સુંદર વૃક્ષોમાંના એકની કલમ ઘણી સંભાળથી તેના અંદરના ભાગમાં ઘાલી.

વર્ષો ચાલ્યાં ગયાં; કલમે પોતાનું કાર્ય કરી તે રાની વૃક્ષનું રૂપાંતર કર્યું, અને તેણે પૂર્વે નહીં ધારેલા એવા ગુણો અને શક્તિવાળું તેને બનાવ્યું. શિયાળાઓથી તેમાં કસ આવ્યો, અને વસંત ઋતુમાં રસ ચઢવાથી અજાયબ જેવું જીવન તેને પ્રાપ્ત થયું, તથા દર ગ્રીષ્મમાં તેની શાખાઓ વિશેષ આનંદથી આમતેમ ઝુલતી; તેને નવીન યૌવન પ્રાપ્ત થયું હતું તેનો જાણે ઉત્સવ પાળવાનો હોય તેમ પ્રતિવર્ષ મે માસ તેને પુષ્પોનો મુકુટ અને હાર અર્પતો. મૂળીઆંથી નાજુકમાં નાજુક ટોચ સુધી રસ હમેશ વિશેષ ખુલાસાથી વહેતો, અને આનંદથી રોમહર્ષ પામી વૃક્ષ પોતાનું જીવન પાંદડાં અને ફળમાં રેડતું. જેમ જેમ તે વધતું ગયું અને તેને પોતાનું બળ વિશેષ માલમ પડતું ગયું તેમ તેમ પોતાને શામાટે હેરાન થવું પડ્યું હતું તેની તેને ઠીક સમજણ પડતી ગઇ. હવે તેને માલમ પડ્યું કે ઝારણ, ઘા અને ઉચ્છેદન જે એક સમય અસહ્ય લાગતાં હતાં તે જીવન વિશેષ છૂટથી વહે, અને તે અનુપમ રીતે મહાન્ અને વિશેષ ઉપયોગી થાય એટલા માટે આવશ્યક હતાં. દુઃખ સહન કરવાથી તેનાં ફળ વિશેષ સ્વાદિષ્ટ બન્યાં હતાં અને તેનાં પાંદડાં વધારે સુંદર છાંવડો આપતાં થયાં હતાં. તેને પોષતો રસ જીવનની ઉષ્માવાળો હતો અને તેની શાખાઓ બીહામણા ચાળાથી હવે કઇ પસરતી ન હતી પરંતુ લાલનમય મૃદુતાથી વાંકી વળતી હતી. પોતાની ઉત્પાદક શક્તિના સંતોષમાં તે આનંદથી ફળ આપતું; અને મહાન્ કુદરતનું સાહિત્ય બનવાની મગરૂરી ધરી જે સર્વ પાસે થઇને જતા તેમને કંઇ પણ સંકોચ વગર તે પોતાની બક્ષિસો આપતું.

એક દિવસ ગામનાં છોકરાંઓને શાળામાં જતાં રસ્તે એ વૃક્ષ દૃષ્ટિયે ચઢ્યું, અને ફળની લાલચ લાગવાથી કેટલાંક નીચે પાડવાને મંડી પડ્યા. તેમણે મળી શક્યા એટલા ભારમાં ભારે, ચીપામાં ચીપા અને કઠણમાં કઠણ પથરા ભેગા કર્યા, અને તે નિરપરાધી

ભોગ ઉપર તેમનો વરસાદ વરસાવ્યો. કેટલીક વખત બાળકો નિર્દય થાય છે કેમકે તેઓ અજ્ઞાન છે. ચીંધા પથરાઓથી દીટાને ઉઝરડા પડ્યા, પાંદડાં ચીરાયાં, છાલ કપાઈ, અને તે ઉદાર વૃક્ષનાં ફળ છુંદાયાં, અને બાળકો તો તેઓ જે નુકસાન કરતાં હતાં તેની કાંઈ પણ દરકાર વગર પોતાની રમતમાં તેમના ધાર્યા પ્રમાણે આનંદ મેળવતાં હતાં.

શાણપણ પામેલું તે વૃક્ષ બાળકોની આસપાસ પોતાની માયા ભરેલી રક્ષણ કરતી છાયા લપેટતું માર સહન કરતું શાન્ત અને ગંભીર રહ્યું. વૃક્ષ જાણતું હતું કે તે મ્હોટું છે; બાળકોને સમજણ ન હતી કે તેઓ તદન ન્હાનાં છે. તેને દાનનો સંતોષ જ્ઞાત હતો; તેઓ ધારતાં હતાં આપણે લેવું એ સારું છે.

ક્ષણભર તે ઉમદા વૃક્ષ આનાકાની કરતું જણાયું; પછી પ્રેમના એક મોટા તરંગે તેની ભારે લચી ગયલી શાખાઓને ધુણાવી; અને "હું એમને પણ આપીશ" એવું કહીને જે મણે તેને પથરા માર્યા હતા તેમના પગ આગળ તેણે પોતાનાં ઉત્તમોત્તમ ફળો વેર્યાં.*

## सतां केनोद्दिष्टं विषममसिधारा व्रतमिदम् ।

બન્ધુઓ અને ભગિનીઓ ! ઉપરની વાર્તા આપણા જીવનને કેવી લાગુ પડે છે તથ આપણું વર્તન આપણે કેવું રાખવું જોઇએ એ તો સ્હેજ તમારા ખ્યાલમાં આવ્યું હશે. આપણી આસપાસ આપણી જ્ઞાતિ જાતિમાં, આપણાં સગાં સંબંધોમાં, આપણા ગામમાં અને આપણા દેશમાં કેટલાં માણસો અજ્ઞાનને લીધે, સારાસાર વિચાર કરવાને અસમર્થ છે. અંત્યજ તેમજ ઇતર પછાત પડેલી કોમો કેળવણીમાં, ધર્મમાં, સુધારામાં અને આચાર વિચારમાં બીલકુલ અંધકારમય જીવન ગુજારે છે તેમને જ્ઞાનરશ્મિ આપવા આપણે પ્રયત્ન કરતા નથી અને તેથી આપણે પોતે આપણા શરીરનું એક ઉપયોગી અંગ નષ્ટપ્રાય રાખીએ છીએ. શરીરનો ધર્મજ એવો છે કે તેના કોઇપણ અવયવની ખોડ હમેશ તેને અડચણરૂપ છે તો સમાજરૂપ શરીરના પ્રત્યેક અવયવને અખંડિત રાખવો એ મનુષ્યમાત્રની ફરજ છે. મનુષ્યનો આ જગતમાં જન્મ કંઇક હેતુસર તો હોય છેજ અને જ્યારે તે હેતુ તે સફળ ન કરે અગર તેમ કરાવવા આપણે પ્રયત્નશીલ ન થઇએ તો સૃષ્ટિક્રમને આપણે અતિ હાનિ કરનાર પાતકી થઇએ છીએ; તેમનો જન્મ અને આપણો પણ સાથે પૃથ્વી ઉપર ભારરૂપ છે, અને વિશેષ ઉપયોગી જનોનાં સ્થાન આપણે રોકી તેમને પૂર્ણ પુરૂષાર્થના વિકાસમાં આડે આવીએ છીએ.

ગમે તેવો નિરુપયોગી માણસ હશે તોપણ જીવવાની તથા શ્રેષ્ટતા મેળવવાની ખુશી કે ગર્ભિત તેની ઇચ્છા તો હોવાનીજ. સારે તેમની આ ઇચ્છા સરળ રીતે પાર પડે અને તે સાથે તે અન્યને ઉપકારક થાય એવો પ્રયાસ તેના તરફથી અને તેના વાસ્તવિક માર્ગથી તે જો અજાણ હોય તો તે બાબતના જ્ઞાતા તરફથી થવો અવશ્યનો છે.

* મેરી બર્ંઆન્ડની ફ્રેંચ વાર્તાના એલીસ. ઈ. એંડરે કરેલ ઇંગ્રેજી ભાષાન્તરનો આ અનુવાદ છે.

તેણે તેને " કંઇક કરવોજ જોઇએ. " કેમકે તે પોતાના જેવોજ છે.

આ પ્રમાણે પોતાના બન્ધુને સુધારવા માટે તેણે તેના હૃદયનો મળ ધોઇ તેમાં પ્રકાશ પાડવો જોઇએ; તેમાં સદ્‌વિચારોનું સિંચન કરવું જોઇએ; તેમજ તેની પરિસ્થિતિ પણ બદલવી જોઇએ. આરંભમાં કદાચ એ શ્રમ તેની ગ્રહણ કરવાની અપાત્રતાને લીધે નિરર્થક જણારી પરંતુ " ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય" તે પ્રમાણે સતત પ્રયાસ કરવાથી ધારેલો હેતુ બર આવશે.

તેને કરાવેલો તથા આપણે લીધેલો શ્રમ વૃથા ગયલો જણાય અને કદાચ કંટાળી પોતાને પોતાની મૂળ સ્થિતિમાં પડી રહેવાનું પસંદ પણ કરે પરંતુ જેને બધુધર્મ યથાર્થ બજાવવો છે તે આ પ્રમાણે થાકી ન જતાં શાન્તિથી ધીમે રહી તેને તે આનંદરૂપ લાગે એવા વર્તનથી પોતા પ્રતિ આકર્ષે છે. તેના પર ચડેલો કાટ ઘસાતાંની વાર તે આદર્શ મનુષ્ય થવા પ્રયત્ન કરશે.

જેમ જેમ સમય વીતતો જશે તેમ તેમાં ઉમદા ગુણો-માનસિક શક્તિઓ વિકાસ પામશે અને સંસાર વ્યવહારના પ્રસંગોનો અનુભવ મળતાં તેમાં દઢતા અને બળ આવશે. તે તેના શોધથી શોભી નીકળ્યા વિના રહેનાર નથી અને તેની રગેરગ મનુષ્ય જાતિ પ્રતિ પ્રેમ ઉભ- ળી રહી અન્ય બંધુઓને તે રૂપ કરવા પ્રયત્નશીલ થશે. પોતાને એ સ્થિતિમાં વિના સ્વાર્થે લાવનાર ઉપર પ્રેમ રાખી તેને પોતાનો તારક માનશે અને એવાજ કાર્યમાં સહાય આપવા સદૈવ તે અગ્રણી બનશે. અન્યને કોઇ પણ પ્રકારે ઉપયોગી થવું એનેજ તે પોતાનું જીવન- કર્તવ્ય માનશે.

તેના કર્તવ્યમાં પણ કવચિત્ કોઇ અણસમજુ માણસ વિક્ષેપ નાંખે અને હેરાનગતી પણ કરે તો પણ તે શાન્તપણે તેમનું અજ્ઞાન લક્ષમાં રાખી સર્વ સહન કરે. મનુષ્ય પ્રકૃતિ પ્રમાણે કદાચિત્ તેવા મનુષ્ય ઉપર રોષ ભરાઇ આવે તોપણ તેને અવકાશ ન આપતાં તેમના ઉપર દયાર્દ્ર બની જાય અને તેઓ શ્રેયને માર્ગે ચઢે એટલા સારૂં તેમની ઇચ્છાને આધીન થઇને પણ સર્વ દુઃખ સહન કરી તેઓ તેના પ્રતિ આકર્ષાય એવો પ્રયાસ સતત આદરે.

સત્સમાગમજ આ સર્વ કરી શકે છે એ વાર્તા નિઃસંદેહ છે. હાતીમતાઇ અને ઠગો- નો પ્રસંગ તો તમારા જાણવામાં હશેજ. ફાંસીમાં ઠગોએ તેનો જીવ લેવા સર્વ તૈયારી કરી તોપણ હાતીમતાઇએ તો તેમનું કલ્યાણજ સર્વ પ્રકારે કર્યું હતું. સત્સમાગમ હોય તોજ આ સંસારસમુદ્ર તરી પાર જવાય છે. તે સ્પર્શમણિ છે; લોહનું ખરે કંચનજ બનાવે છે.

सत्संगतिः कथय किं न करोति पुंसाम् ।

તા. ૨૩-૩-૧૭.
વીરક્ષેત્ર

—નાથ—

## —बाल ( ब्रह्मचारी ), प्रभुजीनुं.—

( १ )

દીઠું પ્રભુજીનું બાળ,
દીઠું મુખડું રસાળ,
તેજથી ભરેલું ભાલ,
મેં તો દીઠું,
બાળ મીઠું.



*Lakshmi Art—Bombay*

बालब्रह्मचारी

( २ )

પેઅલ ચરમા વીજુ ઓર,
એહની આંખ છે ચકોર,
મુખે ગાયત્રીનો ઘોર,
મન્ત્ર ઘેલું,
દીઠું પેલું.

( ૩ )

નથી કેસર નો–ટાઇ,
ડોક ચર્મેથી છવાઇ,
નથી કાયા તુ કરમાઇ,
શોભીતું એ,
ખેલતું એ.

( ૪ )

નથી ચર્મ–એગ ધારી,
હાથમાં કીંતુ રસાળી,
ઝોળી ઝાલી છે રૂપાળી;
ગ્રહ્મ દીક્ષા,
પામ્યો શિક્ષા.

( ૫ )

સોટી ખાખરની માન,
રહીક બદલામાં સ્થાન
મેળવી પામી નિદાન;
એવાં ભાણું,
થોડાં જાણું,

( ૬ )

નથી સંસાર આગ—
ના લાગ્યો જરાયે ડાગ;
કીંતુ નિર્મળો અથાગ;
એવો કોઇ,
બાળ જોઇ.

( ૭ )

ભીક્ષા મેળવીને ગ્રાશે;
રહીને ગુરૂજીની પાસે,
આરતી લેવી ઉપાસે;
એવો આવ્યો,
મેં રૂપાળો.

( ૮ )

કુદરતનું એ ન્હાનુ બાળ,
ગાન કુદરતી રસાળ,
ગાતું, ખેલે રમતીઆળ;
દીઠું બાળ,
મેં રસાળ.

ઉમાશ્રિત, તા ૩૮–૪–૧૩. } —કુન્દન—

# શ્રીમદ્વલ્લભાચાર્યજીના જીવનચરિત્ર ઉપરથી મળતો બોધ.

ઉપક્રમ.

શ્રી વૈષ્ણવ પરિષદ્‌ની સંસ્થાપના થયા પછી પુષ્ટિમાર્ગ ઉપર ચઢેલું અજ્ઞાનાવરણ ખસવા લાગ્યું છે. પુષ્ટિમાર્ગ તે વિષયી માર્ગ અને શ્રીમદ્ વલ્લભાચાર્ય તે એક અજ્ઞાન-મૂર્ખ આચાર્ય–એમ જે એક વખત મનાતું હતું તે વિચાર હવે ફેરવાયો છે, એટલુંજ નહિ પણ શ્રીમદ્ વલ્લભાચાર્યજીની આર્યાવર્તના એક મહાન્ આચાર્ય તરીકે ગણના થવા લાગી છે. પુષ્ટિમાર્ગના એક પછી એક ગ્રંથો પ્રકાશમાં આવે છે, તેમાં ભરેલી વિપુલ જ્ઞાનસમૃદ્ધિ જોતાં શ્રીમદ્ વલ્લભાચાર્ય આર્યાવર્તના જ નહિ, પણ જગતના મહાન્ આચાર્યોમાં એક ગણાવા પુરતા સમર્થ છે અને પુષ્ટિમાર્ગ સર્વ દેશ અને સર્વ કાળને અનુકૂળ થઇ પડે તેવો શ્રેષ્ઠ ધાર્મિક માર્ગ છે એમ પ્રતીતિ થયા સિવાય રહેતી નથી. આવા એક મહત્તમ ધર્માચાર્યના જીવન ઉપરથી આપણને શું શિખવાનું મળી શકે એમ છે તેનું માત્ર કિંચિત્ દિગ્દર્શન કરવાનો ઉદ્દેશ છે.

આચાર્યશ્રીનું જીવનચરિત્ર અને વિષયની મર્યાદા.

ગુજરાતી ભાષામાં આચાર્યશ્રીના જીવન વિષે જે જે પુસ્તકો લખાયાં છે, તેમાં નડીયાદના સ્વ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખનું લખેલું વલ્લભચરિત્ર ઉત્તમ પ્રકારનું છે. સંસ્કૃત તેમજ ઇતર ભાષાઓમાં લખાએલાં સર્વ પુસ્તકોના દોહનરૂપે તે ચરિત્ર લખાયું છે અને તેમાંથી આચાર્યશ્રીના જીવન સંબંધી સંપૂર્ણ હકીકત મળી શકે એમ છે. પરન્તુ, તે ચરિત્ર માત્ર પ્રાચીન ગ્રંથોના અનુવાદરૂપે હોઇ ચરિત્ર લેખનાની વર્તમાન પદ્ધતિ અનુસાર લખાએલું નથી. આચાર્યશ્રીના જીવનના પ્રત્યેક બનાવનું સંશોધન કરી, સ્વસંપ્રદાય સિવાયના ઇતર તત્કાલિન ગ્રંથોની હકીકત મેળવી, ક્ષીરમાંથી નીર જુદું પાડી, સમગ્ર ચરિત્ર હૃદયંગમ ભાષામાં સુબોધક રીતે લખાવું જોઇએ. સંસ્કૃત ગ્રંથોના સંશોધન ઉપરાંત, તે સમયના ફારસી ગ્રંથોનું પણ અવલોકન થવાની જરૂર છે. આ માર્ગમાં મુસલમાનો પણ વૈષ્ણવ થયેલા છે અને કેટલાક મોગલ પાદશાહો પણ આ સંપ્રદાય પ્રત્યે માનની નજરે જોતા, એમ આ માર્ગનાં પુસ્તકો ઉપરથી જણાય છે; તો, મોગલ બાદશાહોએ હિન્દુ ધર્મ વિષેનાં ફારસીમાં લખાવેલાં પુસ્તકો ઉપરથી, કેટલીક હકીકત મળી શકે એમ છે. આવા સંશોધન અને પ્રમાણ પુરસ્સર લખાએલા જીવનચરિત્રની અત્યારે બહુ અગત્ય છે. " શ્રી ભક્ત " ના તંત્રી તરફથી મળનારૂં ભેટનું પુસ્તક કઇ પદ્ધતિએ લખાએલું છે, તે તો જ્યારે તે પ્રસિદ્ધ થશે ત્યારેજ જણાશે.

આટલા ઉપોદ્ઘાત પછી, હવે મૂળ વિષય ઉપર આવીએ. આચાર્યશ્રીના જીવનના પ્રત્યેક બનાવનું વર્ણન કરી, તેના ઉપરથી આપણને શું શિખવાનું મળી શકે એમ છે, તે જણાવવાનો આ ટૂંક લેખનો ઉદ્દેશ નથી; તેમજ શ્રીમદ્વલ્લભાચાર્ય કેવા મ્હોટા પંડિત હતા, તેમણે કેવા મ્હોટા સમર્થ વિદ્વાનોને વાદમાં પરાજિત કર્યા છે અને તેમના સિદ્ધાન્તો કેવા ગહન અને વિદ્વત્તાપૂર્ણ છે, તે બાબત પણ આ લેખની કક્ષાની બહાર છે. આ લેખ-

માંતો આચાર્યશ્રીના સમગ્ર જીવનનું અવલોકન કર્યા પછી આપણા મન ઉપર શી સ્થાયી અસર રહે છે અને તેમાંથી આપણને શો બોધ મળી શકે એમ છે; આચાર્યશ્રીના જીવનની મહત્તા શેમાં રહેલી છે, તથા આપણા વર્તમાન જીવનને તેમનું જીવન કેવી રીતે ઉત્કર્ષક થઇ પડે એમ છે તે જણાવવા પ્રયાસ કર્યો છે. આચાર્યશ્રીએ **શું કાર્ય** કર્યું તે નહિ પણ, **શી રીતે** કર્યું, તે દર્શાવવાનો પ્રયત્ન છે.

**आचार्यश्रीनो जन्म.**

આ દેશના ઘણા ખરા ધર્માચાર્યોની જન્મભૂમિ દક્ષિણ છે. એ દિવ્ય દેશે મહાન્ આચાર્યો અને ધર્મચિંતકોને ઉત્પન્ન કર્યા છે. આચાર્યશ્રીના પૂર્વજો પણ એ દિવ્યદેશવાસી હતા. તેમનું વતન આન્ધ્રદેશ ( હાલમાં મદ્રાસ ઇલાકાનો ઉત્તર ભાગ ) માં કાકરવાડ ( કાકુંભકર ) કરીને હતું. આચાર્યશ્રીના સર્વ પૂર્વજો વિદ્વાન અને ધર્માનુરાગી હતા. મૂળ પુરૂષ સોમનારાયણ ભટ્ટથી માંડી આચાર્યશ્રીના પિતા લક્ષ્મણ ભટ્ટ સુધીમાં તેમના કુળમાં સો સોમ યજ્ઞ થયા હતા. લક્ષ્મણ ભટ્ટજી પોતે પણ મહા ધર્મનિષ્ઠ પંડિત હતા. આચાર્યશ્રીના જન્મના થોડા માસ પહેલાં તેઓ કાશીની યાત્રાએ ગયા. એક દિવસ કાશી ઉપર યવનો ચઢી આવે છે, તેવી વાત સાંભળી, પોતપોતાને દેશ ભાગવા લાગ્યા, તેમાં લક્ષ્મણ ભટ્ટજી પણ પોતાનાં સગર્ભા પત્નીને લેઇને પોતાને દેશ જવા નીકળ્યા. રસ્તામાં નાગપુર તરફ રાયપુર પાસે ચંપારણ્યમાં આચાર્યશ્રીનો સંવત ૧૫૩૫ ના ચૈત્ર કૃષ્ણપક્ષની ૧૧ ના દિવસે જન્મ થયો. ત્યાં, પાછું સાંભળવામાં આવ્યું કે યવનો કાશીમાંથી પાછા ગયા, તે ઉપરથી લક્ષ્મણ ભટ્ટ પણ પોતાના બાળકને લેઇને કાશીમાં પાછા આવ્યા.

**बाल्य काल अने विद्याभ्यास.**

ઇંગ્રેજીમાં એક કહેવત છે કે " A poet cannot be made " કવિને બનાવી શકાતો નથી—તેજ પ્રમાણે મહાપુરૂષ અથવા આચાર્ય પણ થયું થવાતું નથી. તેવા પુરૂષમાં ખાસ જન્મથીજ કુદરતી બક્ષીસ હોય છે. આચાર્યશ્રીમાં પણ તેવી બક્ષીસ હતી, એવું માનવાને અનેક કારણો છે; છતાં પણ આપણે જો નિરીક્ષણ કરીશું તો જણાશે કે તેમને સંસ્કાર પણ ઘણા શુભ મળેલા હતા. કેટલેક અંશે મનુષ્યનો સ્વભાવ પોતાને મળેલા બાલ્યકાળના સંસ્કારો ઉપર આધાર રાખે છે. આચાર્યશ્રી પોતે એક વિદ્વાન્ પિતાના પુત્ર હતા એટલુંજ નહિ, પણ તેમનો બાલ્યકાળ કાશી જેવા વિદ્યાવ્યવસાયી અને પવિત્ર નગરમાં ગયો હતો. લક્ષ્મણ ભટ્ટજીને વિદ્યા ઉપર અથાગ અનુરાગ હોવાથી પોતાના ઘરમાં પંડિતોને એકઠા કરતા અને તેમનો વાર્તાલાપ આચાર્યશ્રી એક ચિત્તે સાંભળતા, તેમજ પોતાની બુદ્ધિના પણ વચ્ચે વચ્ચે એવા ચમત્કારો બતાવતા કે, વિદ્વાનો આશ્ચર્ય ચકિત થઇ જતા અને તેમને **वाचस्पति** અથવા **बाल सरस्वती** કહીને બોલાવતા. આ પ્રમાણે આચાર્યશ્રી ન્હાનપણમાં વિદ્વાનોના હાથમાંજ ઉછર્યા હતા.

જેમ આચાર્યશ્રીનો બાલ્યકાળ કાશીમાં ગયો તેમ તેમની વિદ્યાર્થી અવસ્થા પણ કાશીમાંજ પસાર થઇ હતી. જન્મથીજ પોતે મહાન્ આચાર્ય થવા નિર્માયા હતા તે વાત બાજુ ઉપર મુકીએ, તોપણ કાશી જેવા સ્થળમાં, લક્ષ્મણ ભટ્ટજી જેવા વિદ્વાનની છત્રછાયા નીચે, સાંદીપની સરખા શ્રી વિષ્ણુચિત ગુરૂ પાસે અભ્યાસ કર્યો, તે બાબત પણ, જો કે તેમને

મહાન્ આચાર્ય નહિ, તોપણ એક મહા સમર્થ પંડિત બનાવવા સમર્થ કહેવાય. આ પ્રમાણે તેમણે માત્ર ૧૧ વર્ષની ઉમ્મરે તે વખતે પ્રાય સર્વ વિદ્યાનું અધ્યયન કાશીમાંજ કર્યું હતું.

આચાર્યશ્રીનો અભ્યાસ અગીઆર વર્ષની ઉમ્મરે પૂરો થયો. તેમનો અભ્યાસ પૂરો થયા પછી તુરતજ લક્ષ્મણ ભટ્ટજીનો દેહાન્ત થયો. લક્ષ્મણ ભટ્ટજી પોતાનું કાર્ય પુરૂં કરી ગયા. હાલમાં બાળકોના વિદ્યાભ્યાસ કરતાં તેમને પરણાવવા તરફ પ્રથમ અને સવિશેષ લક્ષ અપાય છે, જ્યારે લક્ષ્મણ ભટ્ટજીએ આચાર્યશ્રીને પરણાવવા કરતાં તેમને વિદ્યાભ્યાસ કરાવવાનું કર્તવ્ય પ્રથમ ગણ્યું હતું.

આચાર્યશ્રીને જેવો સુયોગ પોતાનો વિદ્યાભ્યાસ કરવાનો મળ્યો હતો તેવો સુયોગ તેમને પોતાનું જ્ઞાન પરિવૃદ્ધ કરવાનો મળ્યો. હાલના વખતમાં પાશ્ચાત્ય દેશોમાં વિદ્યાર્થીઓ પોતાનો અભ્યાસ પુરો કરી રહે કે તુરતજ પોતાને મળેલા જ્ઞાનના દ્દઢીકરણ તથા પ્રવૃદ્ધિ અર્થે તેમને પ્રવાસ કરાવવામાં આવે છે. આચાર્યશ્રીએ પણ પોતાના સ્વર્ગસ્થ પિતાની ઉત્તરક્રિયા કર્યા પછી, પરિક્રમા કરતા કરતા પોતાના ગામ જવાનો વિચાર કર્યો; અને કુદરતી લીલા તથા અનેક પ્રાચીન રમણીય સ્થળો નિહાળતા નિહાળતા વિદ્યાનગરમાં ( વિજયનગર ) પોતાના મામાને ત્યાં આવ્યા. ત્યાંના રાજા કૃષ્ણદેવે ધર્મનિર્ણય માટે સર્વ ધર્મોના આચાર્યોની પરિષદ્ ભરી હતી, તેમાં પોતે ભાગ લેઇ પોતાના જ્ઞાનની પરીક્ષા આપી. આચાર્યશ્રીએ તે સભામાં જય મેળવી આચાર્ય પદ મેળવ્યું અને શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદની વિજયપતાકા ફરકાવી. ત્યાર પછી, આચાર્યશ્રીએ આખા આર્યાવર્તનું પરિક્રમણ–મુસાફરી–કરવાનો વિચાર કર્યો. આચાર્યશ્રીએ પગે ચાલીને ત્રણ ત્રણ વખત આખા આર્યાવર્તની મુસાફરી કરી છે. આચાર્યશ્રીને મુસાફરી ઉપર બહુ પ્રીતિ હતી એમ જણાય છે, કારણકે, પોતાના જીવનમાં લાંબાકાળ સુધી સ્થાયી રહેઠાણ તો ભાગ્યેજ કંઇ કર્યું હશે. આચાર્યશ્રી પોતે ગૃહસ્થાશ્રમી હતા અને તેથી તેમને એક સ્થળે લાંબાકાળ સુધી નિવાસ કરવાને શાસ્ત્રથી કોઇપણ પ્રકારનો બાધ નહતો, તોપણ તેઓશ્રી પરિક્રમામાં વધારેમાં વધારે જો શ્રીમદ્ ભાગવતનું પારાયણ કરવું હોય તોજ સાત દિવસ રહેતા, તે સિવાય વધારે રહેતા નહિ. તે વખતે રેલ્વે જેવાં ઝડપથી મુસાફરી કરી શકાય તેવાં સાધનો નહિ હતાં, વળી માર્ગમાં પણ થોડી જાતના ઉપદ્રવ નડતા નહોતા; તેમજ રાજ્ય પણ મુસલમાની. આ બધાનો વિચાર કરીએ છીએ ત્યારે આચાર્યશ્રીમાં ઉત્સાહ, ધૈર્ય, નિર્ભયતા, સતત પ્રવાસ કરવાની શક્તિ ઇત્યાદિ કેટલાં બધાં હશે, તેનો આપણને ભાગ્યેજ ખ્યાલ આવી શકે એમ છે, અને તે ઉપરથી તેમના પ્રત્યેની આપણી પૂજ્ય બુદ્ધિમાં ઑર વધારો થાય છે.

**પરિક્રમાનો હેતુ.** આચાર્યશ્રીને પરિક્રમા કરવાનાં અનેક કારણો હતાં. તેમાં પ્રથમ ધર્મપ્રચારનું કારણ હતું. બીજું કારણ લોકોપકારનું હતું. પોતે આ દેશની સંપૂર્ણ પરિસ્થિતિ જોઇ, તેમજ મનુષ્યસ્વભાવનું બારીક નિરીક્ષણ કરી, ઘણા શ્રમ અને તત્વચિંતનથી સર્વોદ્ધારનો એક અનુપમ માર્ગ કાઢ્યો હતો. પરન્તુ તે માર્ગનો પોતાના આમવર્ગ માટેજ ઉપયોગ કરે તેવા સંકુચિત હૃદયના પોતે નહિ હતા. તેથી, તે માર્ગ શૂદ્રમાં શૂદ્ર અને યવનોને પણ બતાવવા ખાતર પોતે અનેક અડચણો વેઠીને પણ પરિક્રમા કરતા. વળી, પરિક્રમા કરવામાં પોતાનો બીજો પણ મહાન્ ઉદ્દેશ એ હતો કે લોકોને સર્વોત્કૃષ્ટ જીવનનો આદર્શ બતાવવો, હાલના કેટલાક ઉપદેશકો

ઉપદેશમાં ગમે તેવા ઉચ્ચવિચારો જણાવે છે, પરન્તુ તેમનું ખાનગી જીવન તે ઉપદેશ પ્રમાણે હોતું નથી અને ઘણીક વખતતો ખુલ્લી વિષમતાજ જણાય છે. એનું પરિણામ એ આવે છે કે તેમના ઉપદેશની લોકો ઉપર કંઈજ અસર થતી નથી. આચાર્યશ્રીના ઉપદેશની લોકો ઉપર જાદુઈ અસર થતી, તેનું એક એ પણ કારણ હતું કે પોતાનું જીવન પોતાના ઉપદેશ અનુસારજ રાખતા. પરિક્રમાનું ચોથું કારણ પ્રાચીન મહાત્માઓનું યશોગાન અને પ્રાચીન સ્થળોનો સારોદ્ધાર કરવાનું પણ હતું. પોતે જે જે સ્થળે જતા તે તે સ્થળના આગળ થઈ ગયેલા મહાપુરૂષોના ચરિત્રનું મહાત્મ્ય શિષ્યવર્ગને અને લોકોને શ્રવણ કરાવતા. પ્રાચીન સ્થળોની બાબતમાં પણ જે ખામીઓ માલુમ પડતી તે પોતે સુધરાવતા. દક્ષિણમાં એક મંદિરના પગથીઆં ઉપર અષ્ટપદી (ગીતગોવિન્દ) જેવા પવિત્ર ગ્રંથને કોતરેલો હતો, તેના ઉપર ચાલવામાં હાનિ સમજી, તે પત્થરો ઉખેડી ભીંતોમાં ચોઢાવ્યા હતા. તેમજ મથુરામાં હાલ જે જગાએ વિશ્રામઘાટ છે તે જગાએ પ્રથમ મડદાં બળાતાં હતાં, તે બંધ કરાવી હાલનો ઘાટ બંધાવવા સૂચના કરી હતી. હાલ થાય છે તેમ, આચાર્યશ્રીના પ્રયાણનો ઉદ્દેશ દ્રવ્યોપાર્જનનો બીલકુલ હતોજ નહિ. જો તેમ હોતતો આચાર્યશ્રી પોતે સતત પરિક્રમાનો ક્રમ રાખતજ નહિ; માત્ર દ્રવ્યની ખપ પડત ત્યારેજ મુસાફરીએ નીકળત. જો તેમને દ્રવ્ય ની જ ઇચ્છા હોત તો તેઓ માત્ર રાજાઓ અને ધનાઢ્ય પુરૂષોનેજ યાચત અને સાધારણ, લોકસમૂહને ઉપદેશ કરવા ગામેગામ ફરત નહિ. તેથી, ઉલટું, તેમના જીવનચરિત્રમાં આપણે જોઈએ છીએ કે તેઓશ્રી અનેક વખત અનર્ગળ દ્રવ્યના ઢગલાને અડ્યા પણ નથી. વળી, તેમનું જીવન પણ ઘણુંજ સાદું હતું એટલે તેમને ઘણા દ્રવ્યની જરૂર પણ પડતી નહિ.

**દિનચર્યા.** આચાર્યશ્રીની દીનાચર્યાનો ક્રમ પણ જોવા જેવો છે. તેમનો નિત્યક્રમ સ્વ. લલ્લુભાઈના શબ્દોમાં આ પ્રમાણે હતોઃ—

" પ્રાતઃકાલમાં ઉઠી મુખ પ્રક્ષાલન કરી, આચાર્યશ્રી તરત પ્રભુનું ધ્યાન ધરતા.
" તે પછી અશૌચ વગેરે દેહ કર્મ કરી, સંધ્યાવંદન અને શાસ્ત્રાવલોકન કરતા. તે પછી,
" સેવા કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી, ભોજન કરતા. દરમ્યાન કોઈ શરણે આવતું તો
" તેને નામ નિવેદન કરાવી, શરણે લેતા. ભોજન કર્યાં પછી ઉત્થાપન અને ભોગ સમયે
" કથા વાર્તા અને ઉપદેશ કરતા. **તથા વૈષ્ણવોના આચરણ અને વર્તણુંક ઉપર**
" **દેખરેખ રાખતા.** રાત્રિએ પણ એ પ્રમાણે કથા વાર્તા અને ઉપદેશ કરતા."

આ ઉપરથી જણાશે કે તેઓ પોતાનો સર્વ સમય પોતાના કર્તવ્યમાંજ ગાળતા અને એક ક્ષણ પણ નકામી જવા દેતા નહિ, તેમને જ્યારે જુઓ ત્યારે, કોઈ વખત પ્રભુ સેવામાં પરોવાયા હોય, કોઇ વખત લોકોને ઉપદેશ કરવામાં રોકાયા હોય, કે કોઈ વખત ચિંતન કરવામાં ગુંથાયા હોય! આહા! તેમનું દર્શન જે લોકોએ કર્યું હશે તે કેવાં ભાગ્યશાળી હશે!!

**ઉપદેશ પદ્ધતિ.** પોતે જે પદ્ધતિએ હમેશાં ઉપદેશ કરતા તે પદ્ધતિ પણ વિચારવા યોગ્ય છે. કેટલાક ધર્માચાર્યો કરે છે તેમ, માત્ર પધરામણીમાં જાય તે વખતે જ ઉપદેશ કરવો, તેવી આચાર્યશ્રીની વૃત્તિ નહોતી. પરન્તુ, પોતાની પાસે ગમે તે વખતે કોઇ ઉપદેશ સાંભળવા આવે, ત્યારે ના પાડતા નહિ.

ઉપદેશ પણ સુમધુર શબ્દોમાં અતિ ઉત્સાહ પૂર્વક કરતા અને સાંભળનારને જે જે શંકાઓ થાય તેનું બહુજ પ્રેમોર્મિથી નિરાકરણ કરતા. પોતે મ્હોટા આડંબરથી યુક્ત ભભકાથી પોતાની વિદ્વત્તાનું પ્રદર્શન દેખાડવા ઉપદેશ કરતા નહિ, પરન્તુ પોતાને કહેવાનું બહુજ નમ્રતાથી અને સરળ સ્ફુટ કરતા. આ સરળતા અને શ્રુતિમધુરતાનું તેમના રચેલા ગ્રંથોમાં પણ દર્શન થાય છે. પોતાની આવી ઉપદેશ કરવાની પદ્ધતિથી અધિકારીના મદમાં ચઢેલા મુસલમાન સરદારો પણ આફરીન થઇ જતા. અને તેમના ધર્મપ્રચારમાં વિઘ્ન નહિ નાંખવાની સરળતા કરી આપતા. એટલુંજ નહિ પણ ઘણાક વૈષ્ણવ ધર્મ પણ સ્વીકારતા.

તેમની ઉપદેશપદ્ધતિ સંબંધી એક વાત ભૂલી જવી નહિ જોઇએ કે પોતાના સંપ્રદાયમાં અનેક મ્હોટા રાજાઓ અને સરદારો હતા, પરન્તુ પોતાના ધર્મનો પ્રચાર કરવાને ઉપદેશ દેવાવના ને રાજ્યાશ્રય લેઇ તેમણે કોઇ ઉપર જુલમ કર્યો નથી. તેમણે અન્ય ધર્મીઓને નથી હદપાર કરાવ્યા, નથી તેમને બળાત્કારે ધર્મ સ્વીકરાવ્યો, કે નથી અન્ય ધર્મના પુસ્તકોનો નાશ કરાવ્યો. પુષ્ટિમાર્ગના કટ્ટા વિરોધીઓ પણ તેમના જીવનમાંથી શું એક પણ દૃષ્ટાન્ત બતાવી શકશે કે પોતાના ધર્મપ્રચાર માટે તેમણે રાજ્યાશ્રયથી જુલમ કરાવ્યો હોય? તેમ કરવાની તેમને જરૂર હતીજ નહિ. કેમકે, પોતાના વિદ્યા પ્રભાવમાં અને પોતાની વાણીની મીઠાશમાં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી. છેવટે, તેમની ઉપદેશપદ્ધતિ વિષે જણાવવાનું કે, હાલમાં કેટલાક કરે છે તેમ ઘણા રૂપિયા ભેટમાં મળે તો લાંબુ વ્યાખ્યાન કરવું અને થોડા મળે તો ટૂંકામાંજ પતાવી દેવું, તેવી તેમની પદ્ધતિ નહોતી, પરન્તુ શિષ્યને સંતોષ થાય, ત્યાં સુધી પોતાની ઉપદેશ ધારા અસ્ખલિત વહેવરાવતા. વળી, એ જાણવા જેવું છે કે આચાર્યશ્રી કોઇ પણ સેવકને ઘેર કદીપણ દ્રવ્યોપાર્જન માટે જતા નહિ, પરન્તુ તે સેવક પ્રભુ સેવા કેમ કરે છે તથા આચાર વિચાર કેમ રાખે છે તે તપાસવાજ તેને ઘેર જતા, ધન્ય છે તે ભક્ત જનોને જેમણે આચાર્યશ્રીની વાક્સુધાનું પાન કર્યું હશે!

**વાદ પદ્ધતિ.**

પોતે આચાર્ય હોવાથી અને પોતાને ધર્મ પ્રચાર કરવાનો હોવાથી, તેમને ઉપદેશ ઉપરાંત વખતો વખત વાદ વિવાદમાં પણ ઉતરવું પડ્યું. તેટલા માટે તેમની વિવાદપદ્ધતિનું પણ આપણે અહિં નિરીક્ષણ કરીશું. તેમને અર્ધદગ્ધ જ્ઞાનથી ઉદ્ધત થયેલા શાસ્ત્રી પુરાણીઓથી માંડી મહા સમર્થ પંડિતો સાથે વાદવિવાદ કરવાના પ્રસંગ આવતા. પરન્તુ તેમની મુખમુદ્રા નિરંતર શાન્ત અને પ્રસન્નજ રહેતી. પોતેતો વાદમાં કોઇ દિવસ પણ તપી જતા નહિ, પરન્તુ સામો માણસ ક્રોધ કરે તો પોતે ગંભીર વૃત્તિ ધારણ કરી તેને આપોઆપ શરમાવતા. પોતાની વિદ્વત્તાનું બીલકુલ અભિમાન હતું જ નહિ. ગમે તે માણસ વાદ કરવાની ઇચ્છા ધરાવે, તેની સાથે વાદ કરવાની અનિચ્છા બતાવતા નહિ "તું તો મ્હારી સાથે વાદ કરવા લાયક નથી," એવું વાક્ય તેમના મુખમાંથી કદી નીકળતું નહિ. વળી તેઓશ્રીને વિવાદમાં હાર જીતની સરતો પણ પસંદ નહોતી. "હારો તો અમારો ધર્મ સ્વીકારો," એવી ઇચ્છા પણ પોતે કોઇ દિવસ જણાવી નથી. આ બધાનું પરિણામ એ આવતું કે તેમનાથી પંડિતો જો કે મ્હાત થતા તો પણ તેમના ઉપર પૂજ્યબુદ્ધિ રાખતા. પોતાનો ધર્મ સ્વીકારવાને જેમ કરતા નહિ, તેમ કોઇને બહુ આગ્રહ પણ કરતા નહિ. જેમને તેમનો ઉપદેશ પ્રિય થઇ પડે, તેમનું કથન સત્ય લાગે, અને તેમનો માર્ગ શ્રેષ્ઠ લાગે, તેઓ જ્યારે નિવેદન કરે, અને તેમના ચારિત્ર્યની આચાર્યશ્રી પોતે પૂરી તપાસ કરે, ત્યારેજ તેમને શરણે લેતા; જો વર્ત- વાંધા ભરેલું લાગે તો સુધારીને આવવાની આજ્ઞા કરતા.

વાદ કરવાની શરૂઆત પ્રથમ પોતાના શિષ્યોથી જ થતી, અને શિષ્યોથી વાદ કરવા આવનારને સંતોષ થતો, તો પછી છેવટે પોતે માત્ર ઉપદેશ રૂપે થોડુંક ભાષણ કરતા; નહિ તો પોતે જાતેજ વાદ કરી સામાને પરાસ્ત કરતા.

તેમની વિવાદપદ્ધતિનું એક ખાસ અગત્યનું લક્ષણ એ હતું કે પોતે સામાને હરાવવા કોઇ દિવસ પણ અદ્ભૂત શક્તિનો ઉપયોગ કરતા નહિ; પોતે તો પોતાના વિદ્યાબળથી જ જીતતા હતા. અલબત્ત એટલું તો ખરૂંજ કે સામા માણસ તરફથી તેવી શક્તિ વાપરવામાં આવી હોય તો તેનો પ્રતિકાર કરતા; પણ પોતાના તરફથી કોઇપણ વખત તેમણે તેવી શક્તિનો ઉપયોગ કર્યો નથી. ઘટ સરસ્વતીના પ્રસંગે, તેમજ કર્યું હતું. કેટલાક યોગીઓ એક ઘડામાં સરસ્વતીની સ્થાપના કરી વાદનો નિર્ણય સરસ્વતી પાસે માગતા અને તેમને સરસ્વતી પ્રસન્ન હોવાથી નિર્ણય તેમના લાભમાં મળતો. પરન્તુ [આચાર્યશ્રીના વાદ પ્રસંગે સરસ્વતીએ નિર્ણય આચાર્યશ્રીના પક્ષમાંજ આપ્યો હતો !

**ગુણાવલોકન.** આચાર્યશ્રીની ઉપદેશ અને વાદપદ્ધતિ જોઈ, પરન્તુ તેમના વિજયનો મુખ્ય આધાર કંઇ તેના ઉપર નથી. કોઇ પણ મહાપુરૂષના વિજયની ખરી ચાવી, તેનામાં રહેલા મહદ્‌ગુણો ઉપર આધાર રાખે છે. તેટલા માટે આપણે પણ આચાર્યશ્રીના મુખ્ય ગુણોનું અવલોકન આ સ્થળે કરીશું તો અયોગ્ય નહિ ગણાય. આચાર્યશ્રીનું સમગ્રજીવન સંપૂર્ણ નીતિમાન્ તથા પરિપૂર્ણ ગુણશાળી હોવાથી, તેમના ગુણોનું પ્રથકરણ કરવું મુશ્કેલ છે. તોપણ તેમ કરવા હું યથાશક્તિ પ્રયત્ન કરીશ. પરન્તુ, તેમ કરતાં કંઇ દોષ અગર ન્યૂનતા જણાય તો તે આચાર્યશ્રીના જીવનની નહિ, પણ મ્હારી જ નિરીક્ષણ અને આલેખન શક્તિની ખામી છે એમ ક્ષમાશીલ વાંચકો ગણશે, એવી આશા રાખું છું.

**પ્રભુ શ્રદ્ધા.** આચાર્યશ્રીનો પ્રથમ અને સર્વોપરિ સદ્‌ગુણ પ્રભુ પર અનન્ય શ્રદ્ધાનો છે. આચાર્યશ્રીને પ્રભુપર બહુ સુદૃઢ શ્રદ્ધા હતી. " **चिंता कापि न कार्या** " અને " **कृष्ण एव गति र्मम** " એ વાક્યો તો તેમના મુખમાં સદા સર્વદા વિરાજમાન રહેતાં. પોતાના સંપ્રદાયનો " **श्री कृष्णः शरणं मम** " એ મંત્રમાં પણ પ્રભુ શ્રદ્ધાનો કેવો ઉંડો ભાવ રહેલો છે ! પ્રભુપરનો સુદૃઢ સર્વતો-ધિક સ્નેહ તેમના પ્રત્યેક ગ્રંથના પદે પદે દૃશ્યમાન થાય છે. આચાર્યશ્રી પ્રભુનેજ પોતાનું સર્વસ્વ માનતા. તે સિવાય સર્વમાં તેમને ઉદાસીન વૃત્તિજ હતી. પ્રભુસેવા જાતેજ બહુ પ્રેમ પૂર્વક કરતા. પ્રભુ સંબંધ સિવાયની સર્વ બાબતો ગૌણ ગણતા. અંતિમ કાળે પોતાના પુત્રને કરેલા ઉપદેશ-શિક્ષા શ્લોક કે જેને સ્વ. લલ્લુભાઇ આચાર્યશ્રીનું વીલ કહે છે-તેમાં પણ પ્રભુ ઉપરજ અનન્ય સ્નેહ રાખવાનું જણાવ્યું હતું. આચાર્યશ્રીએ ઉંચુ બુદ્ધિબળ પ્રાપ્ત કર્યું હતું છતાં પણ તેમનામાં શ્રદ્ધા પણ અવિચલ હતી !

**દયા.** આચાર્યશ્રીમાં દયાનો પણ મહદ્ ગુણ વારસ કરીને રહ્યો હતો. દુઃખી મનુષ્યોને જોઇને તેમનું હૃદય દ્રવી જતું; અને તેમનું દુઃખ દૂર કરવા અહર્નિશ મથતા. ધાર્મિક અધોગતિને લીધે આધિ-વ્યાધિ વગેરેથી લોકોને પીડાતા જોઇ તેમનો ઉદ્ધાર કરવા ઉદ્યક્ત થયા એજ તેમના દયાળુ હૃદયનો સબળ

પુરાવો છે. માત્ર મનુષ્યોજ નહિ પરન્તુ સર્વ પ્રાણીઓ ઉપર તેમની નિસ્સીમ કૃપા હતી. પોતાની પરિક્રમામાં એક વખત એક મૃગનું બચ્ચું, તેની માથી વિખુટું પડેલું મળતાં તેના ઉપર દયા લાવી તેને પાળ્યું હતું. નર્મદા નદી આગળ એક શિકારીને એક મૃગ મારતો જોઇ, પોતે દયાર્દ્રવૃત્તિથી તે શિકારીને ઉપદેશ દેઇને સુધાર્યો હતો અને તે મૃગનું બચ્ચું છો-ડાવ્યું હતું. વળી, પોતાના પ્રવાસમાં અંબાજી અને બહુચરાજી માતાના સ્થળમાં ધર્મને નામે અત્યાચાર કરી, અનેક નિર્દોષ પ્રાણીઓના વધ થતા હતા, તે અટકાવવાને પણ પોતે ઉપદેશ કર્યો હતો. આ પ્રમાણે દયાળુતા તેમના જીવનના અનેક પ્રસંગોમાં પ્રતીત થાય છે.

**हृदयौदार्य.**

ઉદાર હૃદય વિના દયા રહી શકતી નથી. જેમનામાં દયા હશે તેમનું હૃદય પણ અતિ ઉદાર હશે. આચાર્યશ્રીનું હૃદય પણ અતિ ઉન્નત અને ઉદાર હતું. ઉદારતાનું લક્ષણ સર્વ પ્રત્યે સમદષ્ટિ છે. ભક્તિમાર્ગમાં શાસ્ત્રીયદષ્ટિએ ઉચ્ચ નીચનો બીલકુલ ભેદ નહિ હોવા છતાં,તેમાં પ્રથમ ઉચ્ચવર્ણના હિંદુઓ સિવાય કોઇનો અધિકાર ગણાતો નહિ. પરન્તુ, તેમ થવાથી આર્ય પ્રજાનો મ્હોટો ભાગ ધાર્મિક સંસ્કારથી બીલકુલ કોરો રહ્યો હતો; અને તેનું પરિણામ આર્યાવર્તની અનેક રીતે અધોગતિ થવામાં આવ્યું હતું. આવી સ્થિતિ જોઇને આચાર્યશ્રીએ પોતાના ભક્તિ માર્ગમાં સ્ત્રી-શૂદ્રોને પણ સમનાધિકારી ગણ્યા, એટલુંજ નહિ પણ તેમની હૃદયોન્નતિએ યવનોને પણ બહિષ્કાર કર્યો નહિ. અલબત્ત, યવનોને આર્યજાતિમાં સ્વીકારી, આર્ય જાતિત્વનો ભંગ કરવા આચાર્યશ્રીએ પ્રયાસ કર્યો નહિ; પરન્તુ જાતિ પૃથક્ રાખવા છતાં પણ તેમનું હૃદયૌદાર્ય ધાર્મિક લાભો ભોગવવા યવનોને પણ ના પાડી શક્યું નહિ. અલીખાં પઠાણ આદિ યવનોને પણ પોતાના પ્રમુખ સેવકો તરીકે સ્વીકારતાં જે હૃદય સંકોચ ન પામ્યું, તે કેટલું વિશાળ, કેટલું ઉન્નત અને કેટલું ઉચ્ચાશયી હશે !

**सत्य प्रियता अने न्याय दृष्टि.**

હૃદયની આવી ઉદારતાને પરિણામે આચાર્યશ્રીની સત્યપ્રિયતા અને ન્યાયદષ્ટિ પણ અતિ તીવ્ર થઇ હતી. ભાગવત જેવા ગ્રંથમાંથી પણ ક્ષેપક ભાગ પારખી તેને હિંમતથી જાહેર કરવાની વૃત્તિ તેમની સત્યપ્રિયતાનો ઉત્તમ નમુનો છે. પોતાના અમુક દોષો પણ સ્વીકારી તે પ્રકટ કરતા સંકોચાતા નહિ. " અન્તઃકરણ પ્રબોધ " તેનો યોગ્ય પુરાવો છે. પૂર્ણમલ્લ નામના ક્ષત્રિયે શ્રી નાથજીનું મંદિર બંધાવવા માંડ્યું હતું. પરન્તુ તેની પાસે પૈસા ખુટવાથી તે મેળવવા તે પરદેશ ગયો; તે દરમ્યાન્ બીજા લોકોએ તે મંદિર પૂરૂં કરવાની ઇચ્છા બતાવી, પણ આચાર્યશ્રીએ પૂર્ણમલ્લને પુછ્યા સિવાય તેમ કરવાની ચોખ્ખી ના પાડી. આ દૃષ્ટાન્ત તેમની ન્યાયદષ્ટિનો પુરાવો છે. વળી, સેવકોને અમુક બાબત અપ્રિય લાગશે માટે કહેવી નહિ, પરન્તુ સેવકોના આચાર ઉપર પોતે સખત દેખરેખ રાખતા અને કંઇ દોષ જણાય તો તે સુધારવા આજ્ઞા કરતા.

**उपदेश प्रमाणे आचार.**

પોતે સેવકોના આચાર-વર્તન ઉપર દેખરેખ રાખતા, એટલુંજ નહિ, પણ પોતાનું વર્તન પણ પોતાના ઉપદેશને અનુરૂપજ રાખતા. શિક્ષક વિદ્યાર્થીઓનું વર્તન યોગ્ય થવા ગમે તેટલી સખ્તાઇ રાખે, પરન્તુ પોતાના વર્તનમાં શિથિલતા દાખવે તો, વિદ્યાર્થીઓનું વર્તન કોઇ દિવસ સુધરે નહિ. જેમ આચાર્યશ્રી પ્રભુની સેવા પ્રતિપળ કરવાનો ઉપદેશ કરતા ત

પ્રમાણે પોતે પણ ઉપદેશ અને કથા વાર્તાનો સમય બાદ કરતાં બાકીના સમયમાં સેવામાંજ પ્રવૃત્ત રહેતા.

**નિર્લોભતા.** આચાર્ય થવાના મહાન સદ્‌ગુણોમાં નિર્લોભતા પણ એક આવશ્યક ગુણ છે. હાલના કેટલાક આચાર્યોની નિષ્ફળતાનું એક એ પણ કારણ છે કે તે સદ્‌ગુણ તેમનામાં લગભગ મૃતપ્રાય અવસ્થામાં છે. આચાર્યશ્રી પોતાને માટે તો કંઇ પણ લેતાજ નહિ. માત્ર ઠાકોરજીના ઉપયોગ માટે સેવકો કંઇ આપે તો પોતે લેતા. અને તે પણ નહિ કે આગ્રહથી માગીને પણ સેવકોની સ્વતઃ શ્રદ્ધાથીજ. અશ્રદ્ધાપૂર્વક આપેલાનો સ્પર્શ પણ કરતા નહિ; તેમજ પોતાનો સેવક ન હોય તેની પાસેથી પણ કંઇ સ્વીકારતા નહિ. વિદ્યાનગરના કૃષ્ણદેવ રાજાએ અઢળક સંપત્તિ આપવા માંડી તેનો અંગીકાર નહિ કરતાં વિદ્વાન બ્રાહ્મણોમાં વહેંચી દીધી, તેના કરતાં વિશેષ નિર્લોભવૃત્તિ કેવી હોઇ શકે? ગર્ડ્ર વનમાં શિષ્યો પાસેથી દ્રવ્ય લેઇ મોજ મજા ભોગવતો કોઇ એક મહંત મૃત્યુ પામતાં અજગર થયેલો અને તેના શિષ્યો કીડીઓ થઇ તેને ફોલી ખાતા હતા, તે જોઇ આચાર્યશ્રીનું હૃદય કેવું ખિન્ન થઇ ગયેલું, અને તે વાર્તા શિષ્યોને કહેતાં, તેમનું હૃદય કેવું પીગળી ગયેલું, તે તેમનું જીવનચરિત્ર વાંચનાર પ્રત્યક્ષ કરી શકે છે! આ પ્રસંગ પણ શું સૂચવે છે?

**સાદાઇ.** નિર્લોભતા ત્યારેજ અબાધિત રહી શકે કે મનુષ્ય પોતાનું જીવન સાદાઇમાં ગાળે. ખણા ઠાઠ માટે દ્રવ્યની જરૂર પડતાં નિર્લોભતા તૂટતાં વાર ન લાગે. આચાર્યશ્રી કોઇ દિવસ બાહ્ય આડંબર પસંદ કરતા નહિ, પરન્તુ હંમેશાં સાદાઇજ પસંદ કરતા. પોતાનાં આભૂષણ અને આભરણ જેમ બને તેમ બહુ સાદાંજ રાખ્યાં હતાં. હાલના જેવો રાજવંશી ઠાઠ માઠ તેમણે રાખ્યો જ નહિ હતો. સ્વ. લલ્લુભાઇના જણાવવા પ્રમાણે તેમનો પોષાક માત્ર ધોતીઉં અને ઉપરણોજ હતો. જેમ પોતાની જાત માટે તેમને બહુ ઠાઠ પસંદ નહિ હતો, તેમ પ્રભુસેવામાં પણ બીલકુલ ઠાઠ હતો નહિ. પ્રભુને શૃંગાર પણ ગુંજાની માળા અને મોરપીચ્છનો મુકુટ ધરાવતા તો બીજા ઠાઠની તો વાતજ શી? સેવકોને પણ સેવામાં જેમ બને તેમ સાદાઇજ રાખવાનું કહેતા. રામદાસ વૈષ્ણવે સેવાનો ઠાઠ વધારી દેવું કરેલું તેને પોતે બહુ ઠપકો આપ્યો હતો તે સર્વ વૈષ્ણવોને વિદિતજ છે.

**નિરભિમાન.** સાદાઇની સાથે નિરભિમાન પણ તેમનામાં અત્યંત હતું. પોતે એક મહાન આચાર્ય હતા, પરન્તુ તેમનામાં બીલકુલ ગર્વ નહિ હતો. તેઓશ્રી સાધારણ વૈષ્ણવની માફક પ્રભુની સેવા કરતા. હાલના કેટલાક ધર્માચાર્યો પોતાની સ્હેજ પ્રશંસા થઇ તો ગર્વિષ્ટ થઇ કર્તવ્ય વિમુખ થઇ જાય છે, પરન્તુ આચાર્યશ્રીને અભિમાનનાં પ્રતિપળે અનેક કારણો મળતાં, તોપણ પોતે કોઇ દિવસ કર્તવ્યમાં પ્રમાદ કર્યો નથી, ઉપદેશમાં પણ વૈષ્ણવોનાં લક્ષણ ગણાવતાં દીનતાને મુખ્ય સ્થાન આપ્યું છે. હાલના કેટલાક ઉપદેશકો અભિમાન વૃત્તિથી એક બીજાને તુચ્છ ગણે છે, પરન્તુ આચાર્યશ્રી બંગાળાના પોતાના સમકાલીન આચાર્ય શ્રી કૃષ્ણ ચૈતન્ય (ગૌરાંગપ્રભુ) તરફ બહુ માનની નજરથી જોતા. તેમની ભક્તિ વિષે પણ તેમને બહુ ઉંચો અભિપ્રાય હતો.

(અપૂર્ણ.)

સચિત્ર માસિક.

# શ્રી ભક્ત.

| | |
|---|---|
| અધિપતિ અને પ્રકાશક.<br>જયમીતરામ લક્ષ્મીરામ<br>પંડિત.<br>રાયપુર-અમદાવાદ | સોલ એજન્ટ અને પ્રતિનિધિ<br>છોટાલાલ મગનલાલ<br>ત્રિવેદી.<br>શ્રીભક્ત ઓફિસ-અમદાવાદ |

લવાજમ અગાઉથી.

| | |
|---|---|
| હિંદુસ્તાનમાં. | રૂ. ૩—૦-૦ |
| હિંદુસ્તાન બહાર. | રૂ. ૩-૧૨-૦ |

વૈશાખ જેઠના અંક બહાર પાડવામાં વ્યવહારિક પ્રવૃત્તિમાં રોકાણ થવાથી વિલંબ થયો છે. જેને માટે સુજ્ઞ વાચકો ક્ષમા અર્પશે.

અધિપતિ.




આ માસિક શ્રીસત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે શ્રીયુત જમિયતરામ લક્ષ્મીરામ પંડિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું ઉ. ઠે. પાંચકુવા નવા દરવાજા-અમદાવાદ.

## ઘણું જીવો લખતરના નેક નામદાર ઠાકોર સાહેબ.

વિનંતિ કે મારા મિત્ર અને જીવદયાના જાણીતા હિમાયતી રા. રા. લાભશંકર લક્ષ્મીદાસે આપ દયાળુ સાહેબના મેહેરબાન વાલાશાન મુખ્ય કારભારી સાહેબ રા. રા. મગનલાલ ત્રીભુવનદાસ તરફથી તેમને મળેલા તા૦ ૧૦–૨–૧૯૧૩ ના પત્રમાંથી નીચેના ઘણા આવકારદાયક સમાચાર મને લખી જણાવ્યા છેઃ—

" કાઠીયાવાડ વેજીટેરીયન સોસાયટી સંબંધમાં 'दया धर्मको मूल हय' એ કહેવતવાળું પ્રસિદ્ધ પત્ર અહિંના નામદાર ઠાકોર સાહેબ શ્રી કરણસિંહજી સી. એસ. આઇ. ના નામ ઉપરનું આવતાં વાંચી તે નામદાર ઘણા ખુશી થયા છે. અને જવાબમાં આપને જણાવવા આજ્ઞા કરી છે કે ખુદ પોતે, રાજ્ય કુટુમ્બ, અને ભાયાત, તથા પ્રજા વર્ગ, **આખા સ્ટેટમાં વેજીટેરીયનજ છે. માંસાહાર કોઈ કરતું નથી.**

" એથી વિશેષ જાણી આપ ખુશી થશો કે પોતે ભારતની પવિત્ર ભુમીનાં ચાર ધામની યાત્રા કરી પધાર્યા પછી દારૂનો પ્રજારો આપવાનો રીવાજ સને ૧૮૬૬ થી બંધ પાડયો છે. એટલુંજ નહિ પણ **સ્ટેટની હદમાં શિકાર કરવાની સ્પષ્ટ મનાઈ કરવામાં આવી છે.**

### પ્રાર્થના.

ઉપરના અતી આવકારદાયક સમાચાર વાંચીને, આપ દયાળુ સાહેબના સ્ટેટમાં જેવી રીતે સતયુગ ફેલાયો છે, તેવી રીતે બીજાં તમામ દેશી રાજ્યોમાં પણ જીવદયા સર્વત્ર ફેલાય, તથા બીચારાં નિર્દોષ, નિરાધાર, ભીકણ, પશુ પક્ષીઓનાં પ્યારા પ્રાણ બચાવવામાં આવે એવી મહારી પ્રાર્થના છે.

આપ દયાળુ સાહેબ જાણીને ખુશી થશો કે, વિલાયતમાં કેટલા સેંકડો સાહેબો તથા મડમો માંસ ખાતાં નથી તથા બીજા લોકોને માંસાહારનો ત્યાગ કરવાનો બોધ આપવા માટે લંડન, મેન્ચેસ્ટર, એડીનબર્ગ, લિવરપુલ, વિગેરે શહેરોમાં વેજીટેરીયન મંડળીઓ સ્થાપી છે. અને તે દયાળુ મંડળીઓ ઘણું સ્તુતિપાત્ર કામ કરે છે.

તા૦ ૧૯ મી માર્ચ ૧૯૧૩.
શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ ઓફીસ,
૩૦૯, સરાફ બજાર, મુંબઇ, નં૦–૨.

આપનો સેવક,
લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી.
ઓન. મેનેજર, શ્રી. જી. દ. જ્ઞા. પ્ર. ફં. મું.

## ડોંગરેનું

# બાલામૃત

## નાનાં છોકરાંઓને માટે અકસીર દવા

હાલ અમારા બાલામૃતની ઘણી નકલો નીકળેલી છે;
માટે અમારૂં બાલામૃત ખરીદતી વખતે તે ડોંગરેનુંજ છે,
એ વીષે ચોકસ ખાત્રી કરી ખરીદવું.

બાટલીની કીંમત ૧૨ આના, ટ. ખ. ૪આના.

કે. ટી. ડોંગરેની, કુા. ગીરગામ—મુંબઇ.

---

બાલોનું ઉત્તમ રીતે જતન કરવા.

—માટે—

## નારાયણ હેઅર ઓઇલ.

સરવેથી ઉત્તમ સાબીત થઇ ચુકયું છે.

આએ તેલ તમારા બાલોનું દરેક રીતે જતન કરશે, ૧૫ દીવસ ચાલુ વાપરવાથી તમારા સફેદ બાલ એકદમ કાળા થશે અને તે ફરીવાર સફેદ થશે નહિ. માથાનો દુઃખાવો દુર કરી મગજને પુષ્ટી આપી યાદદાસ્તને તેજ કરે છે,

કીમત મોટી શીશીના રૂ.૩-૦-૦, મધ્યમ કદની શીશીના રૂ.૧-૧૨-૦, નાની શીશીના રૂ.૧-૦-૦,

### ખાંસીની અકસીર ગોળી.

આએ ગોળી મોઢામાં રાખી ચુસવાથી કોઇ પણ જાતની ખાંસી તરતજ નરમ પડી જશે.

કીમત શીશીના આના ૬.

—દરેક ઘરમાં રાખવાની ખાસ જરૂર છે—

લખો:—પી. ડી. ડોકટર, છવારોફલી—સિદ્ધપુર—નોર્થ ગુજરાત.

# The Advantages

### OF

## " Vegetarian Diet. "

( By: Dr. Mahadev Prasad, E. M. E., N. D. )



" He may live without books--
    What is knowledge but grieving ?
He may live without hope—.
    What is hope but deceiving ?
He may live without love—
    What is passion but pining !
But where is the man who could—
    Live without dining ? "



**Diet is a question of supreme importance.**

In the above humorous and pithy words of Owen Meredith, there is an evident undercurrent of strong common sense, and matter-of-fact reasoning. Because the great motive power of animal life is hunger. The most important activity of animal life is the satisfaction of hunger. Hunger is nature's chief device for the preservation of

her little children, the crawling, swimming, flying, creeping things of the plain and the jungle, the sea and the air. They are hungry and they eat. They eat and they live.

The organism of the animal is practically an appendage to the alimentary apparatus; eyes to see, ears to hear, olfactories to scent-food; legs to go in search of, hands to pluck and hold, teeth to rend and chew, taste to distinguish—food. The life of the animal is an unceasing struggle to obtain food; and through this effort comes all his development and evolution. Thus the mythological commandment—" Thou shalt earn thy bread with the sweat of thy brow "—has proved to be rather a blessing in disguise and not a curse.

We should eat to live and to glorify God; and should not simply live to eat and be a slave to the palate.

Once, while discoursing on the importance of a proper selection in dietetic matters the writer was abruptly *interrupted by a by-stander.* " But, " says the critic, " I eat just what I like—just what tastes good." To this I replied, " Exactly; and so do the pigs! sensible people, gifted with reason, and a fair degree of common-sense, eat that which is nourishing and healthy. Tastes and appetites must be trained and drilled and brought into subjection to the judgment and the true science of life." Because, to satisfy the appetite is always safe, but to pander to the palate is never safe. The satisfaction of hunger means life; but the gratification of the gustatory sense means weakness and disease. So the very organs of mastication by which man is enabled to live become the instruments of his destruction—veritably the jaws of death.

This brings us to the memorable remark of Dr. Alexander Haig, M. A., M. D. &c. in the preface to the first edition of his " Diet and Food," where he says that " in diet lies the key to nineteenths of the social and political problems that vex our nation and time." This view is well endorsed by the celebrated physiologist Prof. Moleschott, who says that " One of the

most vital questions of the day and which the physician will be called upon more and more to answer properly and intelligently, is the question of how to acquire and maintain a state of pure blood within the body, since we must admit the fact that the health of our bodies, of our offspring and even of our thoughts is dependent upon a pure and healthy blood supply and in the same manner that these things are dependent upon pure blood so is pure blood dependent upon proper nourishment." So also says Dr. Benedict Lust, N. D. Editor of the Naturopath: "Admitted or unadmitted, the greater part of our ugliness, nervousness, mental disorders, crime, vice and sin, if brought down to a final analysis, would be found to be the result of our unnatural diet. If we are to regenerate mankind mentally, morally, and physically, and what is more, save the coming generations from our own follies, we must make diet the foundation of our reform."

The battle for supremacy which is now going on in all fields of human endeavor has more than ever brought the question to the front: "How shall we live to develope the greatest energy and perseverance mentally and physically and at the same time enforce our resistance against weariness and disease!" The interest in solving this problem is growing deeper every year, and there is no doubt that man can wonderfully increase his capacity for work with brawn and brain by proper selection of his food according to the principles of physiology and hygiene. Thus it is that the health and welfare of nations, as well as of individuals, depend on rational nutrition.

**Purity in food, as well as in other matters, is indispensable to health.**

Now, the first requirement of a hygienic diet is its quality of being clean, pure, and free from xanthins, uric acid and other products of tissue waste. Truly, therefore, doth Dr. Robert Bell M. D., F. R. F. P. S., &c., remark in his "Cancer Scourge": "It is an old saying that 'Cleanliness is next to Godliness,' and it is equally true that filth is incompatible with health. A pure mind and a pure body are the embodiment of true religion,

and we should never permit ourselves to forget there is a religion which pertains to the welfare of the body, as well as that which concerns the soul and the future state." This view is corroborated by all the great minds of the past and present. To quote a few examples:—

The Ayur Ved or the "Science of Life," which is the oldest medical treatise in the world declares in trumpet tones:-

सर्वेपामेव रोगाणां निदानं कुपिता मलाः ।
तत्मकोपस्यतु मोक्तं विविधाहित सेवनम् ॥

Which means that the cause of all diseases, physical as well as mental, is filth in its varied forms, which becomes agitated and ferments in the body by improper food and drink, giving rise to diverse diseases, chronic and acute.

Lord Zurthustra has declared: "Purity is for man, next to Life, the greatest good."

Out of the seven jewels of the Good Law in the Buddhist Order, the jewel of Purity holds the first and formost place.

Mrs. Annie Besant, the present President of the Theosophical Society, and author of innumerable works, says in her 'Man and his Bodies': "The body is an instrument which is to be refined, to be improved, to be trained, to be moulded into such a form and made of such constituents as may best fit it to be the instrument on the physical plane for the highest purposes of the man."

"Purity," says Dr. T. L. Nichols, M. D., "is but another name for health." and "The pure, strong body resists all diseasing influences."

Says Dr. Playfair that "the one condition of health is cleanliness-pure air to breathe, pure food to eat, pure water to drink; the one cause of disease is filth."

The Holy Bible ordains that we should "Cleanse ourselves

from all filthiness of the flesh and spirit, perfecting holiness in the fear of God." ( 2 Corinthians VII, I )

The Apostle Paul said–" If any man defile the temple of God, him shall God *destroy, for the temple of God is holy*, which temple ye are."

**Flesh is unclean and unhealthy for various reasons.**

Now, it is a patent fact of physiology, that in the bodies of all living creatures, two distinct and opposite processes are going on, viz, anabolism or assimilation, and catabolism or a downward change in tissue. It is for the due maintainance of these two very vital processes of life that food, drink, air, and light are daily demanded by the organism, and health means an exact balance of these two processes. In health, food is taken into the stomach, carried through the whole alimentary canal, is chemically acted upon in various ways, the dregs therefrom are excreted as feces, *and the useful part assimilated, and changed into living tissue*, which at last gets torn down and destroyed by work internal and external to the body; and excreted as urea, uric acid, carbonic acid gas &c. Thus even in the healthiest animal, half of his body weight consists of matter which is in a state of downward change—matter which is turned to ashes, so to say, useless and poisonous to life and requiring an early excretion. It is thus evident that even when a healthy animal is killed and its flesh used as food, half of the latter will necessarily consist of poisonous products useless to life, and productive of painful ailments.

**The flesh of even the healthiest animals consists 50% of catabolized matter.**

Add to this the almost universal unhealthy, diseased condition of animals that are slaughtered for their flesh, which renders such a food doubly and frightfully unfit for human consumption. Moreover, as the old adage goeth " One being's meat is another being's poison " and

**Slaughtered animals are generally diseased.**

**Animals eat certain plants, which to them are harmless, but the flesh of animals eating these proves poisonous to man.**

therefore many sorts of substances and plant-products that the animals and birds eat as food with impunity, or rather, with profit, prove distinctly harmful when eaten by man. For this reason the flesh (and even the milk) of animals eating some sorts of food poison the consumer thereof. To the disbeliever in this fact, I would advise to refer to an article in the "Edinburgh Medical and Surgical Journal" of July 1844, wherein it is clearly stated that "It is observed that in America there are certain regions extending for many miles in length and breadth on the herbage of which if an animal feeds, its milk and flesh acquire poisonous properties, yet itself enjoying tolerable health."

**Flesh often contains trichinœ and other pathological bacteria.**

Besides urea, uric acid, and other poisonous products, the flesh of animals very often contains trichinœ, a species of entozoa. When such diseased pork is eaten, these parasites multiply in the intestines, and migrate to the muscles, causing death.

**Meat is prepared under extremely filthy surroundings.**

The sickening filthiness of the shambles and the indescribable monstrocities inseparable therefrom, I shall have occasion to refer to later on in the course of this essay, so that here I have made only a passing remark regarding the commensely unhealthy surroundings and sources of meat.

**The terror of death vitiates the flesh & blood of the slaughtered animals.**

The horror of torture and impending death so very much vitiates the blood and all other humors of the animals in slaughter-houses, that subsequently when the flesh of such horrorstriken animals is partaken of as food inevitably acts as a prolific source of innumerable diseases.

The storing, packing and preserving of meat add immensely to the filthiness and impurities of the flesh diet.

**Packing and preserving of meat necessitate the addition of harmful chemicals.**

Now, by the way, to give some idea of the innumerable sorts of creatures who are forced to find in the human stomach an early and unwelcome sepulchre or burial ground, let us step intrusively into the kitchens of our flesh-eating neighbors. John, Chinaman feasts his stomach on cats, dogs, warf-rats, sea-slugs, sharks, bats, and caterpillar soup. Australians, and many other people, eat snakes, kangaroo rats, mice, maggots, etc. A traveller among the Indians of the Rocky Mountains, or a guest of the people of Zanzibar, will smack his astonished lips over puppy stew. One who visits Africa, may have a plate of tender young mokey; while the people of the Arctics treat their visitors to a diet of putrid seal's flesh, putrid whale's tail, reindeer's chyle, train-oil, whale's skin, and partially hatched eggs. The native of Surinam eats toads, and the Hottentot considers roasted caterpillars to be savory as sugared cream. Frogs are eaten by the French, by the Chinese, and by many people in both Europe and America. The French long ago took to eating snails, having found their flavour superior to that of frogs. One hundred thousand are daily supplied to Paris by Burgundy and Champagne alone. According to a newspaper writer, the Manzayns in the interior of Mindanao, one of the islands of the Philippines, know nothing of the eating of snails but delight in fat grubs from the trunks of trees, eaten as the Europeans eat oysters, alive and shrinking. On the Maguey plant, in Mexico, a large yellow worm thrives, which the native Indian eats, and calls the dish Maguey butter. A "Tribune" correspondent is responsible for the statement that the cultured but ill-fated Emperor Maximilian was induced to try it In brief,

**Man as an omnivorous monster.**

among the many strange things used as food by the blood-thirsty, hard-hearted bipeds (men), and that are not already mentioned, may be summerily named. Elephant, hippopotamus, giraffe, zebra, antelope, wild ants, leopard, lion, alligator, crocodile, eggs of reptiles, lizard, wild-cat, panther, wolf, opossum, musk-rat, rat's brains, porcupine, bird's nest, locust, grasshopper, spider, and nearly every insect; and the Chinamen are so given to absurd domestic economy as to eat the chrysalis of the silk-worm after the cocoon has been wound off. In New York, the testicles of young animals are considered a dish for an epicure, by many citizens.'

The above description bears the testimony of Dr. Edward B. Foote M. D., so that there remains little room for doubting its authenticity.

" As a man eateth so is he.'

Now, as to the unwholesomeness of eating the flesh of any and all of the above creatures, volumes can be written without exhaust ng the subject. But in a short essay as this I can only write in brief and will therefor make a few passing remarks on the pig as human food.

The Hindu shastras say—

यादृशं भक्ष्येधान्नं बुद्धिर्भवति तादृशी ।
दिपस्तीमिर भक्ष्यति कज्जलच प्रसूयते ॥

" *Our constitution* and temperament is affected by the quality of our food; just as the lamp feeding on darkness gives birth to soot." The Gujarati saying " આહાર તેવો ઓડકાર " has its equivabut in a German proverb which when rendered into English would be " A man is what he eats, " and if we apply this to the pig, we may say that a pig (or, for the matter of that, any creature) is what he lives on. Now, we know from practical experience that the pig eats dirtier food than any animal; no filth is too foul for him. Dr. T. R. Allinson

The pig, fish, fowl and the like are very unclean and therefore unfit to be used as food by man.

testifies to this fact by saying that he had seen the pigs in a knacker's yard eating the entrails and refuse of dead horses: and that there is a story on record of one pig-keeper contracting for all the old poultices from a hospital. The pigs are often seen rooting up the buried entrails of a fowl and eat them greedily. In America, it is told they will follow cattle which have been fed on corn, and eat their excreta for the undigested corn in it. The pig cannot be called the scavenger of the world, as man eats him, and so becomes the scavenger himself. The flesh of the pig, called pork, will thus be seen to be very dirty and when eaten is productive of many serious complaints, such as cancer, tuburculosis, chronic dyspepsia, bilious attacks &c. &c. The Shakers, as a community, found after they left off eating the flesh of pig, that cancers and tumours were less common among them. Looked at from a scientific and practical point of view, no person who values his health and his life can afford to eat pig in any form, be it bacon, ham, pork, or sausage.

The Mohammedan, Christian, Hindu, and all other scriptures regard the pig as a very unclean creature, unworthy of being even touched by men, and therefore the idea of eating him should be too abhorent to every thinking man

The fish, the fowl, and other creatures, too, feed on dirty things, and their flesh is nothing but filth made filthier.

From what is said above, it is clear that purity is the first and foremost condition of health. The pure body is a healthy body; and the first condition of cure in any state of disease is purifiction. It is also shown that the flesh of all creatures is loaded with impurities and that such filth renders it quite unfit and harmful for human consumption. On the other hand, the vegetarian and frutarian diet is immensely purer, healthier, and superior to flesh as food, and is also the natural and rational food for man. There is much to be said on this latter point, but I propose to do so after first enumerating all the evils of meat diet.

(continued.)

# Results of the Prize Eassy

ON

# Advantages of "Vegetarian Diet."

The Engl sh knowing public (including the medical fraternity) of the whole of India was invited by the Shri Jiva Dayâ Gnân Prasârak Fund of Bombay to write an essay on "The Advantages of Vegetarian Diet."

This invitation met with a ready response, and essays were received from all parts of India. Naturally the competetion was keen and therefore we heartily congratulate those gentlemen who have succeesfully passed through the ordeal and topped the list. Shri Jiva Daya Gnân Prasârak Fund has shown its appreciation of their labours and annsunced the following prizes:—

| Prize No. | Name of the successful Candidate. | Residence | Amount. |
|---|---|---|---|
| 1 | Mr. Pandit Bishandass, B.A., Senior English Teacher. | Pherozepore City. | Rs. 100 including Gold Medal. |
| 2 | Dr. S. C Chatterji, B. A., L. M. & S. | Calcutta. | Rs. 75 including Gold Medal. |
| 3 | Mr. G. C. Deb, Head Master, Government High School. | Barabanki | Rs. 60 including Silver Medal. |
| 4 | Mr. P. K. Mehta, B. A. | Surat. | Rs. 55 including Silver Medal. |
| 5 | Mr. Sitaram M. Phadke, B.A., Asst. Superintendent of the Office of the Director of Agriculture | Poona. | Rs. 50 including Silver Medal. |
| 6 | Mr. Mahadev B. Kantharizkar, ... ... ... | Ahmedabad. | Rs. 45 only. |
| 7 | (1) Mr. V. R Gopalachari, Head Translator. ... (2) Mr. V. D Satghare, ... | Hyderabad Deccan. Baroda. | Rs 20 each. |

| | | | |
|---|---|---|---|
| 8 | (1) Mr. Burjor R. Doctor.<br>(2) Mr. Purushottam A, Mahale. ... ... | Bombay.<br>Bombay. | Rs. 15 each. |
| 9 | (1) Rao Bahadur Dullabhji D. Ved. ... ...<br>(2) Mr. Yudhisthir S. Mehta. | Rajkot.<br>Ahmedabad. | Rs. 12-8-0 each. |
| 10 | (1) Miss Kathlun Gomes L. M & S. ... ...<br>(2) Miss Shewantibai K, Dhurandhrar. ... | Bombay.<br>Hyderabad Deccan. | Rs. 10 each. |

From amongst the above prizewinners we especially congratulate Dr. Mahadev Prasad B, Kanthariakar. E. M. E., N. D., of Ahmedabad whose name must be familiar to our readers as we had the pleasure of occassionally publishing in our pages some articles from his facilepen. He has other claims to the notice of the public as the Proprietor & Manager of the 'Navjivanalaya' an institution for curing diseases without drugs & operations by the various natural methods of healing such as Electro-theraputics, Water-cure, Cromopathy, etc. etc. We are glad, we have been able to secure his masterly essay on the 'Advantages of Vegetarian Diet' which we hope to publish *in extenso* in our present and future issues.

બીજાઓ કરતા

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણું

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ - હજાર રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ મોતીલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સોનાવાળા માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઇના બીજા તીજોરી વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી વધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક કલાકમાં થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

**ગોદરેજ રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે.**

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહી, કારણ જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ કરનાર પાતળી પ્લેટ વાપરે. ત્રીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ કહી શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

## ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ સ્કુથી વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ડીસચીસથીજ તીજોરી ફોડી શકાય.

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો હતો જોકે અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ બળી જાય.

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોત પોતાની ચોપડીમાં લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાંનાં ખાંનાને લગાડવાની નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે લાયક નથી.

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓની તીજોરીઓને ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

**ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને દરેક વેળા પેહેલા ઇનામ મેળવયાં છે.**

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે મજબુત તેમજ બીજા ઓથી સસ્તી હોવાના સબબથી જયારે

**ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ જથુક કામ કરે છે.**

ત્યારે બીજા કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં નથી.

—કારખાનું—

ગેસ કંપની પરો, પરેલ મુંબઇ.

દુકાન— શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ બજારની સામે, મુંબઈ.

# "एक गुर्जर बालानुं वृतांत."

( લેખક, જાનિ. )

ઓખાહરણનો રાહ.

ત્યાં તો પડી છે રાત અંધારી,
ભમે સુંદરી એક બહુ ગોરી,
ચારે પાસ નિહાળે છે પ્રમદા,
પીયુ ન દેખી થાય નિરાશ.
હસ્ત જોડી જુએ ચંદ્ર સામું,
અને નભ મંડળ બહુ સારૂં;
ત્યાં તો ચળકે છે તારલા દીસા.
તમરી તણો રવ સંભળાય:
શાંત શાંત સૌ તીહાં લાગે.
તરૂ વન તણાં સુનાં ભાસે;
બાળા ઠેસું ખાવે ઘણી ઘણી,
પીયુને શોધે તે ફરી ફરી.
નથી દેખતી પીયુને ક્યાંઇ,
નયને અશ્રુ ધારા ચાલે ત્હાંઇ;
પગ સાથે અથડાય છે ત્યાં તો,
શબ સુંદર લાગે પતીનું.
નીહાળી જુએ નિચું બાળા,
દીઠી પતી તણી ત્યાં તો કાયા;
હાય, હાય, કરે છે તે બાળા,
ઢળી પડી ત્યાં પૃથ્વી તુર્ત.
મંદ મંદ પવન તીહાં વાઇ,
શાંત શાંત સૌ તીહાં લાગે;
થોડી વારે જાગી છે તે બાળા,
દેખી પતી તણી મૃત્યુ કાયા.
કાષ્ટ ભેગાં કીધાં વન માંહિ,
ચીતા ભડભડ બળે છે ત્હાંઇ;
સુવાડ્યું પતીનું તેમાં શરિર,
ઝંપલાવાને થાય તૈયાર.
કોઇ મુસાફર ત્યાંએ આવી,
ત્હેને જાણી છે પ્રીત બહુ આણી;
શું છે, શું છે, વદ્યા જોગીરાજ,
શાને કરે છે કૃત્યા ચિતારી.

બીજાઓ કરતા

# ગોદરેજની તીજોરીઓ

## સસ્તી હોવાનાં કારણ

થોડા વખત ઉપર મુંબાઈની મરચંટ બેંક માટે ગોદરેજે ત્રણ હજાર રૂપયાની બે તીજોરીઓ બનાવી હતી, સરદાર બહાદુર શીવલાલ મોતીલાલ માટે રૂ. ૨૧૦૦ ની એક બનાવી હતી; શેઠ ગોરધનદાસ ભગત સોનાવાળા માટે રૂ. ૨૦૦૦ ની એક બનાવી હતી. આ ત્રણે વખત મુંબઈના બીજા તીજોરી વાળાઓનો ભાવ કાઢવામાં આવ્યો હતો અને ગોદરેજથી અતી વધુ હતા.

તીજોરીની બનાવટ એવી હોય છે કે જે કામ સાંચાથી એક કલાકમાં થાય તે હાથે કરતાં બે દહાડે પણ થાય નહીં.

ગોદરેજ રૂ. ૮૦,૦૦૦ નાં સંપુરણ સાંચાકામની મદદથી તીજોરીઓ બનાવે છે.

વળી હાથે કામ કરનારની તીજોરી મજબુત પણ હોઇ શકે નહીં, કારણ જાડી પ્લેટ સાંચા વીના વાળી શકાય નહીં અને તેથી હાથે કામ કરનાર પાતળી પ્લેટ વાપરે. તીજોરી જોડાઇ રહ્યા પછી એક કારીગર પોતે પણ કહી શકે નહીં કે બનાવટ હલકી છે યા ઉંચી.

## ગોદરેજે તીજોરીઓ બનાવવા માંડી તે પહેલાં

ચાર ચાર પતરાંના ટુકડા જોડીને બનાવવામાં આવતી હતી અને પીઠ સ્ક્રુથી વળગાડવામાં આવતી હતી એટલે ફક્ત એક ડીસપીસથીજ તીજોરી ફોડી શકાય.

ફાયરપ્રુફ કરવા માટે તીજોરીઓમાં અબરક ભરવામાં આવતો હતો જોકે અબરકથી તીજોરીની અંદરની ચીજો અરધા કલાકની આગમાં પણ બળી જાય.

કળો ચબની વાપરવામાં આવતી હતી. જોકે ચબ પોત પોતાની ચોપડીમાં લખે છે કે અમે તીજોરીની કળ વેચતા નથી, પણ લાકડાંનાં ખાંનાને લગાડવાની નાની નાજુક કળો વેચીએ છીએ અને એ કળો તીજોરી માટે લાયક નથી.

ગોદરેજે કામ શરૂ કર્યું ત્યાર પછીનાં પ્રદરશનોમાં બીજાઓની તીજોરીઓને ઉતરતી લેખવામાં આવવાનું કારણ ઉપલું છે.

ગોદરેજે અગીઆર પ્રદરશનોમાં પોતાની તીજોરીઓ બતાવી છે અને દરેક વેળા પેહેલા ઇનામ મેળવ્યાં છે.

ગોદરેજની તીજોરીઓ સાંચાથી બને છે એટલે મજબુત તેમજ બીજાઓથી સસ્તી હોવાના સબબથી જયારે

**ગોદરેજને ત્યાં ૪૫૦ માણસ જથુક કામ કરે છે.**

ત્યારે બીજાં કારખાનાઓમાં ૬૦ થી વધુ હોતાં નથી.

—કારખાનું—

**ગેસ કંપની પસે, પરેલ મુંબઇ.**

દુકાન— શેખ મેમન સ્ટ્રીટ, મુળજી જેઠા કાપડ બજારની સામે, મુંબઈ.

# "एक गुर्जर बालानुं वृतांत."

( લેખક, જાનિ. )

ઓખાહરણનો રાહ.

ત્યાં તો પડી છે રાત અંધારી,
ભમે સુંદરી એક બહુ ગોરી,
ચારે પાસ નિહાળે છે પ્રમદા,
પીયુ ન દેખી થાય નિરાશ.
હસ્ત જોડી જુએ ચંદ્ર સામું,
અને નભ મંડળ બહુ સારૂં;
ત્યાં તો ચળકે છે તારલા દીસા.
તોરી તણો રવ સંભળાય;
શાંત શાંત સો તીહાં લાગે.
તરૂ વન તણાં સુતાં ભાસે;
બાળા ઠેસું ખાગે ઘણી ઘણી,
પીયુને શોધે તે ફરી ફરી.
નથી દેખતી પીયુને ક્યાંઇ,
નયને અશ્રુ ધારા ચાલે ત્હાંઇ;
પગ સાથે અથડાય છે ત્યાં તો,
શબ સુંદર લાગે પતીનું.
નીહાળી જુએ નિચું બાળા,
દીઠી પતી તણી ત્યાં તો કાયા;
હાય, હાય, કરે છે તે બાળા,
ઢળી પડી ત્યાં પૃથ્વી તુર્ત.
મંદ મંદ પવન તીહાં વાઇ,
શાંત શાંત સો તીહાં લાગે;
થોડી વારે જાગી છે તે બાળા,
દેખી પતી તણી મૃત્યુ કાયા.
કાષ્ટ ભેગાં કીધાં વન માંહિ,
ગીતા ભડભડ બળે છે ત્હાંઇ;
મુક્યું પતીનું તેમાં શરિર,
ઝંપલાવાને થાય તૈયાર.
કોઇ મુસાફર સાંભળે આવી,
તેહને જાણી છે પ્રીત બહુ આણી;
શું છે, શું છે, ભલા જોગીરાજ,
શાને કરે છે કૃત્ય વિચારી.

હાથ જોડી બોલી બાળા રોતી,
જોગીરાજ, સુણો મમ વિધી;
" ચંદ્રપુર છે ગામજ રૂડું,
" જહાં વસે પીતા મારા કહું,
" પીતાને તો હતી લક્ષ્મી વ્હાલી,
" પૈસા માટે વેચી પુત્રી પ્યારી;
" વૃદ્ધ અભણ ને અપંગ,
" વર્ણન કરૂં શું મુજ નાથ.
" શક્તિ હીન થયા જ્યારે તેઓ,
" છોડયાં ઘરબાર એણે હેતે;
" ઢુંઢી ઢુંઢી હું ત્હેને તો થાકી,
" અંતે મૃત શરિરજ પામી.
" હાય, દૈવ હવે શુંજ થાશે,
" મુજ જીંદગી વૃથા તે જાશે;
" જોગીરાજ, માગું હસ્ત જોડી;
" માગું મર્ણ પતીની હું સાથે.
એમ કહી રહી જ્યારે બાળા,
ધાઇ ચીતા તણી જ્યાં છે જ્વાલા;
જોગીરાજ પડયા બાળા પાયે,
" તું તો મારી આપે મુજ માતે.
" હું તો પીતા ત્હારો છું કસાઈ,
" લક્ષ્મી માટે વેંચી મ્હેં તો બ્હાલી;
" ધીક: ધીક: પડયો મુજ જન્મ,
" હવે માગું પ્રભુ, મુજ મર્ણ,
" પીતા જે વેચે પોતાની પુત્રી,
" લક્ષ્મી માટે કરે ત્હેને દુઃખી;
" ધીક: ધીક: પડયો ત્હેનો જન્મ,
" નર્ક ભોગવશે બહુ વર્ષ.
હાથ જોડી બોલી રોતી બાળા,
" પીતા, શાને ધર્યા વસ્ત્ર આવાં ?
" મમ વિધિમાં માંડયું છે દુઃખ,
" કહાંઈ દેખું નહિં અરે સુખ.
અશ્રુ ચાલે છે પીતાને નયને,
ડસ ડસ રૂવે કાંઈ કહીને;
" તુજ વિવાહ પછી મ્હેં તો કાંઈ,
" સુખ ભોગવ્યું નહિં અરે કહાંઈ;

" લક્ષ્મી વૈભવને સુખ ખોયું,
" પુત્ર પત્ની અને બધું ખોયું.
" લક્ષ્મી માટે મતી મુજ ફરી,
" પૈસા માટે વેચી પુત્રી પ્યારી;
" દુઃખ દેખી ત્હારૂં પુત્રી વ્હાલી,
" હૃદય મમ જાયે છે ચીરાઈ.
" સુણી પીતા તણું વૃતાંત,
" ભાગ્યા ધાઇ ચીતા ભણી તુર્ત;
" પ્રવેશ કીધો ચીતા ઉદર માંહી,
" નામ નિશાન નહિં ત્યાંતો કાંઇ.
" દેખી આતું બધું કામ ક્રૂર;
" પીતા ધાયા વનમાં બહુ દૂર;
" વનમાં સુતા પીતા વૃક્ષ નિચે,
" વ્યાઘ્રે આવી ગ્રસ્યા તુર્ત ત્હેને;
કન્યા વિક્રયનું પરિણામ,
તમે જુઓ પ્યારા બન્ધુ મમ.

( સંપુર્ણ )

---

# નોંધ અને ખબર.

## સંસાર સુધારો.

ફરી પ્રમાણે આ વર્ષે અમદાવાદમાં સંસારસુધારાની સભા મળી હતી. પ્રમુખ તરીકે મી. નરસીંહરાવ ભોળાનાથ દીવટીઆએ કામ કર્યું હતું. ફરી પ્રમાણે ભાષણો થયા હતા. ફરી પ્રમાણે ઠરાવો પણ પસાર થયા. સંસાર સુધારાનો પ્રવાહ આગળ નથી વધતો એમ કહેનાર કોઇ મુર્ખજ હોવો જોઇએ. સુધારાનો પ્રવાહ સ્થીર થઇ ગયો નથી એતો જેને પરમેશ્વરે આંખ આપી છે તે દરેક જોઇ શકે તેમ છે પણ સુધારાના પ્રવાહની મંદ ગતીજ સુધારકો માટે અસંતોષકારક છે.

વિદ્વાન પ્રમુખે સંસાર સુધારો આગળ ચાલે છે એવી ખાત્રી આપી તેની સાથે એ સુધારો જોઇએ તેટલી ઝડપથી આગળ કેમ નથી વધતો તેના કારણો શોધી વધારે સ્પષ્ટ રીતે દર્શાવવા પ્રયત્ન કર્યો હોત તો બીજા અનુભવી સુધારકોની અડચણો અને અસંતોષ ઓછા થાત અને સમાજને પણ લાભ થાત.

સુધારાની વાત કરવામાં એ લાભ છે, ખરૂં પણ એટલા માટે વાતમાં પણ કાંઇ વખત પ્રમાણે વધારો, ઘટાડો અને ફેરફાર થવો જોઇએ. એકની એક વાત વર્ષો થયાં આપ્યા કરીએ તેમાં લાભ થાય નહી.

" કાર્ય કરવામાં વ્યવસ્થાની પ્રથમ જરૂર પડે છે અને વ્યવસ્થાની બાબતમાં આમ જનતાના હિતાર્થ જાપાનીઓની કેટલીક વીચારવાળી અને પરીપક્વ થયેલી પદ્ધતી આપણે

ગ્રહણ કરવી જોઇએ તેઓ કોઈ દીવસ છુટું છવાયું કામ કરતા નથી. વ્યવસ્થા, આગ્રહ, અને જે વીચારો ફેલાવવા હોય તેનો અનેક રીતે પ્રચાર—આ સર્વમાં તેમને શ્રદ્ધા હોય છે..............પણ તેમ કરવામાં પણ સામન્ય પદ્ધતીનું માત્ર બાહ્યસ્વરૂપ લેવું નહી પણ તેમનું અંતરતત્વ ગ્રહણ કરવું જોઇએ."

"પ્રમુખના ભાષણના છેલ્લા વાક્યો દરેક સુધારકોએ ગોખી રાખવા જોઇએ." આપણા વીરોધીઓને જે કહેવું હોય તે ભલે કહે. મ્હારે તેમની સાથે લડવું નથી. તેમની દૃષ્ટી આપણા કરતાં જુદી છે. આ આપણા અમીત્રરૂપી મીત્રોને હું એટલુંજ કહીશ કે ત્હમારો વીરોધ હમને પ્રીય છે. ત્હમારા વીરોધથી હમે જબરા બનીએ છીએ. મુશ્કેલી દુર કરવાની હમને શકતી મળે છે અને કોઇ કોઇવાર. હમને હમારી ભુખ જણાય છે માટે ત્હમારો ખરા દીલથી હમે ઉપકાર માનીએ છીએ. આપણા કાર્યના સાથીઓને હું વીનવીશ કે ભાઇઓ આપણી ભાવનાઓને અને આપણા પંથને વળગી રહેજો. ડહાપણથી વિચાર કરજો અને વીરત્વથી કામ કરજો. નીચ અને નીરૂઉલ્લાસક કાર્યોને તીરસ્કારજો. મુશીબતો આવી ખડી થાય તો અધીર બનશો નહીં. સંસારસુધારાનો પ્રવાહ સ્થીર થઇ ગયો છે એમ માની નીરાશ થશો નહી, નમ્રત્વ અને વીરત્વ બંને એકઠાં ભેરવી ઇશ્વિરના સૈનીકો તરીકે બધા એક સાથમાં પ્રગતીને પંથે પળો અને નારાયણ કરશે તો આપણે વીજય કરીશું."

---

## विलायती मेजीस्ट्रेटनो जाणवा जेवो अभिप्राय:—

### મેજીસ્ટ્રેટના સખત ટીકા—એક કાળો ગ્રહસ્થ એક ગોરા રફીયન કરતાં હજાર દરજ્જે સારો છે.

વેસ્ટ લંડન પોલીસ કોરટમાં સટેમફરડ બરૂક ખાતેની એક પબલીક કંપનીના ડાયરેકટર સેમ્યુઅલ લ્યુકાસીને હેમર સમીથ ખાતે અપમાનભરી વરતણુંક ચલાવવા માટે ઉભો કરવામાં આવ્યો હતો. ડૉ. કલીડ લયુબસ સામે પણ એવોજ આરોપ મુકવામાં આવ્યો હતો પણ તે હાજર રહયો નહી.

પોલીસ કોનસ્ટેબલ ખુલે જણાવ્યું કે આરોપી અને ડૉ૦ લ્યુકાસ જેઓ પીધેલા હતા તેઓ રસ્તે આવતા બે હીંદીવાન ગ્રહસ્થો આગળ જઇને તેઓમાંના એકનો હાથ અને ગરદન પકડીને તેને આખા બોડવે રસતા ઉપર દોડાવ્યો હતો.

મેજીસ્ટ્રેટ મી૦ ફેરહેમે આરોપીને ૪૦ શીલીંગનો દંડ યા એક માસના સખત કેદખાનાની સજા કરતાં ટીકા કરયા હતા કે આ હીંદીવાન ગ્રહસ્થો આપણી માફક એકજ શેહેનશાહતના સભાસદો છે અને તેઓ આપણી તરફથી ઘણી સારી વરતણુંકનો દાવો કરી શકે છે. મારા અભીપ્રાય મુંજબ એક કાળો ગ્રહસ્થ એક ગોરા રફીયન કરતાં હજાર દરજ્જે પસંદ કરવા જોગ છે અને આરોપીએ ખચીત એક રફીયનના જેવી વરતણુંક ચલાવી છે.

હાજર નહી રહેલા આરોપી ડા૦ લ્યુકાસ સામે માજીસ્ટ્રેટે સમન્સ કહાડયો હતો.

**સાંજવર્તમાન.**



ધી ઓનરેબલ રા. બ. રમણભાઈ મહિપતરામ.

The Lakshmi Art Bombay



અ. સૌ. શ્રીમતિ વિદ્યાગવરી.

રા. બા. રમણભાઈ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ તા. ૧૩ મી માર્ચ ૧૮૬૮ ને રોજ થયો હતો. તેમનાં કુંટુંબી જનોમાં ઘણુંકરીને તેઓ સર્વથી ન્હાના છે. આશ્ચર્યની વાત છે કે રા. સા. મહીપતરામ જેવા કેળવણીના શિક્ષાગુરૂએ તેમની માનસિક તેમજ શારિરિક અપરિપક્વ દશાનો જરાયે વિચાર કર્યા વિના તેમને ચાર વર્ષની વયે વિદ્યાભ્યાસ કરવા ગુજરાતી નિશાળે મૂક્યા. આપણામાં કહેવત છે કે "પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" પરંતુ એવું કાંઈ રા. બા., રમણભાઈના સંબંધમાં બન્યું નહોતું. તેમની ઉત્તરાવસ્થાની યશસ્વી કારકીર્દિનું ભવિષ્ય સૂચન તેમના બાલ્ય કાળમાં જરાયે નજરે પડતું નહતું, ૧૮૮૩ માં તેઓ અમદાવાદના વિદ્યાર્થીઓમાં પ્રથમ પદે ઉત્તીર્ણ થયા. અને ગુજરાત કોલેજના તે વખતના પ્રો. કાથવટે અને સંસ્કૃતના ઉત્તમ શિક્ષણનો એમને હાઇસ્કુલમાંજ લાભ મળ્યો હતો. પ્રીવીયસની પરિક્ષા પ્રથમ નંબરે પાસ કરી અનેક વિદ્યાર્થી બેનનોને પડનાં મૂકી વિશેષ લાભાર્થે એલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયા. ગુજરાતથી એલ્ફીનસ્ટન કોલેજનું નામ વિસાર્યું વિસારાય તેમ નથી. કારણ કે ગુજરાતને વિદ્વાનો, સાક્ષરો, અને દેશસેવકોની સંખ્યા તે કોલેજે પૂરી પાડી છે આ વખતે એલ્ફીન્સ્ટન પાઠશાળાના સર્વોપરી શિક્ષાગુરૂ પ્રો. વર્ડઝવર્થ હતા. પ્રો. વર્ડઝવર્થ તે અંગ્રેજ કવિ વર્ડઝવર્થના પૌત્ર થતા. તેઓ અંગ્રેજી સાહિત્ય તેમાં રસ અને પ્રીતિ ઉત્પન્ન થાય તે રીતે શિખવતા. રા. બા. રમણભાઇ તેમના પ્રિય શિષ્ય થઇ પડ્યા હતા. અને તેમણે તેમને લીધે અંગ્રેજી સાહિત્યમાં ઘણો રસ લીધો અને શેક્સપીયરનાં નાટકો ઉપર વિધવિધ વિવેચનો વાંચ્યા ત્યારથીજ તેમની વિવેચક શક્તિનો પાયો નંખાયો. અને ૧૮૮૭ માં તેઓ બી. એ. ના વર્ગમાં "ઇતિહાસ અને અર્થશાસ્ત્ર" નો ઐચ્છિક વિષય લઇ ઉત્તીર્ણ થયા. આ સમયની ધન્ય પળે તેમણે "ગુજરાતી એલ્ફીન્સ્ટન સભા" સ્થાપવામાં અગ્રણીપદ લેઈ "કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ" એ લેખ વાંચી જાહેર લેખન વાંચનનો પ્રયાસ આરંભ્યો, અને તેજ સમયે તેઓ આપણા 'કાન્ત'ના સમાગમમાં આવ્યા ત્યાર પછી એલ. એલ. બી થયા પછી "ઇતિહાસ અને તત્વજ્ઞાન" લેઈ તેમનો એમ. એ માં બેસવાનો વિચાર હતો. પરંતુ અમદાવાદ ડીસ્ટ્રીક્ટ કોર્ટમાં હેડ ક્લાર્કની જગા મળવાથી તે વિચાર પડતો મૂક્યો: અને સાતેક વર્ષ સુધી હેડક્લાર્ક તેમજ સિરસ્તેદારની નોકરી કરી. સબજજની નોકરી મળવાનો સંપૂર્ણ સંભવ છતાંયે જેમ કોઈ કુંડામાં રોપેલા વિલાસી છોડને નિર્મર્યાદ ભૂમિમાં મહાલવાનું મન થાય તેમ સ્વતંત્રતાના અનુરાગી રા. બા. રમણભાઇએ નોકરીની પરતંત્રતામાં ન રહેતાં સ્વતંત્ર વકીલાત કરવાનુંજ પસંદ કર્યું. ત્યારથી અમદાવાદના ધારામંડલની પ્રતિષ્ઠા વધવા લાગી અને ગુજરાત-અમદાવાદને અને દેશીય શાસનના મંગલ પગરણ મંડાયાં.

રા. બા. રમણભાઈની જીવનપ્રવૃત્તિ ત્રણ મુખ્ય વિભાગમાં વહેંચાઈ જાય છે. તેઓ સંસારસુધારક, લોકસેવક અને સાહિત્યસેવક છે. બીજી રીતે બોલીયે અને લોકસેવાને તેના વિશાળ અર્થમાં લેઈએ તો એ ત્રણે વિભાગોનો લોકસેવામાંજ સમાવેશ થઈ જાય છે. પરંતુ આપણે તો તેમની ક્રમવાર ભિન્ન ભિન્ન પ્રવૃત્તિઓનું અવલોકન કરીશું.

રા. બા. રમણભાઈ એ સુધારકોના ધીર અગ્ર નેતા છે. કવિ નર્મદાશંકર, તુલજારામ મહેતાજી, અને વીર સુધારક કરસનદાસ મૂળજીના વખતમાં સુધારાનાં કાર્યક્ષેત્ર સુરત અને મુંબાઈ હતાં. કાલવિપર્યયને લીધે તે સ્થાન હાલ અમદાવાદે લીધું છે. સુધારક તરીકેનો ગુણ તેમને કોઠે ઉતર્યો છે. સુધારક માતા પિતાનું લોહી નસોમાં વહે અને તેમના અહોનિશ સંસર્ગમાં ઉછરે તેને એ ગુણ વારસામાં મળે તે સહજ છે. 'જ્ઞાનસુધા'ના વાચક ભાગ્યેજ અજાણ હશે કે જે કાલે 'જ્ઞાનસુધા'માં સુધારાના સિદ્ધાંતોનો વાવટો ફરફર ઉડાવવામાં આવતો તેજ કાલે સામેથી મણીલાલના 'સુદર્શન' થી વાવટાને નીચો નમાવવા વાતાં સનાતન પવનનાં લહેરીયાં, તેના જોરને તેમના રમણીય દૃઢ યુદ્ધથી ઘડીભર મુંઝવણમાં નાંખી દેતાં. સુધારા વિરુદ્ધના મણીલાલના દરેક લેખનો પ્રત્યુત્તર રા. બા. રમણભાઈએ આપ્યો છે. સુધારાના સમર્થનમાં તેમણે ઘણા લેખો લખ્યા છે અને ભાષણો આપ્યાં છે. 'સ્ત્રીબોધ'ના હીરક મહોત્સવ વખતનું એમનું "સંસારસુધારાની પદ્ધતિઓ" નું વ્યાખ્યાન તેમજ વર્ષ ઉપર સપ્ટેમ્બર માસમાં પૂર્ણ થયેલો 'પ્રો. મણીલાલનું સંસાર સુધારકોમાં સ્થાન" અને "સંસાર સુધારાનો પ્રકાર" એ વિષયો વાંચવા જેવા છે. પરંતુ કેટલાક લોકોનું એમ માનવું છે કે તેઓ શાસ્ત્રીય સુધારક નહિં પણ અતિ સુધારક ( Radical Resomer ) છે અને તેઓ ઉમેરે છે કે જ્યારે સુધારાના વિરોધીઓ તેમને પંદરમી સદી પ્રતિ પાછા ધસડી જવા ચાહે છે ત્યારે અતિ સુધારકો તેમને બાવીસમી સદીનાએ અંત સુધી ખેંચી જાય છે.

દયા અને જનહિત જેને હૈયે રમતાં એવા મહીપતરામના ગુણો પણ રા. બા. રમણભાઈને ઉતર્યા છે. તેઓ અનાથાશ્રમના વહિવટ ઉપર દેખરેખ રાખે છે. તેઓ ૧૮૯૮ની સાલથી અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં જનરલ બોર્ડના પ્રતિનિધિ તરીકે ચુંટાઈ જોડાયા છે. અને ૧૯૦૦ની સાલથી ઉપપ્રમુખ છે અને જ્યારથી મ્યુનીસીપાલેટી સસ્પેન્ડ થઈ ત્યારપછી પ્રજામતથી ચુંટાએલા પ્રતિનિધિઓમાંથી માત્ર રા. બા. રમણભાઈનેજ કાયમ રાખવામાં આવ્યા છે. મ્યુનીસીપાલીટીની કાર્યદક્ષતા અને ન્યાયદક્ષતા તેમનેજ આભારી છે. અને વળી બે વર્ષ પર વસ્તિપત્રકના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે વિશુદ્ધ અને સંગીન કામ કર્યું હતું. તેમના અમુલ્ય વખતનો ભોગ આપી આવું કામ લોકસેવાની હદે હોય ન હોય તો ભાગ્યેજ બને. તદુપરાંત આપણી રાષ્ટ્રિય પરિષદના વિનીત પક્ષના પ્રતિનિધિ તરીકે રા. બા. રમણભાઈ અમદાવાદથી ચુંટાઈ પ્રતિવર્ષ જાય છે. આ તેમની લોકસેવાની પ્રત્યક્ષ પ્રતીતિ છે.

જેમ મોરનાં ઈંડાં ચીતરવાં પડતાં નથી તેમ સુવાસિત મકરંદની પરિમલ કાંઈ છાની રહેતી નથી. તેમની સંસારસુધારણા અને લોકસેવાની સમાન કક્ષામાં ઉભી રહી શકે તેવી તેમની સાહિત્યસેવા છે. આ સાહિત્યસેવા તેઓ બે માર્ગે બજાવે છે. એક તો ગ્રંથના ભાષાન્તર અને અન્ય સ્વતંત્ર રીતે પ્રાચીન શાસ્ત્રના સિદ્ધાંતોના પ્રતિપાદન કરતા માસિક

" જ્ઞાન સુધા " ના તેઓ તંત્રી છે અને તેમાં તેઓ પોતાના લેખો છપાવે છે. તેમની સ્વતંત્ર સાહિત્ય પ્રવૃત્તિમાં જોઇયે તો 'કવિતા અને સાહિત્ય' નામનો કવિતાની ખુબીઓ દર્શાવતો અને કવિતા ઉપર શાસ્ત્રીય વિવેચન કરતો ગ્રંથ ગુજરાતી ભાષામાં તો અપૂર્વ છે. ગુજરાતમાં વિવેચકનું સ્થાન નવલરામ પછી અન્યથી અપ્રાપ્ય હતું. ગુણદોષનું યથાર્થ નિરૂપણ સર્વ દેશીય જ્ઞાન ભંડોળનો સંચય એ વીગેરે ગુણો દુષ્પ્રાપ્ય હોઈ વિવેચક સ્થાન દુર્લભ તો છે તેમ છતાં તે ખોટ રા. મકરંદે પુરી પાડી છે. વળી તેઓ કવિતાના પણ રસીયા છે. પ્રસંગોપાત્ત નવિન શૈલીની ધાર્મિક વિષયની કવિતા તેઓ કરે છે. પરંતુ આ દિશા તરફનું તેમનું વલણ કુદરતી નથી. તેમની નૈસર્ગિક શક્તિ તો હાસ્યરસ ઉપજાવવા પ્રતિ જણાય છે. એવો રસ ભરપૂર અદ્વિતીય ગ્રંથ " ભદ્રં ભદ્ર " છે. તે સિવાય " મહેતાજીઓનું માનપત્ર " " નવાબ અને દુભાષિયાનો સંવાદ " અને તેવા બીજા છુટા છવાયા લેખો છે. આવા ભિન્ન ભિન્ન લેખોનો સમુદાય જ્યારે ગ્રંથરૂપે બહાર પડશે ત્યારેજ તેમનું સામ્ય એડીસન, વોલ્ટેર કેસ્ટીલના હાસ્યરસ સાથે કરી શકાશે. આ ઉપરાંત તેઓ અમદાવાદ સાહિત્ય સભાના પ્રમુખ છે. અને પ્રથમ સાહિત્ય પરિષદની સ્વાગત મંડળીના પ્રમુખ નિમાયા હતા. અને પરિષદના તેઓ સ્થાયી મંત્રી છે. પ્રો. આણુંદશંકર જ્યારથી સરકારી નોકર તરીકે સ્વીકારાયા છે ત્યારથી " વસંત "નું તંત્રીપદ લેઇ તેઓએ બધું કૃત્ય બજાવ્યું છે. આ રીતે તેમની સાહિત્યસેવા પુરી થાય છે. આમ અનેક પ્રવૃત્તિઓમાં રોકેલું જીવન માત્ર સાહિત્યસેવાજ બજાવતું હોતતો આપણી ગુર્જરીગિરાના શા શા મનોરથ ન ફળ્યા હોત તે કળી શકાતું નથી. અને એટલું તો નિર્વિવાદ રીતે સિદ્ધજ છે કે ભવિષ્યમાં એ તેમની પચરંગી સેવાઓ કદાચ વિસારે પડે ન પડે પરંતું તેમની સાહિત્ય સેવાના કીર્તિસ્થંભના પાયા ઉંડા અને અડગજ દટાયલા સમજવા. એમની સેવાઓ આના કરતાં પણ વિશાળ અને ઉર્ધ્વગામી થાઓ એવી ઇચ્છા છે–હો કે પ્રભુ પાસે પ્રાર્થના છે.

આવી તેમને હૈડે વિલસતી લોકહિતપણાની કદર કરીને સરકારે તેમને થોડા સમય ઉપર રાવબહાદુરના ખિતાબથી સન્માન્યા છે અને ધારાસભામાં સહજે ન મળે એવું સ્થાન પ્રાપ્ત કર્યુ છે, તેમની વયની સાથે કીર્તિરેખા પણ ચંદ્રકલાની માફક ઉત્તરોત્તર વૃદ્ધિ પામો એજ શુભેચ્છા છે.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

## —કોકીલા—

ચોપાઈ— સંભળાવીને સૂર રસાળ,
ચોરે હૃદયું ઇશ્વરબાળ.
નાનેરૂં ને કાળું તંન,
( ૧ ) કરી ગુલમ્રદ રહેતું વંન.

ગાન અનેરૂં જે તું ગાય,
સાંભળવા નિત નિત મન થાય.
વ્હાલું વાતાં જો સાંભળું,
(૨) તોપણ ધીરજ જરી નવ ધરૂં

મધ્યાહ્નને જાવાનું મ્હને,
મન થાતું ત્હારા ઉપવને.
ત્યાં જો દર્શન તુજ નવ થાય,
(૩) મન મ્હારૂં ઝાઝું અમુઝાય.

ઉપવન આવી જો તું ગાય,
તો અંતર આનંદ લહાય.
ગાન ત્હારૂં સાંભળવા જરી,
(૪) મન જાતું દોડી ફરી ફરી.

આવી બેસું સંધ્યા સમે,
ઉપવનમાં જ્યાં રે'તાં તમે:
એક ફરીને આંબાડાળ,
(૫) ગીત છેડો છો તમો રસાળ.
એક સમે આવી હરસાલ,
વ્યતીત કરો છો ક્યાં તવ કાળ?
શું મળતી આંબામંજરી,
(૬) બીજી ૠતુમાં ક્યાંએ ફરી?

હું ધારૂં એની શોધમાં
ભમતાં આપીના દીન તમો.
તાપ પ્રચંડ મહીં ફરી ફરી
(૭) કાયા શું કાળુડી કરી?

વ્હાલાં તમો બહુ લાગતાં;
આવો તો આંબે લાવતાં,
ફળ મીઠાં ને રસનાં ભર્યાં
(૮) ને ગાતાં ગીતડાં મીઠડાં.

કુહુ કુહુ અમૃત હેલીથી,
કુહુ કુહુની રસ રેલથી,
સીંચી બીજલી વીકસાવતાં,
(૯) અંતરબાગે કુસુમો ઘનાં.

ઉમારેત્ર; તા, ૧૯-૪-૧૩		—કુન્દન—

# "श्री भक्त" ना अधिपतीने त्यां तेमनां पुत्रीनां लग्न प्रसंगे गावा रचाएलां गीत.

## ગીત. (૧)

આજે પ્રભુતામાં પગલાં અમો પાડીશું;
ડગલે પગલે કુમકુમ વેરાયરે પગલાં અમો પાડીશું—
આજે કરકરથી સંસાર અમો ઉજાળીશું;
ઉજાળી શણગારી ઘરબારરે સંસાર અમો ઉજાળીશું.—
આજે હઇડામાં પ્રેમરસ અમો પુરીશું;
રસ શુદ્ધ અમોલ રસાળરે, પ્રેમરસ અમો પુરીશું.—
આજે મુખડેથી અમીરસ અમો રેલીશું;
રેલી રેલાવશું ચોધારરે અમીરસ અમો રેલીશું.—
આજે નેનથી નેહ અમો નીગાળીશું,
નીગાળી પ્રસરાવી ચોગમરે, નેહ અમો નીગાળીશું.—

## ગીત. (૨).

આજે સ્નેહનાં સામ્રાજ્યરે,
સ્નેહે ધરીઆ તાજરે;
સ્નેહનાં ઓઢણુ ને સ્નેહનાં પહેરણુરિ લોલ.

સ્નેહની કરીએ વાતરે,
સ્નેહનો સૌ સંઘાતરે;
સ્નેહથી વિશ્વે ગ્રહ ઉપગ્રહનાં ફેરણુરિ લોલ.

સ્નેહનાં કંઈ ખેંચાણુરે,
સ્નેહની અજબ આણુરે,
સ્નેહે જન સઉ કાલાં ને ઘેલાં થતાંરિ લોલ.

સ્નેહ ઘરે ને બ્હારેરે,
સ્નેહ સકળ સંસારેરે;
સ્નેહથકી સંસારીડાં દેવો થતાંરિ લોલ.

રતલામ. તા, ૨૫. મે. ૧૩ } —કુન્દન—

# नूरजहान.

( નલિનકાન્ત નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. )

અતઃકથી ચાલુ.

## પ્રકરણ ૧૧ મું.

સલીમ મ્હોટા લશ્કરની સરદારી લઈને ઉદેપૂરના શૂરવીર રાણાને હરાવવાની ઇચ્છાથી રજપૂતાનાના રેતાળ મેદાનોમાં થઈને વાવાઝોડાની પેઠે ચાલ્યો ગયો. તે ઉદેપૂરનો રાણો બાપારાવળનો છોકરો કોઈને પણ નમે એ વિચારને જ ધિક્કારતો હતો. તે જે લોકોને પોતાના જ ગણતો હતો ત્હેના ઉપર વિદેશી રાજા રાજ્ય કરે એ ત્હેના દૃઢ સ્વતંત્રપણાને લીધે ત્હેને અસહ્ય હતું. ને તે રાજાના રાજ્યમાંથી મુક્ત કરવામાં અથવા તો પ્રયત્ન કરવામાં મરવાના ત્હેણે શોગન લીધા હતા. ત્હેની સ્હામેના લોકો બહુ હતા, તે જે લોકોને બચાવવાનું ધારતો હતો તે જ ત્હેની સ્હામે હતા. પોતાના દેશનાં હથિયારો તેની સ્હામે જ વાપરાવવાનાં હતાં, એટલું જ નહિં, પણ ત્હેનાં સગાં પણ ત્હેની વિરૂદ્ધ પક્ષમાં હતાં. ત્હેનો સગો ભાઈ જ દુશ્મનના લશ્કરમાં હતો. ને ત્હેના વંશનો રાજા માનસિંહ પ્રતાપના વ્હાલા ને શૂરવીર રજપૂતોને ત્હેની ( પ્રતાપની ) સ્હામે કરતો હતો, પણ જેમ જેમ ભય વધતો ગયો તેમ તેમ રાજવંશી પ્રતાપની હિમ્મત અને દૃઢતા વધતી ગઈ, ત્હેણે ભાટ ચારણોના કહેવા પ્રમાણે પોતાની માનું દુધ નિષ્કલંકિત રાખવાના સોગન લીધા હતા. ત્હેણે આરાવલિના ડુંગરોમાં સરસ રક્ષણવાળી જગ્યા શોધી રાખી હતી. તે જગ્યાની ચારે બાજુએ ડુંગરી પ્રદેશ આવ્યો હતો કુમળમેરથી રામનાથ ને મીરપૂરથી સીતોળા એમ થઈને હેંશી માઈલનો ઘેરાવો હતો. હલદીઘાટના ડુંગરો, જંગલ, ખીણો ને વ્હેળાઓથી બે ભાગ થતા હતા. તે સાંકડી ખીણો ને સીધી પર્વતની કરાડો અને કુદરતી કિલ્લાઓથી ત્હાં આવવાના રસ્તાઓ રક્ષિત હતા ને હલદીઘાટની ખીણ બે ઊંચા પર્વતની વચ્ચે હતી ત્હેને લીધે ત્હાં કોઈથી આવી સકાય હેવું ન્હોતું. આવી જગ્યાએ ઉદેપૂરનો રાણો સંતાયો હતો.

આ જગ્યાએ મોગલાઈ લશ્કર સાથે પોતાના ૨૫૦૦૦ રજપૂતો અને તે ઉપરાંત થોડા જંગલી ભીલોથી લડવાનો રાણાનો વિચાર હતો. તે જે જગ્યાએ હતો તે જગ્યાએ સૂર્યનાં કિરણોની પેઠે ચારે તરફ હથિયારબંધ માણસો ત્હેનું રક્ષણ કરવાને તૈયાર હતા. નિમકહલાલ ભીલો પર્વતની દરેક ટોચ ઉપર ત્હેમનાં તીર ને કામઠાં લઈને તૈયાર હતા. ને દુશ્મનના લશ્કર ઉપર ગબડાવવાને મ્હોટા પથરા પણ તૈયાર રાખ્યા હતા.

પોતાની પ્રિયા મિહાર-ઉન-નિસાને જલદી પાછો મળવાને તત્પર થયેલો સલીમ બહાદુરીથી તે ખીણમાં ધસ્યો. ભીલોએ વરસાદની પેઠે દુશ્મનના આગળ વધતા લશ્કર ઉપર તીરનો મારો ચલાવ્યો ને ત્હેમના કેળવાયલા હાથમાંથી ગયેલું દરેક તીર એક જણને મારી નાંખતું જ, પણ શાહેનશાહના તોપખાના સ્હામે તે લોકોનું બધું વ્યર્થ હતું. કારણ તે ચારે બાજુ અગ્નિ વરસાવતું હતું. ભીલ લોકો નિમકહલાલીથી ઝનુની બનીને લશ્કર સ્હામે ધસ્યા પણ તોપોથી તે લોકોની હિમ્મત હારી ગઈ અને ત્હેમણે સ્વતંત્રતા ને કિર્તિની દેવી આગળ પોતાના જીવનનું બલિદાન આપ્યું.

રાણાએ સંધ્યાપૂજન પૂરાં કર્યાં ને પોતાના લશ્કરના કુલ વીસ હજાર રજપૂતો જોડે રહવારના અગિયાર વાગે જમવા બેઠા. રાણાએ ચીતોડની ખુવારી પછી સોનાની થાળીમાં ન જમવાને અને પથારી ઉપર ન સુવાના સોગન લીધા હતા. અને ત્હેમની ભાગ્યહીનતા દર્શાવવાને ઢોલ વગાડનારાઓ રજપૂતો હયદળની આગળ ન ચાલતાં પાછળ ચાલતા હતા. રાણા અને ત્હેના સાથીઓ સ્હામે 'હોજાં કેળનાં પાંદડાંમાં ખાવાનું પીરસાયું. રાણાએ પોતાનું પીરસેલું પાંડડું ઝાલાના મુખ્ય અધિકારીને માનની નિશાની તરીકે મોકલ્યું તે ત્હેણે ઘણા માનથી સ્વીકાર્યું. તે જ ક્ષણે એક તોપનો ગોળો રાણાની સ્હામે આવીને પડ્યો. પણ રાણો ગભરાયો નહિં ને ખાવાનું ચાલુ કર્યું, પણ તરત જ ત્હેની પાસે થઇને સુસવાટો કરીને એક બીજો ગોળો ગયો હજી પણ ત્હેને ઉઠવાનો વિચાર ન થયો ને ધાર્યું કે "જમીને ઉઠીશ." પણ હવે તો ત્હેના પતરાળામાં જ એક આવીને પડ્યો.

હવે તે શૂરો રાણો સાંખી ન સક્યો. દુશ્મન સાથે લડ્યા વગર આ દુનિયા તજી દેવાનો વિચાર ત્હેના હિમ્મતવાન આત્માને ગમ્યો નહિં તે ઉઠ્યો, ને હાથ ધોયા ત્હેના નિમકહલાલ વીસ હજાર રજપૂતોએ પણ તેમ કર્યું ને બધું પૂરૂં થયા પછી શંખો વાગવા માંડ્યા અને પડઘમોના અવાજો થઇ રહ્યા. રાણાએ પોતાના રજપૂતો સ્હામે જોઇ ને કહ્યું:—

" મ્હારા મિત્રો, સાથીઓ અને છોકરાં ! આજે આપણે જે રણક્ષેત્રમાં જઇએ છીએ ત્હાંથીપાછા હઠવાનું નથી વિદેશી રાજાના હાથમાંથી આપણા પ્રાચિન દેશને જીતી લેવાનોછે, નહિં તો મરવાનુંછે. આપણા કાયદાઓ ખંડિત થયાછે, આપણા ઘર ઉપર હુમલા થયાછે, આપણા દેવાલયો ભ્રષ્ટ થયાછે, આપણા મ્હોંમાંનો કોળીયો લઇ લેવાયોછે, આપણા અધિકારીઓએ પોતાનાં માન અને આબરૂ આપણા કુળના બજારના દલાલને વેચ્યાંછે તેઓ દેશનો અને ધર્મનો ભોગ આપી નામોશી ભરેલી રીત્યે વિશ્રામ લેછે. હિંદ પોતાના બચાવને માટે ત્હમારી તરફ નજર નાંખેછે ને ઇશ્વિર ત્હમને ત્હેને બચાવવાને જીવતા રાખો ! આપણા ચુલાઓને અપવિત્ર કર્યાછે, આપણું રાજ્ય ખેદાન મેદાન કર્યુંછે ને આપણા ઘર તાર્તર લોકોના જમવાના ખંડને ઠેકાણે વપરાયાછે. હાવું બધું જોવાં કરતાં મરવું વધારે સારૂંછે. હમ્મેશાં હું જે લડાઇમાં હુકમો આપુંછું તે જ હુકમો આજે પણ આપુંછું. ત્હમારી માતૃભૂમિના છુટકારા માટે, ત્હમારી સ્ત્રીયોની આબરૂ માટે, ત્હમારા દેશના ધર્મ અને કાયદાઓ માટે લડો, ક્ષત્રીને ધર્મ સંબંધી લડાઇ કરવી ત્હેના કરતાં બીજું શું વધારે વહાલું હોય ! તે લડાઇ તો ત્હેને માટે સ્વર્ગદ્વાર ઉઘાડેછે. ધન્ય ભાગ્ય એ ક્ષત્રીનાં જે ત્હેનું હાવું નસીબ હોય. જો ત્હમે જીતશો તો પૃથ્વિ ઉપર રાજ્ય કરશો ને જો મરી જશો તો સ્વર્ગમાં ત્હમને આવકાર દેવાને અપ્સરાઓ તૈયાર ઉભી જ હશે. હવે એકદમ ધસારો કરો અને દરેક કલગીવાળાં માથાં કાપી નાંખો; પણ જે ત્હમારે શરણ થાય ત્હેને જીવતા રાખજો. જુવો સાંભળો ! દુશ્મનોની તોપોના અવાજ આવવા માંડ્યા. વાવટા ઉડાવો ! પડઘમ વગાડો ! સ્વાર થઇ જાઓ ! પરમેશ્વર આપણને કિર્તિવંત જય અથવા તો કિર્તિવંત મોત આપો. ચાલો મ્હારા શૂરવીર મિત્રો !"

એમ કહી તે પોતાના ઉત્તમ ઘોડા ઉપર કુદીને ચ્હડી બેઠો. ને પોતાની ઘણી વખત ઘાસની પેઠે માથાં કાપતી તલવાર ફેરવવા મંડ્યો, કેશરભીનો વાવટો હવામાં ઉડવા લાગ્યો. ત્હેના મ્હોં ઉપર સુનેરી છત્ર છાંયડો કરતું હતું ને શંખના પડઘાના છેલ્લા સંસ્કાર પૂરા થતા પ્હેલાં તો સૂર્યવંશી રજપૂતો સુકા જંગલમાં બળતા અગ્નિની પેઠે દુશ્મનોના લશ્કરમાં થઇ ને ધસ્યા. ત્હેમની ચળકતી તલવારો વધારે પ્રકાશિત જણાતી હતી, ને માણેકની પેઠે તે તલવારો

ઉપરથી રાતા રંગનાં ટપકાં પડવા લાગ્યાં. મોગલ લશ્કર ગભરાટમાં પડ્યું ને ન્હાશ ભાગ કરવા માંડ્યું. કેટલાક તો હથિયારો નાખી દઇ ને જ ન્હાસવા માંડ્યું અભિમાની ને રાજ્ય લક્ત મુલ્લાં બહુનિ જે શાહેનશાહના લશ્કર સાથે આવ્યો હતો અને રજપૂતોને મારીને માન મેળવવાને બહુ આતુર હતો તે પણ ન્હાસવા મંડયો ને રજપૂતો અને પોતાની વચ્ચે ત્રણ માઇલનું છેટું રહ્યું ત્યારે જ થોભ્યો. ઝાડીવગરનાને પહોળા રસ્તા ઉપર લોહીના ખ્હેળાઓમાં થઇ ને અને માથા વગરના ને અંગરહિત શરીરો ઉપર થઇ ને શૂરવીર રાણો અને ત્હેના શૂરવીર રજપૂતો કતલ કરતા ગયા. બધા કરતાં રાણો બહુ વિકરાળ જણાતો હતો. ત્હેનો ભાલો હાલતો કે તલવાર ફરતી કે જીન ઉપરથી ગદા ઊંચકાતી ત્હારે રસ્તામાં જે કોઇ આવતું ત્હેના ભોગ મળતા. મુસલમાનો રાણા સ્હામે મરવા પણ ત્હેની પથ્થર જેવી દૃઢતા આગળ બધું નકામું હતું, ને તેથી બમણા જોરથી પોતાના લોકોને જ મારતા તેઓ પાછા હઠયા. રાણો ધીરે ધીરે આગળ વધ્યો ને સલીમ જે હાથી ઉપર બેઠો હતો ત્હેની સ્હામે આવી પહોંચ્યો, શાહજાદાના અંગરક્ષક સિપાઇઓ પ્રતાપના આવવાથી ન્હાસવા મંડ્યા ત્હેના બ્હાદુર ઘોડા ચેતકે હાથીના માથા ઉપર પગ મુક્યો કે તરત જ પ્રતાપે મ્હાવતને ભાલાવડે મારી નાંખ્યો. ને અંબાડીને અથડાઇને પ્રતાપનો ભાલો ભાગી ગયો. ને હાથી મસ્તીએ ચઢયો અને સલીમને લઇને નાઠો, આમ જો ન થયું હોત તો શુરવીર રાણા પ્રતાપના ભાલાથી અકબરનો ગાદી વારસ મરણ પામત. હવે બહુ કતલ ચાલવા મંડી શાહજાદાની હાથી રિયતિને લીધે શાહજાદાના અંગરક્ષક સિપાઇઓએ પ્રતાપને ઘેરી લીધો, પણ તે વીજળીના પેઠે તેમાંથી છટકી ગયો ને જ્યાં જતો ત્યાં સાફ કરતો જતો હતો. જ્યારે માનસિંહ ત્હેના "રજપૂત" ઘોડા ઉપર આવ્યો ત્હારે મોગલ લશ્કર ન્હાસ ભાગ કરતું હતું.

હજી પણ રાણાનું જોર ઘટ્યું ન્હોતું. ત્હેની આસપાસ આવી ગયેલા લોકોની સંખ્યા મ્હોટી હોવા છતાં ત્હેના હાથમાં હજી સ્પરમણી વારરો ઉડતો હતો ને ત્હેની તલવાર કાળા વાદળાંમાંની વીજળીની પેઠે ચમકતી હતી. હજી પણ ત્હેનો ઘોડો જેવો ને તેવો અલમસ્ત હતો. ને શરતના ઘોડા જેમ દોડે તેમ દોડતો હતો. જેવું રાણાની તલવાર અને ગદાની સ્હામે થવાનું અશક્ય હતું ત્હેવું જ આ ઘોડાની સ્હામે થવું પણ અશક્ય હતું. રાણા પ્રતાપની ગદા, જેમ પથરો માટીનું વાસણ ભાગે છે તેમ માણસોનાં માથાં ભાગતી હતી, રાણા પ્રતાપે પાછો પાડી ને કહ્યું "માનસિંહ ક્યાંછે ! પેલો રાજ્યદ્રોહી ક્યાંછે ! મ્હારી સ્હામે કેમ નથી આવતો કે હું ત્હેનું રાજ્યદ્રોહીનું માથું ઉડાવી નાંખું ? "

પાછળથી કોઇએ કહ્યું. "હું અહિંયું. રાજા માનસિંહને સોંપી તે પ્હેલાં મ્હારીસાથે લડો."

રાણો—જતો રહે, જતો રહે ! હું મ્હારા ભાઇ ને મારવાને ઇચ્છતો નથી.

શુક્તે ધીમે રહીને કહ્યું, "ના, તેમ નથી, મ્હારા સાહેબ. ત્હમે મ્હારૂં અપમાન કર્યું હતું ત્હેને બદલો વાળવા હું ત્હમારો આશરો છોડી ગયો ને "મોગલ લશ્કરમાં ભળી ગયો હતો." હવે બધા વિચારો છોડી દે. મ્હારૂં મન ત્હારે માટે દુઃખાયછે પણ પ્રેમ કરતાં માન મ્હોટી ચીજછે. માટે તૈયાર થા !"

રાણા પ્રતાપે પોતાની તલવાર મ્યાનમાં મુકી દઇને કહ્યું, " માર્ગ ! ત્હારી મરજી હોય તો માર્ગ ! હું મ્હારા બન્ધુના લોહીથી મ્હારા હાથને કલંકિત કરીશ નહિં."

શુક્ત ને આથી બહુ લાગ્યું. ને તે નમ્ર થઇ ગયો ને ગાળ માનસિંહ હાથી ઉપર ફેરીને આવ્યો હતો ત્હેના ઉપર ધસવાને રાણાને માર્ગ આપ્યો. રાજા માનનો હાથી ત્હેના

હુમલો કરનાર ઉપર ધસ્યો, પણ ચેતક અચળ રહ્યો. ને હેના સ્વારના એક ઝટકાથી હાથીનો માવત પડી ગયો. હાથી પાછો ફરવાની તૈયારીમાં હતો એટલામાં માનસિંહ પોતે માવતની જગ્યાએ જઈને બેઠો ને તેને આગળ ચલાવવાનો પ્રયત્ન કર્યો. જયને માટે આતુરતાવાળા રજપૂતો આવી પ્હોચ્યા. ઘોડાના પગનો અવાજ, તલવારોનો ખણખણાટ ને તીરોના સુસવાટા ઉપરથી જણાતું કે રાણો હજી લોહી લોહાણ રસ્તો કાપતો હતો. ગીધની પેઠે મુસલમાન લોકોનું લશ્કર આવતું હતું. હવે લડાઈ કહેવાય એવું રહ્યું નહિં. રાણો અસંખ્ય માણસના લશ્કરને પાછું હઠાવી શક્યો હોત તો દરિયાને પણ હઠાવી શક્યો હોત. હેના રજપૂતો પોતાના અધિકારીને બચાવવાને એક પછી એક રાણાની બ્હાદુરીની બરોબરી કરતા મરણ પામ્યા. રાણાનાં કેસરી લુગડાંનાં ચીથરાં થઈ ગયાં હતાં ને હેને થયેલા સાત ઘામાંથી લોહી વહેવા લાગ્યું; તોપણ હજી રાણાનું શર જેવું ને હેવું જ હતું ને હેનું મન હજી બીજાં કિર્તિવંત કામો કરવાને આતુર હતું. હજી હેણે મજબુત રીત્યે મ્યરમજી વાવટો ઝાલી રાખ્યા હતો ને હેનાથી મોગલ લશ્કરને હેની સ્હામે થવાનું શર વધતું હતું. હજી રાણો તે લશ્કરમાં ધસારા કરતો ને દરેક ધસારે હેમને પાછા હઠાવતો પણ પાછા હેની આસપાસ તે લોકો આવી જતા. બ્હાદુર રજપૂતો ને નિમકહલાલ અધિકારીઓ જો કે સંખ્યામાં ઓછા થઈ ગયા હતા, પણ લડતા ગયા ને ત્રણવાર દુશ્મનોના હાથમાં જતાં રાણા પ્રતાપને બચાવ્યો. પણ હવે તે લોકોની બમણી સંખ્યા આવવાથી તેઓ નાઈલાજ હતા. અને આ વખતે જો ઝાલાના અધિપતિએ પોતાના જીવનો ભોગ આપીને રાણાને બચાવ્યો ન હોત તો હેની જીંદગીનો પણ અંત આવત.

રાણા પ્રતાપની કને આવીને ઘણા માનથી ઝાલાના અધિપતિએ કહ્યું, "હવે બધું ગયુંછે."

રાણા પ્રતાપ—" ના. જ્હાં સુધી આપણે જીવીએ છીએ ત્હાં સુધી નહિ. જ્હાં સુધી મ્હારી નસોમાં લોહી વહેછે ને મ્હારાં ફેફસાંમાં શ્વાસ છે ત્હાં સુધી નહિં."

ઝાલાધિપતિ—ખરી વાત છે. આપના ઉપર દેશનો આધારછે. આપ પોતાને બચાવો કારણ હજી પણ રાજસ્થાનની કિર્તી પાછી મેળવી શકશો. હજી ન્હાસવાનો વખત છે."

રાણો—" પ્રતાપ તેની સામે એક પણ દુશ્મન હશે ત્હાં સુધી રણક્ષેત્રમાંથી જીવતો નહિં ન્હાસે. મ્હારી કિર્તીને કલંકિત કરવાનું મ્હને કહીશ નહિં."

ઝાલાધિપતિ—" હું આપને, આપના ઉપર દેશનો આધાર છે તે માટે ન્હાસવાનું કહુંછું. આપના દેશના કલ્યાણાર્થે, આપણી સ્ત્રીયોની આબરૂના રક્ષણાર્થે હું આપને આ રસ્તો બતાવુંછું. આતો ફક્ત એક જ લડાઈ હાર્યા છીએ ને જો આપ જીવતા રહેશો તો આ મુસલમાનોને હરાવીને બદલો વાળી શકશો. હમે તહમારૂં ન્હાસવાનું જણાવવા નહિં દઈયે."

રાણા—" હિમ્મત રાખ્ય. હજી પણ આપણે હેમને હરાવી શકીશું. તહમારા શિવાય બીજા કોઈએ મ્હને આવી સલાહ આપી હોત તો હેને હું ત્હાંનો ત્હાં ઠાર કરત."

ઝાલાધિપતિ—" મ્હારા રાણા, મ્હારા મુરબ્બી આપની સાથે આજ સ્હવારે કેટલા રજપૂતો આવ્યા હતા ને અત્યારે બાકી કેટલા રહ્યાછે તે જરા જુઓ, ને દુશ્મનનું લશ્કર જુઓ. આપણે શું સલીમને પાછો નથી હઠાવ્યો ? શું પાંડવો રણક્ષેત્રમાંથી ન્હાઠા ન્હોતા ને પાછા ન્હોતા આવ્યા ! આપના દેશ ઉપર દયા આણો. ને આપની પ્રજા, ને સ્ત્રીયોની આબરૂ અને શૂરવીર પ્રજાની જીંદગી બચાવવા માટે આપની જીંદગી બચાવો, ન્હાસવું હેમાં શું છે ? શું શ્રીકૃષ્ણ પણ ન્હાસી ન્હોતા ગયા ?"

પ્રતાપ—" ખરી વાત મ્હારે જીવવું જોઈએ ને આ જંગલી તાર્તરોને રીત્યબોત્ય

જેરો શીખવવી જોઈએ, ને હું જ્યહારે ફરીથી આવીશ ત્યહારે એ લોકોને ધૂળવંતી પેઠે ઝાટકી કહાડીશ. હવે છેલ્લી સલામ."

ઝાલાધિપતિએ કરમકઠ વાવટો પોતાના હાથમાં લઈને બાદશાહી છત્રી પોતાના માથા ઉપર ઊંચકીને કહ્યું. "છેલ્લી સલામ આપણે સ્વર્ગમાં મળીશું."

"સ્વર્ગમાં" એમ કહી જોત જોતામાં રાણો દુશ્મનોના લશ્કરમાં થઈને ઝપાટાબંધે પોતાના ડુંગરી પ્રદેશ તરફ ચાલ્યો ગયો ને ઝાલાધિપતિએ પોતાની ઉપર રાજ્ય ચિન્હો ધરાવીને લડાઈનો સખત ભાગ ખમ્યો ને પ્રતાપ ન્હાશી ગયો તે કોઈને ખબર પડવા દીધી નહિં. ત્હેની તલવારથી તોફાનથી જેમ ફુલો ખરી જાયછે તેમ માથાં ખરવા મંડયાં પણ દુશ્મનોની સંખ્યા વધારે હોવાથી ત્હેનું કાંઈ-ચાલ્યું નહિં અને આખરે તે અને ત્હેના નિમકહલાલ નોકરો, આ ફાનિ દુનિયાનો ત્યાગ કરી સુન્દર સ્વર્ગમાં લઇ જવાને વાટ જોતી અપ્સરાઓના રથમાં બેશીને ચાલ્યા ગયા. આ કૃત્યની યાદગિરી તરીકે હજી પણ ઝાલાધિપતિઓ મેવાડના રાજાઓનાં રાજ્ય ચિન્હો રાખેછે ને મેવાડના રાણાઓની જમણી બાજુએ બેસેછે.

કેટલાક મોગલોએ રાણાને તીરની પડે ન્હાસતો દીઠો હતો ને ત્હેની પુઠ લેવાનો નિશ્ચય કર્યો પણ ઉમદા ચાતક જમીનને બહુ ધિક્કારતો હતો ને પવનને વેગે જતો હતો.

શુક્તનું મન ત્હેના ભાઈના ઉમદાપણાથી બદલાઈ ગયું હતું. તેથી ત્હેના મનમાંથી વેરભાવ જતો રહ્યો ને ત્હેના બન્ધુના ઘોડાને એકલો ન્હાસતો જોયો ત્યહારે પ્રિતીભાવ ઉત્પન્ન થયો ને તે ઘોડાની પુઠ પકડી પણ પોતાના બન્ધુને મારવાને નહિં પણ ત્હેની પાછળ પડેલા મોગલોને મારવાને તે દોડયો ને ભાલાવડે ત્હેમને માર્યા ને પેહેલીજ્વાર બે બન્ધુઓ અરસપરસ પ્રેમભાવથી મેળ્યા. આ વખતે ચાતક (ઘોડાનું નામ) જમીન ઉપર પડયો ને જ્હેવો રાણાએ ત્હેના ઉપરથી અંકરાવ (ઘોડાનું નામ) ઉપર માંડવાને સામાન ઊતાર્યો કે તરત ઉમદા પ્રાણીએ પ્રાણ છોડયો.

બે ભાઈઓનો મેળાપ દિલ પીગળાવે હેવો હતો પણ ટુંકી મુદ્દત માટેજ હતો કારણ રાણાએ ઘોડા ઉપર બેશીને ન્હાસવું જ જોઈએ તેવું હતું.

શુક્ત—"મ્હને ક્ષમા કરો. હું ત્હને વિનંતી કરૂંછું. જો હું મોગલ લોકો ભેગો ભળી ન ગયો હોત ને અહિં ન આવ્યા હત તો ઉદેપુરના રાણાને આમ એકલા ન્હાસવાની ફરજ પડત જ નહિં."

પ્રતાપ—"ત્હારો વાંક ન કહાડ. આપણે તો ફક્ત કોઈક આશાથી રોકાઈએ છીએ મ્હારા કર્મે (નસીબે) મ્હને બચાવ્યોછે ને તે કાંઈ મ્હોટા કામ માટે જ હશે."

શુક્ત મશ્કરીમાં—"માણસ પોતાની જીંદગી બચાવવાને ન્હાસે ત્યહારે ત્હેને એવું લાગતું હશે."

પ્રતાપ—"શરીર લડવા પાછા ફરવાને માટે જ ન્હાસેછે, ને ટટળાવનારા ભવિષ્ય ઉપર આશા રાખેછે."

શુક્ત—"ઈશ્વર ત્હને સલામત રાખો ને પાછો આવીશ ત્યહારે આ દુશ્મનને ત્હારી તરાપી જ લડતો જોઈશ."

પ્રતાપે કહ્યું—"હવે છેલ્લી સલામ લે મ્હને આશા આવેછે ને ત્હેને માટે પરમેશ્વર ત્હને ત્હેનો બદલો આપજો." એમ કહીને ફર્યા ને એક પગમાં રેહને ઘોડે આવી ગયો.

રાણો પ્રતાપ બહુ દુર નહિં ગયો હોય એટલામાં સલીમ માનસિંહ જોડે ત્યાં આવ્યો. સલીમે પુછયું.—"પ્રતાપ ક્યાં છે? કેટલે દુર ગયો હશે?"

**શુક્તે** ગંભીરતાથી કહ્યું—" ત્હમારી પ્હોંચની બ્હાર. હવે ત્હેને નહિં પકડી પાડી શકો એક કલાક પ્હેલાં તે મ્હારી ઉપર ને ત્હેની પાછળ પડેલા મોગલો ઉપર ધસ્યો આવ્યો હતો. જુઓ, એ રહ્યાં ત્હેમનાં માથાં વગરનાં શરીર."

**સલીમ**—" શુક્ત તું જુઠું બોલેછે. એનો ઘોડો તો અહિં મરેલો પડ્યોછે. તે બહુ દૂર નહિં ગયો હોય સાચે સાચું કહે ને હું ત્હને માફી આપવાનું મ્હારા માનની ખાતર વચન આપુંછું."

**શુક્તે** હિમ્મતથી કહ્યું. " ત્ય્હારે શાહજાદા સત્યવાત જાણો. તે એ છે કે મ્હેં મ્હારો ઘોડો ત્હેને આપ્યોછે. આખા રાજ્યનો આધાર મ્હારા ભાઈ ઉપર છે ને ત્હેને ભયમાં જોઈને મ્હને સારૂં લાગ્યું નહિ. મ્હેં ત્હેની પાછળ પડેલા મોગલોને મારી નાંખ્યા ને મ્હારો ઘોડો ન્હાસવાને ત્હેને આપ્યો."

**સલીમ**—" ત્ય્હારે ત્હેં વિશ્વાસઘાત કર્યો એમ ? પોતાના ભાઈને વિશ્વાસઘાત કરી છેતર્યો હતો હેવા માણસ કનેથી શેની આશા રખાય ? અરે. મ્હેં ત્હને માફી આપવાનું વચન આપ્યુંછે, તેથી જવા દઉંછું. જા, ત્હારા ભાઈ સાથે. મ્હારી છાવણીમાં હવે ત્હને નહિં રાખું."

**શુક્ત**—" માયાળુ શાહજાદા મ્હારે એ સિવાય બીજા કશાની આશા ન્હોતી, મ્હારે એટલુંજ જોઈતું હતું." એમ કહી ઘોડાને એડી મારી ડુંગરો તરફ દોડાવી મૂક્યો.

સલીમ—" રાજા **માનસિંહ** આપણે આગળ જઈશું ? હજી પણ આપણે તે અગ્નિ સળગાવનારને પકડી મારી શકીયે તો સારૂં નહિં તો મ્હોટો ભભુકો થશે."

રાજા **માનસિંહ**—" હું આપ **શાહજાદાના** અભિપ્રાયને તદ્દન મળતો જ છું" પણ ત્હેના મનમાં **રાણાની** ભયભરેલી સ્થિતિ જોઈને દયા આવીને ત્હેનું કરેલું અપમાન ભૂલી ગયો. ત્હેણે ફરીથી કહ્યું. " બરોબર છે. પણ ત્હેની પુઠ પકડવી બહુ કઠણ છે. રસ્તા ગુંચવાયલા ને અજાણ્યા છે તેથી જરા ભય છે. **રાણો** ત્હેની સંતાવાની જગ્યામાંથી એકાએક નીકળી જીતની હાર્ય કરી દે. માટે જો કાલ્ય ત્હેની પાછળ જઈએ તો સારૂં."

**સલીમ**, રાણો **પ્રતાપ** એકદમ ધસી આવે એ વિચારથી જરા ગભરાયો ને વળી ત્હેને લડાઈની અડચણો કરતાં ગોજરીઁક વધારે ગમતાં હતાં તેથી ત્હેણે કહ્યું. " ત્હમે કહો છો તે બરોબર છે. ચાલો આપણે પાછા જઈને આપણને મળેલી કિર્તીને માટે પરમેશ્વરનો ઉપકાર માનીયે." એમ કહી **શાહજાદો** ત્હેની કતલના પરિણામથી ભરપૂર, મેદાનમાંથી પોતાની છાવણીમાં ગયો ને પરમેશ્વરનો ઉપકાર માન્યો.

---

# त्याग.

જાશું હાવાં, શરીર કદિ આ કોઇ સંભારશો ના,
જાશું હાવાં નયન મહિંથી પાડશો અશ્રુ કોના;
તુટયો લાગ્યો જગત્ પરનો સર્વ સંબંધ બાપુ !
રહેવું શાને, તહિં વણગમે, દુઃખી દિસે થઇને.
ચાહ્યું જો એ પદ ઘણું ઘણું મોક્ષનું સ્નેહ ચોટયો,
ચાહ્યું જો એ જગ ખટપટે મુક્ત એ સ્થાન, બાપુ !
શીના જાવું ગિરિ મહીંની કો શાંતિદા કુહરે તો,

શોના રહેવું, સરિત વહને ધૌત કે સ્થાન માંહિં. ૨
રોજો બાપુ ! રડતું, ઝુરતું, સ્નેહ સાથે જડેલું,
રોજો બાપુ ! હૃદય હલકું, દુઃખ રીતું થવાને;
અશ્રુ, વ્હાલાં ! હૃદય ઝરતાં, લુછશે કો તમારાં,
લુછી, બાપુ ! નયન પરનાં સુખ અન્યોન્ય દેજો. ૩
વીતી થોડા, દિવસ દુખીઆ, આવશે સુખનાને,
રેડી હર્ષો, નવલ નવલા, ભૂલશો હૈયું આતો;
વ્હાલાં બીજાં સુજનસમ ઘણાં આપશે હર્ષ જૂદા,
દૂરે વાસ પ્રણયિજનનો ભૂલવે સ્નેહ બાપુ ! ૪
રોશો ના કો. જગત વળી સૌ દેખશો નાહિં શૂન્ય,
જોશો ના કો મુજ ગમનની શોકથી રે ! દિશાઓ;
કલ્પી મ્હારી સ્થિતિ દુખી કદી રે ! રડી કમ્પશો ના,
પ્રારબ્ધે જે હૃદય મહિં આ પ્રેર્યું તેવું થશે સૌ. ૫
જાણું ના હું, હૃદય મૃદુ આ, શે કઠોરં થયું છે,
જાણું ના હું કયમ નયન આ જોઈ સંસાર થાક્યું;
સ્નેહે બાપુ ! જગત તણીએ, સાંકળે બાંધ્યું'તું તે,
હૈયું હાવાં, તુટી છુટી જાય, બાપુ ! વિશેષ તું આ. ૬

૨-૭-૧૦. "સ્વામિ નિર્ગુણાનંદ"

# एक शुन्य घडी.

મેઘે વિશ્વછવાયું કિંતુ જળનું એકે ન ટીપું પડે,
ઉગ્યો છે દિનનાથ હોય તડકો પડતો ન ક્યાંય દિસે.
વાયુ હા ! નથી વૃક્ષ પર્ણ પરથી આનંદ રેલાવતો,
સૌ સત્વો પ્રકૃતિ તણાં કયમ સુતી શાંતિ ધરીને રહ્યાં.
બોલે કોકિલ મીઠું હોય કયમ હા ! આજે કઠોરં સુણું
શે આ શિખી દીસતો પણ અરે ! કુરૂપ શે નીરખું;
પુષ્પો કેરી સુગન્ધની લહરીથી શે આજ રાચું નહિં.
સૌ નૈસર્ગિક મોદ બાઇ ! કયમ હા ! શોકે ભર્યો આવતા. ૨
ના સંયોગી, વિયોગી હોય કયમ હું ભાસું છું મ્હારા મને,
એકાકી હું સદૈવ હોય કયમ હું એકાકી આજે દિસું:
કયું શે હું પ્રિયા છબી હૃદયમાં પાસેજ શે વાંછતો,
એકાન્તપ્રિય હું છતાં કયમ અહો ! એકાન્ત ધિક્કારતો. ૩
ઘડ ક્યાંય ન દિસતો કયમ અહો ! છે સર્વવ્યાપી છતાં,
ભાસે તેની લીલાનું ભાન ન મને, નિસર્ગના તેથી શું !
ચોટે ચિત્ત ન ક્યાંય, કયું પ્રિય, ના હોવે ગમે કે મ્હને,
એ સંકલ્પની માળ આ હૃદયમાં તુટી ગઇ શે અરે ! ૪

૫-૬-૧૧. કુસુમાકર.

# निर्वेद.

પૃથ્વીના પરિવર્તનો બહુ બહુ ચાલ્યાં અરે રે ! ગયાં,
ને એ શૈશવ કાલને કંઇ ઉંડે ખુણે ભરાઇ ગયું,
સૌ કૌમાર તણા સખા ત્યજી મ્હને આનંદ લેતા ગયા,
હાવાં હું હરિ ! એકલો સ્મરી સ્મરી ખેરૂં અરે ! આંસુડાં ૧
કાપી વાટ ઘણી, ફરૂં, નીરખું હું, છેટેથી એ પંથને,
ને એ મોદ મહીં ભરેલ સુખની ઝાંખી દૂરેથી કરૂં:
જોયાં મ્હેં તરૂઓ પરે વિલસતાં રૂડાં રૂડાં પંખીડાં,
ખેલ્યાં સાથ ઘણું અને સમયને વીત્યે ઉડી સૌ ગયાં. ૨
જોતો ચો તરફે દીઠી તરૂતણી ઉંડી ઉંડી ઝાડીઓ,
આળંગે, સુણતો ઘણા નવિન કો મોટા ખજાના જડે;
કિંતુ તે મુજ શક્તિથી દૂર ગણી ચાલ્યો ગયો ત્યાં થઇ,
મ્હારી તે સ્થળમાં હતી ટુંકી ટુંકી, બારીક સૌ કલ્પના. ૩

આહ્લાદો દઇ કોઇ પંથ મુજનો ટુંકો બતાવી ગયા,
ને સ્નેહી કંઇ વાટમાં મળી જઇ વાતો શું ભેળી જતા;
પીધાં નીર, ઘડી વિરામ લઇને, પ્રીતિ ઝરંતા ઝરે,
વાગ્યા ઘા પ્રિયને ગયે તજી મને હંમેશ કાળે અરે ! ૪

હાવાં તે સુખનાં રહ્યાં સ્મરણ ને ચાઠાં રહ્યાં દુઃખનાં,
સંભારી સુખ દુઃખ, દુઃખ સુખ આ અંતર્મહીં લાગતાં;
આવ્યો પંથ હવે ઘણો વિકટને પેસંત હું તો ડરૂં,
ઇચ્છું પાછું પ્રયાણ કિંતુ કયમ આ યાત્રાજ પૂરી કરૂં. ૫

જોઉં વાટ મુસાફરી પૂરી કરી ક્યારેય મૃત્યુ મળે,
કાં તો આ જગતંત્રના ખટપટી રસ્તેથી મુક્તિ જડે,
રે કંઇ અભિલાષના, જગતના દુઃખી પરિણામથી;
એ ચીના, પથના અનિશ્ચિત હવે એકાન્ત વાસો વિના. ૬
આ સંસાર તણા સહુ જખમ મ્હેં, લાગેજ સર્વે સહ્યા,
ભાસે, કોઇ હશે ન દુઃખ અદકું પીડંતુ સૌ પ્રાણીને,
દાખી આશ સુખો તણી નીરખું હું આનંદ જૂદા પરે,
કિંતુ ચિત્ત નિરાશ થૈ દુઃખ થકી, વીંટાઇ રે રે વળે, ૭

ઇચ્છું દે હરિ ! મૃત્યુ વા મતિ ભળે વૈરાગ્યમાં સર્વદા.
ભૂલું ના તુજને અને ભુલી જઉં હંમેશ સંસારને,
દેજે સંયમ ઇન્દ્રિયોપર ફરી હાલે કદીએ નહિં,
કંટાળી મુજને ગણું જગતથી છૂટો સદાએ, પ્રભો ! ૮

સ્વામિ નિર્ગુણાનંદ "

## વૈરાગ.

આહારો ઉપભોગ સૌ નકી અમે ત્યાગી, રહીશું હવે,
વસ્ત્રો, આભૂષણો ત્યજી ધરીશું કો કૌપીન અંગો પરે;
ત્યાગી સુહૃદ સ્નેહીઓ સરવને એકાન્તમાં રાચશું,
છોડી આ ગૃહબાર જાશું વનમાં સુખે દિનો ગાળશું. ૧
સંસારે સુખ છે ન, જોયું સઘળું દુઃખે ભર્યું સુખ એ,
ચાખ્યો સ્વાદ મીઠો, થયો કટુ પછી, લ્હાવો લીધો સર્વનો,
પતિ કોણ ! પિતા, સહોદર, સ્વસા, માતા, સહુ કોણ એ !
સ્વાર્થે સ્નેહ કર્યો, સર્યો પછી વળી શો સ્નેહ એ સર્વનો ! ૨
વ્હાલાંનો નહિ પ્રેમ કાંઈ, સહુએ ખોટો ધર્યો વેશ જ્યાં,
શે રૂહેવાય અરે તહિં ખળ તણાં વાસે હમારા થકી;
જો દષ્ટિ સુખની પડે અમ પરે એ સ્થિતિ ના તે સહે,
એવા વિષ ભર્યાં, અનિષ્ટ જગતે રહેવાય નાના કદી. ૩
સંસારે રહી શે સહીશું દુઃખ એ ! જઈશું, રહીશું વને,
પામીશું દુઃખ નકી જો અહિં, તદા શે પામીશું ત્યાં નહિ;
લક્ષ્મીનું શીદ ધ્યાન ધારી હૃદયે ફરે પડીશું હમે !
ધ્યાશું નિત્ય જટીશ તો, દિવસ કો મુક્તિ અમોને મળે. ૪
ઇચ્છા પૂર્ણ થવા તપીશું તડકે, રહેશું વળી શીત જો,
શે ના તે સહુ વેઠીશું અટલીએ સત્સંગ કાજે અમો !
દેશે દુઃખ કદી, વિધિજ શરીરને રહેતાં સદા જંગલે,
તે શાને નહિં કે અહિં નરકશા સંસાર ખાડા વિષે. ૫
દુઃખી કે સુખી પૂર્વ જન્મ કરીયાં કર્મે થવું નકી તો,
સંસારે રહી શીદ ભૂલી ઇશને વીંટાઇશું જાળમાં;
માયામાં લપટાઇને, નહિં કદી હું કોણ શોધાય તો,
શે જાતું નહિં સાધુ પાસ વનમાં શોધાય આત્મા જહિં. ૬

૨૬-૫-૧૯૦૯. સ્વામિ નિર્ગુણાનંદ"

## —કોયલને—

તું મીઠું મીઠું કંઇ કુંકજે રે કોયલડી;
ડાળે ડાળે ને પાન પાન ઉડજે રે કોયલડી.
લ્હારી બંસી મનોહર વાંતી રે કોયલડી;
તું સહકારમંજરી ખાતી રે કોયલડી.
મ્હારા વનમાં છે આંબા ઝાઝા રે કોયલડી.
નીલા ઘેરાને સાજા તાજારે કોયલડી.
ફળ ત્હેનાં ખાવા હું આવું રે કોયલડી;
સાથે સુહૃન્મંડળ લાવું રે કોયલડી.
ત્હેનાં ચિતડાં તું બંસરીના સુરે રે કોયલડી;
રસબસ કરી ત્હેમાં રાગ પુરે રે કોયલડી.

સ્વાત્માનુભવ જીનકો ભયો હૈ,
યહ દુઃખરૂપ જગ તીનકો ગયો હૈ;

આ શ્રીનૃસિંહવાણીવિલાસના વચનપ્રમાણે જેમને આત્મસત્તાનો અનુભવ થયો હોય છે તેમને કોઈપણ પ્રસંગ દુઃખરૂપ નથીજ. તેમને સર્વ સ્થિતિઓ સુખરૂપ જ છે.

જગમાં તે જીવ્યો જેણે બ્રહ્મરસ પીધો,
જનમાં તે દીપ્યો જેણે હરિરસ પીધો;

આ શ્રી નૃસિંહાચાર્ય ભગવાનનાં વચન પ્રમાણે બ્રહ્મરસનું પાન કરવા અંતઃકરણને અભિમુખ રાખો. પ્રતિદિવસ, પ્રતિસમય આત્મસત્તા પોતાનો દૈવી પ્રકાશ બહિર્ પ્રસારવા તમને નૂતન નૂતન તપશ્ચર્યાના માર્ગો સ્ફુરાવે છે, જે માર્ગમાં આત્મસત્તાનું સર્વોત્તમ અનુભવયોગ હોય તે માર્ગનેજ શ્રેષ્ઠ માનો. પ્રસંગે આત્મસત્તા પર શ્રદ્ધા દુર્બળ જણાશે પણ જો એ સત્તાપર દૃઢપણે આસ્થા રાખશો તો એ આત્મસત્તા પોતાનું દૈવી સ્વરૂપ તમને દર્શાવશે જ, નિર્જન વનમાં પણ આત્મસત્તાનું ભાન તમે કરશો અને જીવસત્તાથી મળતાં સુખોપ્રતિના મોહને ત્યજશો તો આત્મસત્તાનું અખુટ ઐશ્વર્ય ભાળશો.

આત્મસત્તાનું અનુસંધાન કરનારનો પ્રતાપ મલિન તામસ આવરણોને ભેદવા સમર્થ છે, જીવભાવનાથી જે સુખસાધન મનાયેલાં છે તે તે સાધનને ત્યજો અને આત્મસત્તાના અનુસંધાનથી જે જે સત્પ્રયત્નો, સત્કર્મો મનાયલાં છે તે તે સર્વને આદરો. સત્પ્રયત્નોના આશ્રિમમાં તથા તેવાં સત્કર્મોની ઉગ્રતામાંજ આત્મસત્તાનું શુભ ઐશ્વર્ય રહેલું છે. જીવે એવાં સત્કર્મોની ઉગ્રતામાં જ હિત માનવું ઘટે છે અને તેમ કરતાં તે આત્માના નૂતન નૂતન સામર્થ્યને અનુભવતો થાશે.

આત્માનો સાક્ષાત્કાર કરવા માટે મમત્વને શિથિલ પાડવું. અયોગ્ય ભાસતી પ્રવૃત્તિમાં અનર્ગલ સુખ પ્રતીત થાય તોપણ તેના પ્રતિ રાગને સેવવો નહીં. મોહને હણવો. પ્રાપ્ત શરીરબલ, મનોબલ, દ્રવ્યબળનો સદુપયોગ કરવો. નૈસર્ગિક વેગ સાહસ માટે પ્રકટે તેને દબાવવો નહીં. साहसे श्रीः प्रतिवसति એ વચનને લક્ષમાં રાખો.

ચારિત્ર્યમાં કૃપણતા, લોભ, સ્તેય, કાપટ્ય, અસદ્વૃત્તિ વગેરે મળ હશે તો આત્મરવિનું દર્શન નજ થશે. ભલે નિર્ધનતાનો ભાસ થાય, ભલે સંકોચનાં દર્શન થાય તોપણ અંતરાત્માનો ઠપકો મળે એવું વર્તન નજ સેવવું. અંતરમાં રહીને આત્મા તમને તીર્થાટન કરવા પ્રબોધે તો ગૃહમાં ભરાવું નહીં. અંતરમાં વસેલા આત્મા તમને અવિહિત ભોગપ્રતિ ઉપેક્ષા ધરવા પ્રબોધે તો તમે મોહવશ થઇ તે તે ભોગને સ્વીકારશો નહીં.

અણુએ અણુએ આત્માના પ્રકાશને અનુભવો. જીવનબળથી પૂર્ણ બનો. અંતરાત્મા તમને એવાજ પ્રયત્નો સૂચવશે કે જેમાં ધનનો વ્યય કરવો પડે. શરીરને કષ્ટ આપવું પડે મનનો નિગ્રહ કરવો પડે, વિષયો સમીપ છતાં તેમનો ઉપભોગ કરાય નહીં તોપણ એમજ સમજવું કે માયાથી અતીત પદ જે આત્માનુભવ તેને માટે જ આ તૈયારી છે.

અંતરાત્મા તમને સૂચવે છે કે તમારે વિષયોના મોહને ત્યજવો, જરા પણ દોષવાળું વર્તન તમને લાગે તો તેને ત્યજી દેવું, દુર્જન પોતાના સ્વભાવને અનુસરી દુર્જનતા દર્શાવે તોપણ તમારે શાંત અવિકળ રહેવું, મોહવશ સ્થિતિનો ભાસ થાય એવું વર્તન ન જ સેવવું લોભ, લાલસા વગેરે દોષનો સ્પર્શ ભાસે તેવું વર્તન ન જ સેવવું તો ખડ્ગની ધારપર રહેવા જેવી સ્થિતિનો સ્વીકાર કરો. વિષયોના સ્વીકારમાં માહાત્મ્ય નથી પણ વિષયોથી નિર્લેપ,

સ્વતંત્ર, કૂટસ્થસમ રહેવામાંજ આત્મસત્તાનો અનુભવ મનાયો છે. માટે પ્રત્યેક વર્તનદ્વારા, પ્રત્યેક પ્રવૃત્તિદ્વારા મોહની સત્તાને ક્ષીણ પાડો. ચારિત્ર્યમાં રજસ્તમસના સદ્ભાવને જણાવનાર પ્રત્યેક પ્રવૃત્તિને પરિત્યજો. સાત્વિક, શુદ્ધ સાત્વિક, કેવળ નિર્મોહ, નિષ્કલંક પ્રવૃત્તિથીજ આત્માનું અનવધિ પરિરક્ષક સામર્થ્ય અનુભવમાં આવશે.

અંતરાત્મા તમને જણાવે છે કે શિથિલતા વા જીવભાવનાને પોષનાર પ્રવૃત્તિઓને ત્યજો. રાગ, મોહ કે વિષયલોલુપ પ્રવૃત્તિને છોડી દો. એક અદ્વિતીય પરમ .તત્ત્વથી અભિન્ન કરનાર સન્માર્ગ પ્રતિજ પ્રેમ રાખો. તો વૃત્તિમાં દુર્બળતા પ્રકટાવી વા સન્નિશ્ચયને શિથિલ પાડી રજસ્તા મિશ્રણવાળું આચરણ નજ કરો. ચારિત્ર્યમાં એવો સ્વભાવજ ઉપજાવો કે પ્રવૃત્તિ માત્રદ્વારા શુદ્ધ સત્ત્વબલજ વધે. તમને પ્રસંગે કોઇ હાનિ પ્રતીત થાય તોપણ જરા કસોટીમાં ઉતરતાં વિરાગ, નિર્મોહતા, શુદ્ધ વર્તન વગેરે સંપત્તિઓમાં કોઇ વિલક્ષણ અદ્ભુત સામર્થ્ય વા ઇશત્વ અનુભવમાં આવશે. જીવને શિવપદે સ્થાપનાર, જીવને ઇશપદે આણનાર ચારિત્ર્યમાં ઉચ્ચ ભાવો છે. શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા વગેરે દૈવી લક્ષણો પોતાનો પ્રભાવ કાળે કરીને પ્રકટ કરે છેજ. માટે પોતાનું અલૌકિક સ્વરૂપ અનુભવવાને મનુષ્યે શીત, વૃષ્ટિ કે આતપને સહન કરવાં, નિદ્રાનો જય કરવો, ધૈર્ય, સ્થૈર્ય વગેરે સેવવાં, આકુલ વ્યાકુલ ન થવું, નીતિ ટેકનું પાલન કરવું, પરાધીન અવસ્થાને ત્યજી દેવી અને આત્માશ્રયી થવું.

જે સજ્જન પરમતત્ત્વથી અભિન્ન થવા ઇચ્છે છે તે સજ્જન કેવલ આત્માનુસંધાનનેજ આહાર માને છે. જ્ઞાનામૃતનેજ પોષક દ્રવ્ય ગણે છે. તત્ત્વવિચારનેજ પ્રધાન ચિંતનીય વસ્તુરૂપ ગણે છે. તો એવા નિર્મલ ચારિત્ર્યને તમારા જીવનમાં ઉન્નત રાખી વિષયવિવશ, મૂઢ સ્થિતિને ત્યજો અને આત્માનુસંધાનવાળી સાક્ષીપદે રાખનાર મુક્ત વા મહામુક્ત સરખી દશાને પ્રતીત કરો.

પ્રત્યેક દિવસે આત્માનું નિગૂઢ ઐશ્વર્ય વિશેષ પ્રમાણમાં તમારા દ્વારા પ્રકટ કરનાર શુદ્ધ સત્ત્વમય પ્રવર્તન છે. રજસ્ તમસ્ના અંશને નિઃશેષ નિવારો. યાચના, દીનત્વ, સ્વાર્થી સ્વભાવ, દાસત્વ વગેરેના સંસ્કારોથી આત્મપ્રકાશ અનુભવશો નહીં. પણ નિર્મોહિતા, નિર્લેપપણું, ઔદાર્ય, નિઃસ્વાર્થપણું વગેરે સલ્લક્ષણોજ આત્મપ્રકાશનું દર્શન કરાવશે.

તમારા ચારિત્ર્યમાં પ્રતિદિન કોઇ કોઇ દૈવી સંપત્તિને વિશેષ વિશેષ પ્રતીત કરો. સ્વાર્થની સ્પૃહાને બીલકુલ ધારશો નહીં. યુક્તિથી અર્થ સાધવાનું અસરલ વર્તન નિઃશેષ ત્યજો. સ્વાભાવિક વર્તનજ સર્વદા અર્થસાધક મનાયું છે. વક્ર પ્રવૃત્તિ હિતકર નથીજ. દુર્જનને પણ સજ્જન કરનાર આપણો નૈસર્ગિક શુદ્ધ નિર્મળ વ્યવહાર છે. સર્વના બંધુરૂપે વર્તી બંધુત્વને શોભે તેવાં અનેક સત્કાર્યો કરો. અને તમે સર્વત્ર બંધુત્વનેજ પ્રકટ અનુભવશો. વિરાગજળથી જેમનું હૃદય ભીંજાયલું હોય છે તેઓજ સાચા મહાત્મા છે. અને એવા મહાજનોજ આત્માનું શુભ ઐશ્વર્ય અનુભવે છે.

આત્માનું ઐશ્વર્ય અપાર છે. પણ તેનો સાક્ષાત્ અનુભવ કરવા માટે બુદ્ધિને અત્યંત તેજસ્વી રાખવી પડે છે, રજસ્ કે તમસ્‌ને સૂચવનાર પ્રવૃત્તિ દોષમયી છે. જેમનું લક્ષ્ય અતીવ ઉચ્ચ છે તેમનું ચારિત્ર્ય અતિવ ઉચ્ચ હોવાની જરૂર છે. જીવ પ્રયત્ને કરીને દેવ બને છે અને પ્રયત્ને કરીનેજ ઇશ બને છે. જે સ્થાનમાં આપણે વસીએ તે સ્થાનપરના આપણા વર્તનથી સોહમ્‌બંધરૂપ થઇએ ત્યારે ખરૂં. વિષયમદસ્થિતિને પ્રતીત કરીએ તો તે ખોટું છે. અને ઉપાધીરૂપ થઇએ તે ખોટું છે. અને તારકરૂપ થઇએ. દશતિ કરીને ક્ષણીભૂત સ્થિતિને પ્રકટ કરી તે તેથી યોગ્યતર છે.

મનુષ્ય જો સાવધ હોય છે તો તે પોતાના બ્રહ્મમય ભાવનેજ પોતાનાં સર્વ વર્તનદ્વારે પ્રતીત કરે છે. બ્રહ્મતત્ત્વ પૂર્ણ છે. નિર્દોષ, નિર્મળ છે. મનુષ્યે જો આત્મપદને અનુભવવું હોય તો તેણે માયકાંગલાપણું ત્યજવું. વિષયોના દર્શનથી મોહવશ થવું નહીં પણ વિષયો ભાળીને ઉન્નત, નિર્લેપ રહેવું. ક્રિયા માત્રમાં પૂર્ણપણું પ્રકટાવવું. વિષયલોલુપ સ્વભાવ નિઃશેષ પરિત્યજવો, અંતરાત્માના આદેશમાં શંકા ધરવી નહીં. નૂતન નૂતન કસોટીના પ્રસંગોને વંદ્ય ગણવા.

મનુષ્ય નિયામક, સ્વતંત્ર, સર્વ શક્તિમય આત્મતત્વથી અભિન્ન છે. જેનો પ્રયત્ન સર્વાંશે નિર્મળ છે તે પુરુષ જ પોતાનામાં આત્મસંપત્તિને પ્રતીત કરાવી શકે છે. દીનત્વ, દાસત્વ, શિથિલતા, દુર્બલતા વગેરેને જન્મ આપનાર જીવનું મોહવશ વર્તન છે. અને જ્યાં મોહના આવરણમાં જીવ સપડાયો કે તેનું સ્વતંત્ર સામર્થ્ય ક્ષીણ પડે છે. ભય, લોભ, મોહ લિપ્ત જીવન એ મનુષ્યના બ્રહ્મતેજને ક્ષીણ પાડે છે. શંકાને પરિત્યજો, ઉતાવળાપણું, અધૈર્ય, અશ્રદ્ધા એ આત્મપ્રકાશને પ્રકટ થવામાં વિઘ્નરૂપ છે.

ભયને ન જ સેવો. સત્કર્મની વૃદ્ધિને જ લક્ષમાં રાખો. મંગલ કાર્યો મોટા પ્રમાણમાં કરો. સાધુતાને સર્વત્ર વિસ્તારો. મિથ્યા દાસત્વને વૃત્તિમાં ન સ્થાપો. ઢીલો પોચો પ્રયત્ન ન જ સેવો સન્નિશ્ચયને દુર્બળ પાડી તોડો નહીં. બ્રહ્મતેજને ક્ષીણ પાડનાર કોઇ પણ રાજસ વર્તનને ન જ સ્વીકારો. ઉચ્ચતમ લક્ષ્યને વૃત્તિમાં સ્થિર રાખો, તમારા દૃષ્ટાંતથી, તમારા વર્તનથી, તમારી વાણીથી તમારૂં બ્રહ્મપદ, નિર્લેપ, નિર્મોહ કૂટસ્થ આત્મસ્વરૂપ પ્રતીત થાય તેમજ વર્તો, પ્રતિદિન આત્માથી અભિન્ન પદનો અનુભવ કરો.

જાણેલું, જોયેલું, સાંભળેલું સર્વોત્તમ વર્તન જીવનમાં, આચારમાં સ્થાપો અને અદ્વિતીય, અનુપમપદે ઠરો. આશ્રિત થશો નહીં પણ આધારરૂપ, આશ્રયસ્વરૂપ બનો. આત્મા તારક છે, સર્વનો આધાર છે. તમે પણ ઇંદ્રિયનિગ્રહ, મનનો જય, સાધુવૃત્તિ વગેરેને પ્રકટ કરો અને અન્ય અનેકને સ્તવવા યોગ્ય બનો. આત્મા સ્વયંપ્રકાશ છે. તમે પણ ઉત્તમ ચારિત્ર્યનાં કિરણો પ્રસારો અને ભાનુરૂપ પ્રકાશો. તમારા ચારિત્ર્યમાં દિનપ્રતિદિન આત્મપ્રકાશને વિશેષ પ્રકટાવનાર તત્વો દાખલ કરો.

જે જે સમયે જે જે વાતાવરણ પ્રાપ્ત થાય તે તે વાતાવરણમાં અત્યંત નિર્દોષ વર્તન સ્ફુરે તેને અનુસરો. આવું વર્તન સેવવાથી કોઇ કોઇ કસોટી થાય તો તેને એમજ સમજો કે શુભ આત્મપ્રકાશ અનુભવવાનું એ દ્વાર્ છે. 'ભક્ત થવું સહેલું રે, કસોટી તો છે કપરી' એ વચન પ્રમાણે ભક્ત થવું સરલ છે પણ કસોટી કપરી લાગે છે. પણ જેમને આત્માનુભવ કરવો છે તેમને નૂતન નૂતન કસોટીજ પ્રિય હોય છે. મનુષ્યને આત્માનું અલૌકિક ઐશ્વર્ય અનુભવાતું નથી એવા પણ પ્રસંગ લાગે છે પણ તેનું કર્તવ્યતો એટલુંજ છે કે તેણે પ્રતિ દિવસ આત્મપ્રકાશ અનુભવાય એવાં દૈવી સંપત્તિઓથી શોભતાં વર્તન સેવવાં. પ્રતિદિવસનાં કાર્યોમાં રજસ્ કે તમસનો અંશ ક્યાં પોષાયો છે તે લક્ષમાં લેવું અને ભવિષ્યમાં તેના તેવા અંશને દૂર રાખી ઉચ્ચતર સત્વપ્રકાશને પ્રકટાવનાર સત્કાર્યો કરવાં.

લોભ, મોહ, આસક્તિ, સ્વાર્થ વગેરે દોષો અંતઃકરણમાં મળને ઉત્પન્ન કરે છે. અને આત્મપ્રકાશપર આવરણને સ્થાપે છે. સૂર્યદેવતાપર મેઘનું આવરણ આવવાથી તે પોતાનો પ્રકાશ સર્વત્ર વિસ્તારી શકતા નથી તેમ આપણી જે જે પ્રવૃત્તિઓ આત્મપ્રકાશને પ્રકટાવનાર હોય તેને જ અનુસરો મનુષ્યે અધૈર્યને સેવવું ઘટતું નથી પણ સ્થિરતાથી સત્કર્મો જ કરતા રહેવું.

સંપૂર્ણ.

सचित्र मासिक.

# श्री भक्त.


અધિપતિ અને પ્રકાશક.
જયમીલરામ લક્ષ્મીરામ
પંડિત.
રાયપર-અમદાવાદ.

સોલ એજન્ટ અને પ્રતિનિધિ
છોટાલાલ મગનલાલ
ત્રિવેદી.
શ્રીભક્ત ઓફિસ-અમદાવાદ

લવાજમ અગાઉથી.

| | |
|---|---|
| હિંદુસ્તાનમાં. | રૂ. ૩–૦–૦ |
| હિંદુસ્તાન બહાર. | રૂ. ૩–૧૨–૦ |


વૈશાખ જેઠના અંક બહાર પાડવામાં વ્યવહારિક પ્રવૃત્તિમાં રોકાણ થવાથી વિલંબ થયો છે. જેને માટે સુજ્ઞ વાચકો ક્ષમા અર્પશે.

અધિપતિ.






આ માસિક શ્રીસત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે શ્રીયુત જમિયતરામ લક્ષ્મીરામ પંડિત અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. ઠે. પાંચકુવા નવા દરવાજા-અમદાવાદ.

## ઘણું જીવો લખતરના નેક નામદાર ઠાકોર સાહેબ.

વિનંતિ કે મારા મિત્ર અને જીવદયાના જાણીતા હિમાયતી રા. રા. લાભશંકર લક્ષ્મીદાસે આપ દયાળુ સાહેબના મહેરબાન વાશાશાન મુખ્ય કારભારી સાહેબ રા. રા. મગનલાલ ત્રીભુવનદાસ તરફથી તેમને મળેલા તા૰ ૧૦-૨-૧૯૧૩ ના પત્રમાંથી નીચેના ઘણા આવકારદાયક સમાચાર મને લખી જણાવ્યા છેઃ—

" કાઠીયાવાડ વેજીટેરીયન સોસાયટી સંબંધમાં 'दया धर्मको मूल हए' એ કહેવતવાળું પ્રસિદ્ધ પત્ર અહિંના નામદાર ઠાકોર સાહેબ શ્રી કરણસિંહજી સી. એસ. આઈ. ના નામ ઉપરનું આવતાં વાંચી તે નામદાર ઘણા ખુશી થયા છે. અને જવાબમાં આપને જણાવવા આજ્ઞા કરી છે કે ખુદ પોતે, રાજ્ય કુટુંબ, અને ભાયાત, તથા પ્રજા વર્ગ, આખા **સ્ટેટમાં વેજીટેરીયનજ છે. માંસાહાર કોઈ કરતું નથી.**

" એથી વિશેષ જાણી આપ ખુશી થશો કે પોતે ભારતની પવિત્ર ભૂમીના ચાર ધામની યાત્રા કરી પધાર્યા પછી દારૂનો ઉપયોગ આપવાનો રીવાજ સને ૧૮૬૬ થી બંધ પાડયો છે. એટલુંજ નહિ પણ **સ્ટેટની હદમાં શિકાર કરવાની સ્પષ્ટ મનાઈ કરવામાં આવી છે.**

### પ્રાર્થના.

ઉપરના અતી આવકારદાયક સમાચાર વાંચીને, આપ દયાળુ સાહેબના સ્ટેટમાં જેવી રીતે સતયુગ ફેલાયો છે, તેવી રીતે બીજાં તમામ દેશી રાજ્યોમાં પણ જીવદયા સર્વત્ર ફેલાય, તથા બીચારાં નિર્દોષ, નિરાધાર, ભીકણ, પશુ પક્ષીઓનાં પ્યારા પ્રાણ બચાવવામાં આવે એવી મહારી પ્રાર્થના છે.

આપ દયાળુ સાહેબ જાણીને ખુશી થશો કે, વિલાયતમાં કેઈ સેંકડો સાહેબો તથા મડમો માંસ ખાતાં નથી તથા બીજા લોકોને માંસાહારનો ત્યાગ કરવાનો બોધ આપવા માટે લંડન, મેન્ચેસ્ટર, એડીનબર્ગ, લિવરપુલ, વિગેરે શહેરોમાં વેજીટેરીયન મંડળીઓ સ્થાપી છે. અને તે દયાળુ મંડળીઓ ઘણું સ્તુતિપાત્ર કામ કરે છે.

તા૰ ૧૯ મી માર્ચ ૧૯૧૩.
શ્રી જીવદયા જ્ઞાનપ્રસારક ફંડ ઓફીસ,
૩૦૯, સરાફ બજાર, મુંબઈ, નં૰—૨.

આપનો સેવક,
લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી.
ઓન. મેનેજર, શ્રી. જી. દ. જ્ઞા. પ્ર. ફં. મું.

બસો રૂપૈઆમાં અન્નદાન સાથે

# અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લંબાવવા કૃપા કરશો! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ!! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ. બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજમાંથી દર વર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દીવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે. અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે? જરૂર મળશે. દયા લાવી લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

## જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે.

દીન વત્સલો!! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ. ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વરસની મોટી ઉમ્મરના અનાથને, અને દરમાસે રૂ. ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યાદાન આપી સનાથ બનાવીશું. આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો (૧૦૦) પાલક પણ નહિં નીકળે? જરૂર દયા લાવી

લખોઃ—

મંત્રી હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.